णमोत्थु ण समणस्स भगवओ महावीरस्स ।

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

[ વિ. સં. ૨૦૦૭-૮ માં આ વિષયને અવલંબીને અમદાવાદમાં અપાયેલાં ૨૩ જાહેર પ્રવચનોમાંનાં પહેલાં પાંચ પ્રવચનોનું ઘણે અંશે પૂર્ણ એવું સારભૂત અવતરણ ]

## પહેલો ભાગ



પ્રવચનકાર

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી-પટ્ટપ્રભાકર, પૂ. સિદ્ધાન્ત મહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પટ્ટાલંકાર-પૂ. પરમ શાસનપ્રભાવક, મહારાષ્ટ્ર દેશોદ્ધારક વ્યાખ્યાન-વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્

**વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ**

શ્રી વીર સં. ૨૪૭૯ સને ૧૯૫૩ વિક્રમ સં. ૨૦૦૯

## આભાર—દર્શન

અમદાવાદ-હાજા પટેલની પોળમાં પાદશાહની પોળમાં નિવાસ કરતા ધર્મપ્રેમી શેઠ શ્રી ડાહ્યાભાઈ પ્રેમચંદ, જૈનો અને જૈનેતરો આ પુસ્તકનો સહેલાઈથી લાભ લઈ શકે એ માટે ગુરુભક્તિના ભાવથી, આ પુસ્તકના પ્રકાશનમાં રૂા ૧૨૫૦) ની સહાય કરી છે, અને શેઠશ્રીની આ સહાયને લીધે જ આ પુસ્તકનું મૂલ્ય માત્ર સવા રૂપીઓ રાખવામાં આવ્યું છે શેઠશ્રીની સહાય માટે આભાર માનીએ છીએ. —પ્ર.



# પ્રકાશકીય નિવેદન

"રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ" એ વિષયને અવલંબીને પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીએ આપેલાં ૨૩ પ્રવચનોને ચાર ભાગમાં પુસ્તકાકારે પ્રગટ કરવાનો ઇરાદો છે. તેમાંના આ પહેલા ભાગમાં પહેલાં પાંચ પ્રવચનો અપાયાં છે. બાકીના ત્રણ ભાગોમાં ૭-૭ પ્રવચનો આપવા ધારીએ છીએ.

ખાસ આગ્રહથી, સુરતનિવાસી શ્રીયુત મ. ત્રિ. ભટ્ટે આ ભાગની પ્રસ્તાવના લખી છે. પૂ. પ્રવચનકારશ્રીના અને તેઓશ્રીનાં પ્રવચનોના પણ દીર્ઘ સહવાસ અને શ્રવણના પરિણામે, તેઓ પોતાના હૈયામાં જે ભાવનો અનુભવ કરી રહ્યા છે, તેને જ તેમણે પ્રસ્તાવનામાં શબ્દદેહ આપ્યો છે.

આ પુસ્તકમાં અમારા અનુપયોગાદિથી જો ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાથી વિરુદ્ધ અગર પૂ. પ્રવચનકાર મહાત્માના આશયથી વિરુદ્ધ કાંઇ છપાઈ જવા પામ્યું હોય કે પ્રુફ વાંચતાં દૃષ્ટિદોષાદિથી ભૂલ રહી જવા પામી હોય, તો તે બદલ મિચ્છા. મિ દુક્કડ દઈએ છીએ.

—પ્રકાશક

॥ ॐ श्रीसद्गुरुदेवपरमात्मने नम ॥

# — પ્રસ્તાવના —

વ્યાખ્યાનવાચસ્પતિ, શ્રી જૈન શાસનપ્રભાવક, પ્રકાંડ પંડિત, આચાર્ય શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજની વ્યાખ્યાનમાળાના પુસ્તક માટે પ્રસ્તાવના હોઈ શકે ખરી ? અને એમના જેવા સમર્થ વ્યાખ્યાતાના વ્યાખ્યાન ઉપર પ્રસ્તાવના લખવાની ધૃષ્ટતા કરવી, એ લખનારને માટે ઉપહાસ ઉપજાવનારૂ નથી ? તો પછી એવા ઉત્તમ પુસ્તક માટે પ્રસ્તાવના શા સારૂ ? ઉત્તર એટલો જ છે કે—આ દોડધામ અને ધાંધલધમાલભર્યા જમાનામાં માણસને લાંબુ વાંચવાની કે વિચારવાની ફુરસદ નથી, એની વેગવતી દોડ મૃગજળ રૂપી ઐહિક સુખ અને ફટકીઆ મોતી જેવી કીર્તિ મેળવવા તરફ છે, મનુષ્યજન્મનું પ્રધાન લક્ષ્ય એ ભૂલ્યો છે, એને જો અલ્પસ્વલ્પ પણ સાચા લક્ષ્યની ઝાંખી કરાવવામાં આવે અને સાચુ સુખ કયા માર્ગે જવાથી મળે એમ છે તેનો ઉડતી નજર જેવો નિર્દેશ તેની સમક્ષ જો મૂકવામાં આવે, તેમ જ આખા પુસ્તકમાં કયાં કયાં ઉપયોગી વસાણાં ભરવામાં આવ્યાં છે, તેનું જો અલ્પાંશે દિગ્દર્શન પ્રસ્તાવનામાં કરાવવામાં આવ્યું હોય, તો સદ્ભાગી મનુષ્યને આખુ પુસ્તક વાંચવાની જિજ્ઞાસા પ્રકટ થાય એટલા એક જ હેતુપૂર્વક આ પ્રસ્તાવના લખવાની મે ધૃષ્ટતા કરી છે

ભારતવર્ષ એ આર્યભૂમિ છે આર્યભૂમિને જ્ઞાની મહર્ષિઓએ તપોભૂમિ અને જ્ઞાનભૂમિ કહી છે મોક્ષની સર્વ સામગ્રી આર્યભૂમિમાં જેટલી સુલભ છે, તેટલી બીજા કોઈ દેશમાં નથી મોક્ષમંદિરનો દરવાજો, એ આર્યદેશ છે એટલે આર્યદેશમાં જન્મ થવો એ જીવનું પરમ ભાગ્ય મનાયું છે અને તેમાંયે **जन्तूनाम् नरजन्मा दुर्लभ** અન્ય જીવોના જન્મ કરતાં મનુષ્યજન્મ મળવો ઘણો દુર્લભ છે, એમ જ્ઞાનીઓ કહે છે એ સર્વોત્તમ મનુષ્યજન્મની મોક્ષના અર્થી બનેલા સ્વર્ગના દેવો પણ ઇચ્છા કરે છે એ દેવદુર્લભ માનવજન્મને પામીને

મનુષ્ય જો સાચી માનવતાના ગુણો સંપાદન ન કરે અને મોક્ષનાં સાધનોનું અનુષ્ઠાન ન કરે, તો એનો ઘણા પુણ્યના બદલામાં મળેલો મનુષ્યજન્મ, બકરીના ગળાના આંચળ પેઠે નિરર્થક છે

પડતર જમીન ઉજ્જડ વેરાન જેવી લાગે છે, પણ જો એમાં જુદી જુદી જાતનાં ફૂલ-ફળનાં વૃક્ષો ક્રમબદ્ધ રીતે વાવીને ત્યાં બાગ, ઉપવન કે વાટિકા બનાવવામાં આવે, તો એ ભૂમિની સુંદરતા અને ઉપયોગીતા અનેકગણી વધી જાય છે, અને જોનારને આનંદ આપે છે તેવી જ રીતે પૂર્વનાં અનેક શુભ કર્મો વડે મનુષ્યશરીર પ્રાપ્ત થયું છે, તો એ શરીરમાં માનવતાના આવશ્યક ઉચ્ચ ગુણોને ખીલવીને એ મનુષ્યશરીરને સુશોભિત કરી મનુષ્યના નામને સાર્થક કરવું એ મનુષ્ય માત્રની પ્રથમ ફરજ છે

શરીરનું બહારનું સૌન્દર્ય બહુ ઉપકારક નથી. બહારનું સૌન્દર્ય દેખાડવા માટે સમય અને દ્રવ્યનો બગાડો કરવો નિરર્થક છે બહારનું સૌન્દર્ય બીજી વ્યક્તિ પર ક્ષણિક પ્રભાવ પાડી શકે છે, પણ આંતરિક શુદ્ધિ-સદ્ગુણોની ખિલવટ પોતાના આત્માને માટે અને સમાજને માટે ઉપકારક હોઈ સર્વત્ર ચિરસ્થાયી પ્રભાવ પાડે છે

ખાણમાંથી નીકળેલા મૂલ્યવાન પત્થર ઉપર કુશળ કારીગર પોતાની કળાથી સંસ્કાર કરી એમાંથી મૂર્તિ બનાવે છે અને મંદિરમાં તેનું પ્રતિષ્ઠાપન થતાં સૌ તેને પૂજે છે અને શિર ઝુકાવી વારંવાર વંદના કરે છે જ્યારે એ જ ખાણમાંથી નીકળેલો બીજો એના જેવો જ પથ્થર અસંસ્કારી રહી જવાથી રખડતો રઝળતો અને ઠેબા ખાતો રહી જાય છે એવી જ રીતે એક સરખા દેખાતા મનુષ્યોમાં પણ જેઓ સંસ્કાર, સદાચાર, સદ્વિચાર અને માનવતા વડે સંસ્કૃત બન્યા છે, તે પુરુષો જ જગતમાં વંદનીય, માનનીય અને સાચા મનુષ્યો ગણાય છે, અને બાકીના પ્રાકૃત મનુષ્યો-સંસ્કારહીન મનુષ્યો-શરીર મનુષ્યનું મળવા છતાં તેઓ **मनुष्यरूपेण मृगाश्चरन्ति** મનુષ્યના રૂપમાં પશુ તુલ્ય છે, એમ વિવેકીઓ કહે છે

ચાંદીના પતરાનો ગોળ રૂપિયા જેવડો કકડો હોય છતાં તેના સોળ આના ઉપજતા નથી, પણ એના ઉપર ટકશાળની છાપ પડી હોય તો જ તેના સોળ આના ઉપજે છે તેવી જ રીતે મનુષ્યના આકારમાં ફરના જીવોની કિંમત સાચા અર્થમાં મનુષ્ય તરીકેની ગણાતી નથી, પણ કોઈ સમર્થ ધર્માચાર્યના સદાચારની, સુવિદ્યાની અને સદ્ધર્મની છાપ તેના પર પડે છે, ત્યારે જ તેનુ સાચુ મૂલ્યાંકન થતાં તે શ્રેષ્ઠ મનુષ્યમાં ગણાય છે

ખોટો રૂપિયો જેવી રીતે આમથી તેમ માર્યો માર્યો ફરે છે, તેમ માનવતાવિહોણો મનુષ્ય પણ જગતમાં માર્યો માર્યો ફરે છે શિષ્ટ અને સુજ્ઞ સમાજમાં એની કોઈ ગણતરી નથી. માટે મહાપુરુષો કહે છે કે– મનુષ્યનું શરીર મળ્યુ એટલાથી જ કૃતાર્થ થવાતુ નથી. મનુષ્યશરીરમાં માનવતા વિકસાવવામાં આવે અને આત્મશુદ્ધિ સાધવામાં આવે તો જ મનુષ્યશરીરની પ્રાપ્તિનું સાચુ સાફલ્ય છે

જગતના નાશવંત અને ક્ષણિક સુખ પ્રાપ્ત કરવામાં મનુષ્યજન્મ રૂપ ચિંતામણિ એળે ગુમાવવો–નષ્ટભ્રષ્ટ કરવો એ વિવેકી મનુષ્યનું કર્તવ્ય નથી

મનુષ્ય જન્મ્યો ત્યારે પુણ્યપાપાદિ સિવાય કંઈ સાથે લાવ્યો ન હતો, અને જ્યારે જશે ત્યારે એ વિના તો કંઈ જ સાથે લઈ જવાનો નથી. આ વાત જોવા–જાણવા છતાં કેમ જાણે દ્રવ્યસંપાદન કરવા દ્રવ્યનો સંગ્રહ કરવા, ઈન્દ્રિયોનાં સુખ ભોગવવા અને વૈભવમાં રચ્યાપચ્યા રહેવા માટે જ મનુષ્યજન્મ મળ્યો હોય–એમ સમજી રાતદહાડાના સરવાળા કરી યેન કેન પ્રકારેણ ધન–વૈભવ મેળવવા અને ભોગવવા તરફ જ તેની દોટ હોય છે એ આંધળી દોડમાં એ આત્માને ભૂલે છે, વાસ્તવિક કર્તવ્યને ભૂલે છે અને મનુષ્યજન્મના પ્રધાન હેતુને પણ ભૂલે છે, અને મન અને ઈન્દ્રિયોનો ગર્ભદાસ (ગુલામ) બની ક્ષણિક સુખમાં રમમાણ રહી આત્માના શાશ્વત સુખને અવગણી મોંઘા માનવજન્મને એળે ગુમાવે છે જન્મ્યો ત્યારે જેને દોઢ ફુટ જગાની જરૂર હતી અને વિદાય થશે ત્યારે જેને કદાચ છ ફુટ જગા જ જોઈવાની છે, છતાં એ બે સ્થિતિની

વચ્ચેના સમયની જેમ બને તેમ વધુ મેળવવાની એની દોડધામ ને ધમાલ જોઈ જ્ઞાની પુરુષોને તેના પ્રત્યે દયા ઉપજે છે ગમે તેટલો વૈભવ હશે, વિપુલ ધનભંડાર હશે, વાડી-બંગલા કે મોટરો હશે, પણ **"संमिलने नयनयोर्न हि किंचिदस्ति"** આંખ મીંચાયા પછી એમાંનું કાંઈ જ કામ આવવાનું નથી, તેમ સાથે પણ એમાંનું કાંઈ લઈ જવાવાનું નથી આ વસ્તુ જાણવા છતાં મનુષ્યનો એના પરનો મોહ છૂટતો નથી **"किमाश्चर्यमतः परम्"** એના કરતાં બીજું મોટું આશ્ચર્ય કયું હશે?

મનુષ્યજન્મ એટલે મોક્ષ પ્રાપ્ત કરવા માટેનું અત્યુત્તમ પ્રાથમિક સાધન. પ્રત્યેક મનુષ્યનું ધ્યેય મોક્ષપ્રાપ્તિ કરવાનું જ હોવું જોઈએ, અને તે માટે શાસ્ત્ર અને સદ્ગુરુનું શરણ લઈ એ મુખ્ય કર્તવ્ય માટે તેણે મંડી પડવું જોઈએ. પણ સાંપ્રત કાળમાં મનુષ્યોનો ઘણો મોટો ભાગ ઐહિક સુખસામગ્રી મેળવવામાં અને તેનો બેફામ રીતે ઉપભોગ કરવામાં પોતાના એ ધ્યેયને ચૂકી જાય છે અને **"पुनरपि जननम् पुनरपि मरणम्"**'ની ઘટમાળમાંથી એ છૂટી શકતા નથી મનુષ્ય આજે આત્માને ભૂલ્યો છે, પરલોકને ભૂલ્યો છે, કુલધર્મનું ભાન ભૂલ્યો છે, સમાજને ભૂલ્યો છે, નૈતિક ફરજ-ધર્મને ભૂલ્યો છે અને મોહને વશ થઈ ધન અને કીર્તિની પાછળ એણે આંધળી દોટ મૂકી છે મૃગજળ રૂપી સુખની પાછળ એ ગાંડો બન્યો છે દરિયામાંથી મોતી કાઢવાને બદલે એ કિનારે પડેલાં શંખ, છીપ અને કોડીઓ એકઠી કરવામાં રોકાયો છે

અનંતજ્ઞાનીઓ પોકારીને કહી ગયા છે કે શરૂઆતમાં અમૃત જેવા જણાતા પણ પરિણામે વિષ જેવા સંસારના વિષયોના સુખ પાછળ તમે તમારા અમૂલ્ય માનવજન્મને વેડફી ન નાખો, પણ પરિગ્રહના મોહપાશમાં જકડાયેલા અને ઈંદ્રિયોના ગુલામદાસ જેવા જીવો એમનું કહેવું સાંભળતા નથી, સાંભળવાની દરકાર કરતા નથી

વિષયોનાં સુખ ભોગવતો ભોગવતો જીવ મનુષ્યકોટિ પામ્યા છતાં પણ એના એજ કુત્સિત વિષયોમાં રમમાણ રહી પશુવત્ જીવન જીવે, તો પછી જ્ઞાનના ગ્રંથો, ધર્મશાસ્ત્રો, કર્મકાંડની અનેક પ્રક્રિયાઓ

દર્શાવતાં પુસ્તકો, મોક્ષના સાધનોના અનુષ્ઠાનની વિધિ, એ બધુ કોને માટે હશે?

મહાપુરુષો કહે છે કે જીવને જન્મજન્માંતરના પુણ્યસંચય વડે મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે અને એ જન્મ વડે જીવ પરમાત્મદર્શન કરી પરમાત્મા બનવાના ભાવે મોક્ષપદનો અધિકારી બની શકે એવો ચિંતામણિ રૂપ એ માનવજન્મ છે માટે એવો અત્યુત્તમ ચિંતામણિ રૂપ મનુષ્યદેહ વિષયસુખોપભોગમાં કે સુખનાં ક્ષણિક સાધન સંપાદન કરવામાં ન ગુમાવતાં, પ્રાપ્ત થયેલા મનુષ્યશરીર વડે મોક્ષ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેવું જોઈએ એક સંતે કહ્યુ છે કે.–

"મનુષ્યજન્મ ચિંતામણિ, મળ્યો તને આ વાર,
મૂર્ખ ગોપની પેઠ તું, ફેંકી ન દે ગમાર."
"પામી મનુષ્યજન્મને સેવ ન વિષય અસાર,
કાચ મૂલ્યથી વેચ મા, ચિંતામણિ ગમાર"

સંસારમાં મનુષ્યે સાચી માનવતા પ્રાપ્ત કરી મોક્ષપથ પર આરૂઢ થવા માટે પોતાના આત્માની પરમાવસ્થાના આદર્શનું ધ્યેય નક્કી કરી તેના સાચા માર્ગે પગરણ માંડવાની જરૂર છે

પરમ કારુણિક મહર્ષિઓએ અત્યંત અનુકંપા વડે મોક્ષેચ્છુ-મુમુક્ષુઓ માટે મોક્ષપથપ્રદર્શક શાસ્ત્રો લખીને તૈયાર રાખ્યાં છે એ શાસ્ત્રોનો આશ્રય લઈ, મુમુક્ષુઓ એ માર્ગે પ્રયાણ કરે છે

"પરોક્ષ અર્થ દેખાડીને, છેદે સંશય અંધ,
શાસ્ત્ર આંખ સઘળા તણી, વિના શાસ્ત્ર સૌ અંધ."

શાસ્ત્રમાં દર્શાવેલા માર્ગો પરોક્ષ જ્ઞાન આપે છે, પણ એ જ્ઞાનને યથાશક્ય પ્રત્યક્ષ કરાવનાર અનુભવી અને જ્ઞાની ગુરુની પરમાવશ્યકતા છે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યુ છે કે–

"तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥" અ ૪, ૩૪

[ એ જ્ઞાન તું જ્ઞાનીઓને પ્રણામ કરીને, વારવાર પ્રશ્નો પૂછીને

અને તેમની સેવા કરીને મેળવ એમ કરવાથી બ્રહ્મનિષ્ઠ જ્ઞાનીઓ તને જ્ઞાનનો બોધ કરશે ] શ્રુતિ પણ કહે છે કે —

" तद्विज्ञानार्थं सद्गुरुमेवाभिगच्छेत् समित्पाणि श्रोत्रियं ब्रह्मनिष्ठम् "

[ આત્માના વિજ્ઞાન માટે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એવા સદ્‌ગુરુ પાસે સમિત્પાણિ થઈને તું જા. ]

ગુરુ પણ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ એટલે કે જ્ઞાની અને તત્ત્વદર્શી હોવા જોઈએ શ્રોત્રિય એટલે સર્વશાસ્ત્રપારગત અને બ્રહ્મનિષ્ઠ એટલે બ્રહ્મદર્શન કરી એમાં જ સ્થિત રહેનારા, એટલે અનુભવજન્ય જ્ઞાનયુક્ત

શાસ્ત્ર, અનુભવ અને યુક્તિને જાણનારા સદ્‌ગુરુનું શરણ લીધા વિના, કોઈ મનુષ્ય કેવળ શાસ્ત્ર વાંચીને પરમ પદની પ્રાપ્તિ કરી શકતો નથી મોક્ષમંદિરની ચાવી તો સદ્‌ગુરુ–આચાર્યોના જ હાથમાં છે પણ એવા સદ્‌ગુરુ સહજસુલભ નથી હોતા

કેવળ શાસ્ત્રપાઠી ગુરુ કે શાસ્ત્રવિહીન કેવળ અનુભવી ગુરુ બહુ ઉપકારક નથી, પણ જ્ઞાની અને તત્ત્વદર્શી ગુરુ જ મનુષ્યોને મોક્ષ પથગામી કરી શકે છે અને તેવા ગુરુ જ કલ્યાણકારી છે નદી પાર કરતી વેળા અનુભવી છતાં આંધળા માણસની અથવા દેખતો છતાં પાંગળા-બિનઅનુભવી માણસની સલાહમાં સલામતી માટે શંકા રહે છે, પણ આંખ અને પગ જેના સાબૂત હોય તેવા અનુભવી નાવિકની સલાહમાં જ શ્રદ્ધા બેસે છે તેવી જ રીતે સંસારસાગરના સામા કિનારા રૂપ મોક્ષમંદિરમાં સહિસલામત રીતે પહોંચવા સારૂ જ્ઞાની, અનુભવી અને બુદ્ધિપ્રધાન સદ્‌ગુરુના સહારાની અતિ આવશ્યકતા છે સંસારસાગરમાં ડૂબકાં ખાતા મનુષ્યને હાથ ઝાલીને તારનાર જો કોઈ હોય તો તે સદ્‌ગુરુ જ છે

એવા સદ્‌ગુરુઓમાં આચાર્ય શ્રી **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજનું સ્થાન મોખરે છે એઓશ્રી ઉદારચરિત સમર્થ સદ્‌ગુરુ છે એઓશ્રીના ચરણકમળને આશ્રયે રહેના મુમુક્ષુ મનુષ્યો એઓશ્રીના

ઉપદેશને અનુસરી આત્મકલ્યાણના એમણે દર્શાવેલા સાધનોનુ અનુષ્ઠાન કરી, એઓશ્રીએ નિર્દિષ્ટ કરેલા માર્ગે પ્રયાણ કરે તો મોક્ષ હસ્તામલકવત્ છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી

અનેકવિધ શાસ્ત્રોનો તલસ્પર્શી અભ્યાસ, સર્વધર્મસમન્વયની કળા, આત્મજ્ઞાનનો સ્વાનુભવ, વિપુલ બુદ્ધિવૈભવ, તલવારની ધાર જેવી સતત એકધારી દિનચર્યા, શાસ્ત્રના અનુભવજન્ય જ્ઞાનને મનુષ્યના મગજમાં ઠસાવવાનુ કૌશલ્ય, ધીર-ગભીર અને ઓજસ્વી વાણીનો મીઠો-મધુરો અસ્ખલિત પ્રવાહ, રાગદ્વેષરહિત સદા પ્રસન્ન મુખમુદ્રા, સમદર્શીપણુ અને સર્વદેશીપણુ, સૂક્ષ્મ અને તત્ત્વજ્ઞાનના ગૂઢ વિષયને લોકભોગ્ય કરવાની હસ્તસિદ્ધ કળા, ઇત્યાદિ ગુણો એઓશ્રીમાં જોતાં માણસ મુગ્ધ બની જાય છે

એઓશ્રીનાં રસઝરતાં, છતાં અર્થ-ગાંભીર્યયુક્ત અને ચોટદાર પ્રવચનો જેમણે સાંભળ્યાં હશે તેમને ખાતરી થઈ હશે કે એઓશ્રીનો જ્ઞાનભડાર વિપુલ છે

શાસ્ત્રના કઠણુ માર્ગમાંથી જરા પણ વિચલિત ન થઈ જવાય તેની સતત સાવધાનતા, ધર્મપથ પર સતત અગ્ર પ્રયાણ, નિર્મોહપણુ, નિસ્પૃહતા, એકધારુ ધર્મનિષ્ઠ અને આદર્શ જીવન, આ બધુ મનુષ્યને ચકિત કરે એવુ છે

એઓશ્રીનુ પ્રવચન એટલે શાસ્ત્રનો નિચોડ, શ્રોતાઓને સુખદ અને સરળ માર્ગનુ દિગ્દર્શન, સસારના રોગ-દુ ખોના નિવારણ માટેની સજીવની માત્રા, રાગ અને દ્વેષને નિવૃત્ત કરવાની સુલભ અને સચોટ યુક્તિ, અનેકવિધ શકાઓનુ સમાધાન, જ્ઞાન, બુદ્ધિ, અનુભવ અને શાસ્ત્રીય સિદ્ધાતો ચરિતાર્થ કરવાની કળાના ભડારનુ પ્રદર્શન ત્રિવિધ તાપથી તપ્ત થયેલા-દુ ખદાવાનળમાં દગ્ધ થયેલા માનવો પર અમૃતનો પર્જન્ય, મોક્ષમાર્ગ પર પથરાતો પ્રકાશ, સસારસાગરના ભવરણ્યનો દર્શાવતી દીવાદાંડી ભવરણમાં ભટકાતા મુસાફરો માટેનો સુખદ અને સુરમ્ય રણદ્વીપ, સસારના મોહની ભૂલભૂલામણીમાં અટવાઈ પડેલા

છટાએ જનજનાને મુગ્ધ કર્યા હતા ચાલુ વ્યાખ્યાને કોઈ શંકા કરે તો એ શંકાને પ્રસ્તુત વિષયમાં વણી લઈ એવું સચોટ સમાધાન કરવાની એમની અદ્ભુત છટા જોઈ નાસ્તિકોનાં માથાં પણ સહસા નમી પડતાં અને એ ચમત્કૃતિ જોઈ સૌ મુગ્ધ થઈ જતા

સુરતનાં એ વ્યાખ્યાનો ભાંગ્યાંતૂટ્યાં ઝીલીને સ્થાનિક અખબાર "પ્રતાપ"માં સતત અપાતાં હતાં અને એ દ્વારા જનતાને ઘેર બેઠાં એ જ્ઞાનામૃતનું આસ્વાદન કરાવવામાં આવતું

એઓશ્રીનું વ્યાખ્યાન કાગળ પર ઝીલવું એ અતિ દુઃસાધ્ય છે આંખો એમના ચહેરા પર ચોંટી હોય તે ચહેરા પરની રેખા નિરખવામાંથી અને નેત્રમાંથી પ્રસરતી પ્રજ્ઞા ઝીલવામાંથી ખસવાનું મન ન કરે અને કાન એ વાણીપ્રવાહના મધુર આહ્‌લાદક તરંગો ઝીલવામાં મશગુલ હોય અને મન વ્યાખ્યાનની વસ્તુ સમજવામાં તલ્લીન હોય એટલે લખવા જતાં જોવાની ને સાંભળવાની બંને મઝા મારી જાય. એઓશ્રીનાં વ્યાખ્યાનો ઝીલવાનું સામર્થ્ય શ્રીયુત શ્રીકાંતભાઈમાં મેં જોયું છે એમણે ઝીલેલાં વ્યાખ્યાનો "જૈન પ્રવચન'માં આપણે વાંચીએ તો આપણને લાગે કે આપણે મહારાજશ્રીના શ્રીમુખે જ આ વ્યાખ્યાન પુનઃ સાંભળી રહ્યા છીએ. વ્યાખ્યાન ઝીલવાની આ કળા બધામાં હોતી નથી શ્રી શ્રીકાંતભાઈએ આચાર્યશ્રીના હૃદયમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે, એટલે ગુરુપ્રસાદ એમને પ્રાપ્ત થયો છે

સંવત્ ૨૦૦૬–૭નો ચતુર્માસાદિકાલ આચાર્યશ્રીએ પાલીતાણામાં વ્યતીત કર્યો હતો ત્યાં પણ જનતાની એટલી જ ભીડ જામતી. સભાસ્થાનનું પડતું મુંબઈ, અમદાવાદ વગેરે સ્થળેથી ઘણાં જૈનકુટુંબો ચાતુર્માસમાં પોતાના તારણહાર ગુરુમહારાજના સહવાસ માટે ત્યાં જઈને વસ્યાં હતાં અને તેમણે સેવા, સત્સંગ અને ઉપદેશનો લાભ લીધો હતો

સંવત્ ૨૦૦૭–૮નો ચતુર્માસાદિકાલ આચાર્યશ્રીએ અમદાવાદમાં વ્યતીત કર્યો હતો. એમાં પ્રત્યેક રવિવારે પ્રેમાભાઈ હોલમાં સવારે એક કલાક જાહેર પ્રવચન રખાતું હતું એઓશ્રીનાં અમદાવાદનાં વ્યાખ્યાનો

અક્ષરશઃ ઝીલીને "જૈન પ્રવચન" દ્વારા જનતાને એ રસથાળ ધરવા માટેનો ધન્યવાદ શ્રી શ્રીકાંતભાઈને ફાળે જાય છે અમદાવાદનાં સ્થાનિક વર્તમાનપત્રો 'સંદેશ" અને "ગુજરાત સમાચાર'માં પણ એ વ્યાખ્યાનોનો સારભાગ પ્રકટ થતો, એટલે ઈતર જનતાને એ લાભ આપવામાં એ બન્ને પત્રોના અધિપતિઓનો પણ ફાળો છે

આજે દેશમાં જે વિષમ દશા પ્રવર્તી રહી છે અને આર્યદેશની પ્રાચીન અને શ્રેષ્ઠ સંસ્કૃતિને બન્ને પાશ્ચિમની જડવાદયુક્ત સંસ્કૃતિએ લોકમાનસને ચારે બાજુથી ઘેરી લીધું છે, આવી વિષમ પરિસ્થિતિમાં પ્રાચીન સંસ્કૃતિનું સાચું દિગ્દર્શન કરાવી જનતામાં પ્રકાશ પાથરવો, જનતા જડવાદમાંથી પાછી વળીને પોતાની અત્યુત્તમ આર્યસંસ્કૃતિ અપનાવે અને એ દ્વારા દુ:ખદાવાનળમાંથી ઉગરી જઈ પરમ શાંતિ અને સુખનો અનુભવ કરી પરિણામે મોક્ષસુખની અધિકારી બને એ કલ્યાણકારક હેતુપૂર્વક આચાર્યશ્રીએ જનતા સમક્ષ 'રામાયણમાં રહેલો સંસ્કૃતિનો આદર્શ' રજૂ કરીસાચા સુખના માર્ગ પર પ્રકાશ ફેંકવાની કૃપા કરી છે

રામાયણ એ આપણા પ્રાચીન જ્ઞાની મહર્ષિઓનો મોટો વારસો છે એ ઉત્તમોત્તમ માનવજીવન માટેનો આદર્શ ગ્રંથ છે રામાયણનું જ્યાં સુધી અસ્તિત્વ છે ત્યાં સુધી એને આચારમાં મૂકનાર માનવજાતનું અસ્તિત્વ છે રામાયણ એ સર્વોત્તમ માનવધર્મના સિદ્ધાંતોની ક્રિયાત્મક મીમાંસા છે એ સદાચાર અને દિનચર્યાનો આદર્શ ગ્રંથ છે જ્ઞાની ઋષિમહર્ષિઓએ આંતરદર્શનના પરિણામે અનુભવેલા અને ગ્રથસ્થ કરેલા ધર્મના સનાતન સિદ્ધાંતો રામાયણ જેવા આદર્શ ગ્રંથમાં સક્રિય પણે ચરિતાર્થ બન્યા છે એના પરિશીલનથી મનુષ્ય પોતાના જીવનને ધન્ય બનાવી શકે છે અને ઐહિક–પારલૌકિક કલ્યાણ સાધી શકે છે

રામાયણનાં આદર્શ પાત્રોમાં અનુપમ અને શ્રેયસ્કર ગુણો પ્રતીત થાય છે અને એ સૌને માટે આદરણીય તેમજ આચરણીય છે રામાયણ એ સર્વદેશીય ગ્રંથ છે એમાં ધર્મની નીતિની, સદાચારની, સજ્જનતાની અને વિશ્વવિજયની ચાવી છે

રામાયણ એ કેવળ વાંચી કે સમજી લેવા પૂરતો ગ્રંથ નથી; પણ આચરવાનો ગ્રંથ છે એમાં દર્શાવેલા નીતિ અને સદ્ધર્મના તથા વ્યવહારના સિદ્ધાંતો આચરી શકાય તેવા સહેલા અને સરળ છે અને તેથી જ અનેક યુગો વહી જવા છતાં આજે પણ એ અમર ગ્રંથ લોકપ્રિયતા અને પૂજ્યતા પામી રહ્યો છે કેવળ ભારતવર્ષમાં જ નહિ પણ દુનિયાના બીજા દેશોમાં પણ રામાયણનું આદરપૂર્વક પરિશીલન થાય છે રશિયા જેવા દેશમાં ત્યાંની ભાષામાં રામાયણનું ભાષાન્તર થયું છે અને તેની લાખોની સંખ્યામાં ખપત ચાલી રહી છે

રામાયણનો સંદેશ પ્રજા જો હૈયામાં ધારણ નહિ કરે તો વ્યક્તિ કે સમાજ ઉંચે આવી શકશે નહિ અને સર્વ પ્રકારની આબાદીનું સ્વપ્ન કેવળ મનોરાજ્ય જ રહી જશે એમ જ્ઞાનીઓ કહે છે સંસારમાં રહ્યા છતાં મનુષ્ય પરમ પદને માર્ગે કઈ રીતે પ્રયાણ કરી શકે એ રામાયણમાં સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે રામાયણનો આદર્શ જનતા સમક્ષ મૂકવા "રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ" એ વિષય પર અમદાવાદમાં આચાર્યશ્રીની વ્યાખ્યાનમાળા ચાલી હતી સુરત અને પાલીતાણાની જેમ અમદાવાદમાં પણ વ્યાખ્યાનગૃહ–પ્રેમાભાઈ હૉલ–નાનું પડવા માંડયું દિન પર દિન માનવમેદની વધતી જ ગઈ છેલ્લા કેટલાક રવિવારોએ તો ઊભા ઊભા શ્રવણ કરવા માટે ઠેઠ દાદરનાં પગથિયાં પર પણ ઠઠ જામતી આચાર્યશ્રીના પ્રવચનની લોકપ્રિયતાનો એ પ્રબળ પુરાવો છે સવારે ૮–૩૦ કલાકે પ્રવચનની શરૂઆત થતી પણ સવારે સાત વાગ્યાથી ખુરશીઓ પર રૂમાલ પાથરી જગા નિશ્ચિત કરી રાખવામાં આવતી કેટલાક પોતાના છોકરાને, તો કેટલાક પોતાના નોકરને, સ્થાન નક્કી કરી લેવા અગાઉથી મોકલતા ને સ્થાન રોકી લેતા. આ મારો પ્રત્યક્ષ અનુભવ છે

અમદાવાદનાં એ મહાભાષ્ય જેવાં વ્યાખ્યાનો "જૈન પ્રવચન"નાં પૃષ્ઠો ઉપર રહે તે કરતાં એને જો પુસ્તકસ્થ કરવામાં આવે તો તે વિશેષ પ્રચાર પામે અને વધુ ઉપકારક થાય એ શુભ હેતુથી, એ આખી

વ્યાખ્યાનમાળા ચાર ભાગમાં વહેંચી તેના ચાર પુસ્તકો તૈયાર કરવાનું કાર્ય " જૈન પ્રવચન " કાર્યાલયે ઉપાડ્યુ છે, જેનું આ પહેલું પુસ્તક વાચકવૃંદના હાથમાં મૂકવામાં આવે છે એ બદલ એ વ્યાખ્યાન શ્રીમતાર અને એને પુસ્તકરૂપ કરીને પ્રકાશમાં મૂકનાર જૈન પ્રવચન કાર્યાલય –એ બન્ને ધન્યવાદને પાત્ર ઠરે છે

ઉચ્ચ અને અનુકરણીય વિશુદ્ધ ચારિત્ર્યવડે મનુષ્યનો કીર્તિદેહ અમર રહી શકે છે, એ આદર્શ રામાયણમાં છે અને એ આદર્શને વિશ્વ-વિખ્યાત કરવા માટે જ આચાર્યશ્રીએ પરિશ્રમ ઉઠાવ્યો છે એઓશ્રીએ રામાયણ ઉપર સુંદર મનનીય ટીકા લખી છે, અને તે સાત ભાગમાં પ્રકટ થઈ છે એ પુસ્તકો પ્રત્યેક ધર્મપ્રેમીએ વાંચવા જેવાં ને મનન કરવા જેવાં છે અને આચારમાં મૂકવા જેવાં સરળ છે

રામાયણ તો ઘણાએ વાંચ્યુ–સાંભળ્યુ હશે પણ આચાર્યશ્રીએ અનોખી રીતે એ જોયુ છે અને એમાંની આચરણીય બાબતો તારવીને જનતા સમક્ષ મૂકી છે

સ્વચ્છ અને સ્થિર આરસીમાં જેમ વસ્તુનું સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે, તેમ શુદ્ધ અને સ્થિર અંત કરણમાં જ આદર્શ વસ્તુનુ સ્પષ્ટ પ્રતિ-બિંબ પડે છે, માટે અંત કરણની શુદ્ધતા, સૂક્ષ્મતા અને સ્થિરતાની સૌથી પ્રથમ આવશ્યકતા છે અંત કરણની એ યોગ્યતા સદ્ધર્મ, સુદેવ અને સદ્‌ગુરુની આરાધના વડે પ્રાપ્ત થાય છે

આજના બહિર્મુખ અને માર્ગભૂલ્યા જગતને ધર્મ, નીતિ અને શુદ્ધ વ્યવહારના રાજમાર્ગ પર લાવવા માટે રામાયણ જ એક આદર્શ ગ્રંથ છે, અને એટલા માટે જ પૂજ્ય આચાર્યશ્રીએ અમદાવાદની વ્યાખ્યાનમાળામાં ' રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ " એ વિષય પર અદ્‌ભુત અને સચોટ પ્રવચનો કરી જનતાની આંખ ઉઘાડી છે એમની એ વ્યાખ્યાનમાળાનો ઝોક વિશેષે કરીને તપ, ત્યાગ અને તિતિક્ષા તરફ હતો. રામાયણના પ્રત્યેક પ્રસંગમાં એમણે એ ત્રણ મહાગુણોનું જ સર્વત્ર દર્શન કરાવ્યુ છે અને એ ત્રણ ગુણો સંપાદન કર્યા વિના મનુષ્ય

આગળ ન વધી શકે એ દેખીતું છે

કોઈ પણ વિષયની મીમાંસા કરતાં પહેલાં તેની ભૂમિકા તૈયાર કરવી પડે છે, મકાન બાંધતાં પહેલાં તેનો પાયો મજબૂત કરવો પડે છે અને ભૂમિની શુદ્ધિ કરવી પડે છે, તેમ આચાર્યશ્રીએ રામાયણનો આદર્શ મનુષ્યોના હૃદયમાં સ્થાપિત કરવા માટે સૌથી પ્રથમ હૃદયની શુદ્ધતા કરવા સારૂ ચિરકાળથી એમાં હક કરીને બેઠેલા વિપરીત ગુણોનો નિર્દેશ કરી એ અવગુણો દૂર કરી હૃદયમાં શુદ્ધતા અને યોગ્યતા લાવવા માટે ૯ થી ૧૦ રવિવાર એકસરખી રીતે હૃદયનું શુદ્ધિકરણ કરવાના ઉપાયો બતાવવામા જ લીધા હતા

આચાર્યશ્રીની અમદાવાદની વ્યાખ્યાનમાળાનુ આ પહેલું પુસ્તક છે એમાં પાંચ પ્રવચનો સમાવવામાં આવ્યા છે એમાં ખાસ કરીને અંતઃકરણની શુદ્ધિને માટે યોગની ત્રણ ભૂમિકાનુ સવિસ્તર વર્ણન રામાયણને કેન્દ્રમાં રાખીને આપવામાં આવ્યુ છે

પહેલા પ્રવચનમાં વસ્તુના ઉપક્રમ રૂપે મનુષ્યો માટેનો પરમ આદર્શ, આપણી પ્રાચીન સંસ્કૃતિનુ દિગ્દર્શન, જન્મ-મરણનો ભય ટાળવાના ઉપાયો, આજનુ અનર્થકારી શિક્ષણ, નાશવંત-ભૌતિક સુખસામગ્રી માટેનો મોહ, સંસારસુખ માટેની અવનતી ઈચ્છાઓથી ઉપજતી અનર્થકારક પરંપરા, સાધુજીવનની મહત્તા અને તેની ઉપયોગિતા, ભાવિ જન્મને સુંદર બનાવવાની કળા, આત્મા પ્રત્યેનો સાચો પ્રેમ, મનુષ્યની પરાધીનતા આદિ બાબતોનુ સવિસ્તર વર્ણન આપવામાં આવ્યુ છે

બીજા પ્રવચનમાં પરમાત્મા બનવા માટેની યોગ્યતા, મનુષ્ય જીવનની ઉન્નતિ માટેનો મુદ્રાલેખ, જીવવાનો મોહ અને મરવાની બીકની નિવૃત્તિના ઉપાયો, ઉજળા ભાવિ માટેની યોગ્ય ચિંતાઓ, આર્ય સંસ્કૃતિના પુનરૂદ્ધારની સાચી ચાવી, વગેરે વિસ્તારથી સમજાવવામાં આવ્યુ છે

ત્રીજા પ્રવચનમાં મોહને મારવાની યુક્તિ, પાપના પ્રકાર અને તેની નિવૃત્તિ માટેના ઉપાય, ભોગનો ત્યાગ વગેરે વિષયો આપવામાં આવ્યા છે

ચોથા પ્રવચનમાં મનુષ્યો જેને સુખ કહે છે તે સુખ નથી પણ

સુખાકારસ છે, એ વસ્તુ સ્પષ્ટ કરવા ઉપરાંત દેશવિરતિના ઉપાયો તપનું વિધાન, ઇશ્વરનું સર્વશક્તિમાનપણું ઇત્યાદિ બાબતોનું વિવરણ આપવામાં આવ્યું છે

પાંચમા વ્યાખ્યાનમાં વ્યવહારની શુદ્ધતા, પુણ્યની સાથે અવિરતિ દોષમાંથી પાછા વળવાથી થતા લાભ, આધ્યાત્મિક શિક્ષણની જરૂરિયાત અને યોગની ભૂમિકાઓ વગેરે વિષયોને દૃષ્ટાંતો વગેરેથી યુક્તિપૂર્વક સમજાવવામાં આવ્યા છે

જ્ઞાનના ગ્રન્થો, ધર્મશાસ્ત્રો, એ તો સાચી માનવતા જેનામાં હોય, તેવા મનુષ્યોને માટે છે એટલે ખરેખરૂં મનુષ્યત્વ ખિલવવા માટે કયા કયા ગુણોની પરમાવશ્યકતા છે, એ એમણે દાખલા, દલીલો અને સુયુક્તિથી સમજાવવામાં હદ કરી છે

માણસના હૃદયમાં કઇ જમાએ કેટલો કચરો છે તે તલસ્પર્શી વાગ્ધારા રૂપી સર્ચલાઇટ દ્વારા એમણે બતાવ્યો છે અનેક શ્રોતાને ત્યારે લાગતું કે ખરેખર મારા હૃદયનો મેલ આજે હું જોઈ શક્યો છું અને મારા અવગુણોનું આજે મને સાચું ભાન થયું છે

એમનાં વ્યાખ્યાનોમાં નહિ ભાષાનો આડંબર, નહિ અટપટાં વાક્યોની શબ્દજાળ, સીધી, સાદી અને સચોટ વાત. અજ્ઞાન માણસ પણ સહેલાઈથી સમજી શકે એવી સાદી ભાષામાં વિષયને સચોટ રીતે સમજાવવાની અને એકની એક વાત પણ નવા નવા રૂપે રજૂ કરી શ્રોતાઓના હૃદયમાં તે દૃઢ કરવાની કળા અને અર્થગાંભીર્યયુક્ત વસ્તુને પણ સાદી અને સરળ ભાષામાં રજૂ કરવાની એમની છટા ખરેખર અજોડ છે

રામાયણનાં પાત્રોનું વિશેષ રૂપે આલેખન રામાયણમાં કરવામાં આવ્યું છે એ રામાયણમાં આર્ય સંસ્કૃતિનો સર્વોત્કૃષ્ટ આદર્શ બતાવવામાં આવ્યો છે, તેનું હૃદયંગમ પૃથક્કરણ સુંદર આહ્લાદક શૈલી વડે આચાર્યશ્રીએ પોતાની વ્યાખ્યાનમાળામાં કર્યું છે

આ આખી વ્યાખ્યાનમાળા વાંચી તેનું મનન કરી યથાશક્તિ

આચરણમાં મૂકવામાં આવે તો મનુષ્ય પોતાનું જીવન ઉન્નત, બનાવી પોતે આદર્શ મનુષ્ય બની શકે ને ઉત્તરોત્તર આગળ વધી પરમપદ-મોક્ષની પ્રાપ્તિ કરી શકે એમાં શંકા નથી વ્યવહાર અને પરમાર્થ બને સુધરી શકે એવો ઉપદેશ, શું ત્યજવા જેવું છે ને શું ગ્રહણ કરવા યોગ્ય છે, વિહિત માર્ગ કયો ને નિષિદ્ધ માર્ગ કયો, વગેરે નાની-મોટી ઘણી આવશ્યક બાબતોનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે એટલે જૈન અને જૈનેતર સર્વને આ પુસ્તક સર્વ પ્રકારે ઉપયોગી થઇ પડે એવું છે

પોતાના પ્રારબ્ધાનુસાર આવી પડેલા સંસારભારને વહન કરવાની સાથે સાથે પોતાના આત્માના કલ્યાણ માટે પણ પોતાનું જે મુખ્ય કર્તવ્ય છે તેના અનુષ્ઠાનમાં પણ રત રહી શકાય એવા સરળ માર્ગો આચાર્યશ્રીએ બતાવ્યા છે એક સ્થળે કહ્યું છે કે—

"સમ્યગ્દૃષ્ટિ જીવડા, કરે કુટુંબપ્રતિપાલ,
અંતર્ગત ન્યારો રહે, જેમ ધાવ ખેલાવે બાલ"

કોઇ સ્ત્રી કોઈ શેઠને ત્યાં ધાવ તરીકે રહી હોય ત્યારે શેઠના બાળકને તે પ્રેમથી ધવડાવે, રમાડે, પ્યાર કરે અને પારણે ઝૂલાવતાં મધુર હાલરડાં પણ ગાય અને ઉપરથી ઘણું વહાલ બતાવે, પણ એનો હાર્દિક પ્રેમ અને વાત્સલ્ય તો પોતાના બાળક પ્રત્યે જ હોય પોતાના બાળકનું પોષણ શેઠના પગાર પર અને ખાનપાન પર અવલંબેલું હોય છે એટલે ઉપરનો પ્રેમ શેઠના પુત્ર પ્રત્યે બતાવી શેઠનો ભાવ એ સંપાદન કરે છે, તેવી જ રીતે વ્યવહારનાં કાર્યો ઉપરછલી રીતે પણ ઉજળી રીતે કરતો છતો અને તેમાં જ ગમમાણું દેખાતો છતો સુજ્ઞ મનુષ્ય સદૈવ અંતરથી પોતાના આત્મકલ્યાણની ચિંતામાં જ રહેતો હોય છે એની અંતરંગ ભાવના તો આત્મશ્રેયની જ હોય છે અને એ ભાવના પોષાતી રહેવા માટે જ તે જળકમળવત્ વ્યવહારમાં વિચરતો હોય છે

કેવળ સંત મહાત્માઓનાં પ્રવચનો-વ્યાખ્યાનો સાંભળવાથી કે કેવળ શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવાથી કલ્યાણ નથી, પણ તદનુસાર વર્તવાથી જ કલ્યાણ છે જ્ઞાન અને ધર્મ તો જીવનચર્યામાં વણાઇ

જવાં જોઇએ, નહિ તો "**यथा खरश्चन्दनभारवाही, भारस्य वेत्ता न तु चन्दनस्य**" જેવુ થાય એમ સંતો કહે છે

ભેદભાવ ન ભૂલાય, હુ અને મારૂ હૈયેથી ન ખસ, **वसुधैव कुटुम्बकम्** એ ભાવના હૈયામાં ન પ્રકટે, **परोपकारार्थमिदं शरीरम्** એ સૂત્રાનુસાર પરોપકારમાં પોતાના સ્વાર્થની આહુતિ આપતાં સંકોચ થાય, સુખ દુખાદિ દ્વંદ્વોને **अप्रतीकारपूर्वक** સહન કરવાનુ સામર્થ્ય પ્રાપ્ત ન થાય, તો પછી અનેક શાસ્ત્રો વાંચ્યાથી કે સાંભળ્યાથી સત મહાત્માઓનાં ચરણકમળ સેવ્યાથી અને તીર્થયાત્રા કર્યાથી કયુ ઉત્તમ ફળ પ્રાપ્ત થયુ ? એ તો માત્ર મનોરજન કર્યું કહેવાય.

જે આત્મદર્શન માટે-મોક્ષ માટે-ઋષિમહર્ષિઓ અનેકાનેક વર્ષો સુધી એકધારૂ તપશ્ચર્યાચરણ કરતા, તે આત્મદર્શન-મોક્ષ શુ કેવળ શાસ્ત્ર વાંચી લેવાથી કે મોઢે બોલી જવાથી પ્રાપ્ત થશે ? એને માટે તો ધર્માનુષ્ઠાનપૂર્વક કઠણ તપ આદરવાં પડશે અને આદર્શ નક્કી કરી તદનુસાર જીવન જીવવુ પડશે, એમ મહાપુરુષો વારે વારે આગ્રહપૂર્વક આદેશ આપે છે

સતમહાત્માઓનો, સમર્થ સદ્ગુરુઓનો જિજ્ઞાસુ જીવો પર મહ દુપકાર છે દશ્ય જગતમાં અહતા-મમના રૂપી મહાનદમા તણાતા જીવોને હાથ પકડીને તારનાર અને તેમને મોક્ષના સુખદ રાજમાર્ગ પર મૂકનાર અકારણ કરુણાળુ અને સર્વસમર્થ આચાર્ય સદ્ગુરુદેવ જ છે , માટે **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत** જાગો, ઊઠો અને મહાન સદ્ગુરુને શરણે જઈ જાણવા યોગ્ય જાણો અને આચરો એ ત્રિકાળજ્ઞાની મહર્ષિઓનો પરમ કલ્યાણક ઉપદેશ અને આદેશ છે

સૈયદપરા-વાવશેરી
સૂરત
પર્વાધિરાજ પર્યુષણ પર્વ
સ ૨૦૦૮

સંતચરણાનુરાગી
મ. ત્રિ. ભટ્ટ

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

## પ્રવચનાનુક્રમ



## શીર્ષકાનુક્રમ

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

## પ્રવચનાનુક્રમ



## શીર્ષકાનુક્રમ

ॐ ह्रीँ श्रीँ अर्हं नम ।
णमोत्थु ण समणस्स भगवओ महावीरस्स ।
अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधरवराय नमो नम ।

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

વિ સ , ૨૦૦૭ અને ૨૦૦૮ મા
" રામાયણમા સસ્કૃતિનો આદર્શ " એ વિષયને અવલબીને
અમદાવાદ–પ્રેમાભાઈ હૉલમા અપાએલા ૨૩ પ્રવચનો

પ્રવચનકાર

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી-પટ્ટપ્રભાકર, પૂ. સિદ્ધાન્ત મહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર-પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ મહારાષ્ટ્રદેશોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્

## વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

## પહેલું પ્રવચન :

વિ. સં. ૨૦૦૮, જેઠ સુદી ૧૩, રવિવાર
તા. ૧૩-૬-'૫૨, સવારે ૮॥ થી ૧૦॥
સ્થલ-પ્રેમાભાઈ હૉલ, ભદ્ર, અમદાવાદ.

[ તા. ૧૭-૬-'૫૨ રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી પૂ. પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચનશ્રેણિને અંગેનું પહેલું જાહેર પ્રવચન થયું હતું. મજકુર પ્રવચનનો ટૂંક ભાવાર્થ, અત્રેના સુપ્રસિદ્ધ દૈનિક "સેવક" પત્રના તંત્રીશ્રીએ પોતાના પત્રના તા. ૧૮-૬-'૫૨ સોમવારના અંકમાં પ્રગટ કર્યો હતો, કે જે ભાવાર્થ તેમના કાર્યાલયના વૃત્તાન્તનિવેદકે પોતે જ તૈયાર કરેલો હતો. એ ભાવાર્થને રજુ કરતાં, શરૂઆતમાં તેમના વૃત્તાન્તનિવેદક તરફથી નોંધવામાં આવ્યું હતું કે-

" આજે રવિવારે સવારે ૮॥ વાગે જૈન આચાર્ય શ્રી વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે પ્રેમાભાઈ હૉલમાં 'રામાયણની સંસ્કૃતિનો આદર્શ' વ્યાખ્યાનમાળાની પૂર્વ પીઠિકા રૂપે 'માનવજીવનનો પરમ આદર્શ' એ વિષય ઉપર પ્રવચન કર્યું હતું. આ વ્યાખ્યાનમાં મોટી સંખ્યામાં જૈન અને જૈનેતર ભાઈ-બ્હેનોએ હાજરી આપી હતી અને આખો હૉલ ચીકાર ભરાઈ ગયો હતો. આચાર્યશ્રી જૈનધર્મના પ્રખર જ્ઞાતા તો છે પરંતુ તે ઉપરાંત ઇતર ધર્મોના અને સંસ્કૃતિના મહાન વિદ્વાન છે. તેમની વ્યાખ્યાનશૈલિ પણ મનોહર છે. તેમની દલીલો તાર્કિક અને સચોટ હોય છે. આ પ્રવચનમાં આચાર્ય શ્રી મનોહર-વિજયજી તેમજ બીજા જૈન સાધુ સાધ્વીજી મહારાજોએ પણ હાજરી આપી હતી."

પહેલા પ્રવચનનું આ નીચે આપવામાં આવતું સારભૂત અવતરણ, અમારા કાર્યાલયના અવતરણકારે તૈયાર કરેલું છે.

સં. શ્રી જૈન પ્રવચન ]

પ્રવચનકાર

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી-પટ્ટપ્રભાકર, પૂ. સિદ્ધાન્ત મહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર-પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ મહારાષ્ટ્રદેશોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્

વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

# પહેલું પ્રવચન.

વિ સં ૨૦૦૭, જેઠ સુદી ૧૩, રવિવાર
તા. ૧૭ : ૬ '૫૧, સવારે ૮॥ થી ૧૦॥
સ્થલ-પ્રેમાભાઈ હૉલ ભદ્ર, અમદાવાદ

[ તા ૧૭ ૬ '૫૧ રવિવારે સવાર ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી પૂ. પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચનશ્રેણિને અંગેનું પહેલું જાહેર પ્રવચન થયુ હતુ મજકુર પ્રવચનનો ટૂક ભાવાર્થ, અત્રેના સુપ્રસિદ્ધ દૈનિક "સેવક" પત્રના તત્રીશ્રીએ પોતાના પત્રના તા ૧૮ ૬ '૫૧ સોમવારના અંકમા પ્રગટ કર્યો હતો, કે જે ભાવાર્થ તેમના કાર્યાલયના વૃત્તાન્તનિવેદકે પોતે જ તૈયાર કરેલો હતો એ ભાવાર્થ રજુ કરતાં, શરૂઆતમાં તેમના વૃત્તાન્તનિવેદક તરફથી નોંધવામાં આવ્યુ હતુ કે-

"આજે રવિવારે સવારે ૮॥ વાગે જૈન આચાર્ય શ્રી વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે પ્રેમાભાઇ હૉલમાં 'રામાયણમાં સસ્કૃતિનો આદર્શ' વ્યાખ્યાનમાળાની પૂર્વ પીઠિકા રૂપે 'માનવજીવનનો પરમ આદર્શ' એ વિષય ઉપર પ્રવચન કર્યું હતું આ વ્યાખ્યાનમાં મોટી સખ્યામાં જૈન અને જૈનેતર ભાઈ-બ્હેનોએ હાજરી આપી હતી અને આખો હૉલ ચીકાર ભરાઇ ગયો હતો આચાર્યશ્રી જૈનધર્મના પ્રખર જ્ઞાતા તો છે પરતુ તે ઉપરાંત ઇતર ધર્મોના અને સસ્કૃતિના મહાન વિદ્વાન છે તેમની વ્યાખ્યાનશૈલિ ખૂબ મનોહર છે તેમની દલીલો તાર્કિક અને સચોટ હોય છે આ પ્રવચનમાં આચાર્ય શ્રી મનોહર-વિજયજી તેમજ બીજા જૈન સાધુ સાધ્વીજી મહારાજોએ પણ હાજરી આપી હતી."

પહેલા પ્રવચનનું આ નીચે આપવામાં આવતુ સારભૂત અવતરણ, અમારા કાર્યાલયના અવતરણકારે તૈયાર કરેલુ છે

સ **શ્રી જૈન પ્રવચન ]**

વ્યાખ્યાનનો વિષય

આ આર્ય દેશમા, સઘળા ય તત્ત્વજ્ઞાનિઓએ, મનુષ્ય જીવનની એટલી મોટી મહત્તા સ્વીકારી છે કે-એમને જે કાંઈ કહેવું હતું, તે માટે ભાગે તેમણે પહેલા મનુષ્યજીવનની મહત્તાને વર્ણવીને તે પછીથી જ કહ્યુ છે અથવા તો મનુષ્ય-જીવનની મહત્તાને લક્ષ્યમા રાખીને જ કહ્યુ છે મનુષ્યજીવનની આટલી મોટી મહત્તા આકવાનુ વાસ્તવિક કારણ એ છે કે-આત્માનો પરમાત્મા બનવાનો જે આદર્શ છે, તે આ મનુષ્ય જીવન સિવાય બીજા જીવનથી સિદ્ધ થઈ શકે તેવો નથી આ આર્ય દેશમા કોઈ એવો આસ્તિક તત્ત્વજ્ઞાની થયો નથી, કે જેણે માનવજીવનની દુર્લભતાનો સ્વીકાર કરવાનો ઇનકાર કર્યો હોય દુર્લભ એવા પણ માનવજીવનમા, આદર્શની સિદ્ધિ તો, થોડાક જ માનવો સાધી શકે છે, કારણ કે-આદર્શની સિદ્ધિ નથી તો માનવજીવન મળવા માત્રથી થતી કે નથી તો વાતો કરવા માત્રથી પણ આદર્શની સિદ્ધિ થતી. આદર્શની સિદ્ધિ માટે તો સંસ્કૃતિને જીવનમા જીવવી જોઈએ એ સંસ્કૃતિનું વર્ણન આર્ય દેશના ધર્મગ્રન્થોમા કરાએલુ છે અને કયી સંસ્કૃતિ સર્વોચ્ચ કોટિની છે-એ પણ અમુક અમુક ધર્મગ્રન્થોમા વર્ણવાએલુ છે જે સંસ્કૃતિને જીવનમા જીવવાથી આત્મા પરમાત્મા બની શકે છે, એ સંસ્કૃતિને જીવનમા જીવનારા આત્માઓનું વર્ણન પણ ધર્મ-ગ્રન્થોમા કરાએલું છે રામને મુખ્યપણે વર્ણવતા રામાયણમા જે પાત્રોનુ વર્ણન આવે છે, તેમા આ સંસ્કૃતિનો પોતાના જીવનમા વધતે-ઓછે અંશે અમલ કરનારા ઘણા મહાભાગોનું વર્ણન છે, માટે આ સ્થાનના વ્યાખ્યાનોને માટે, મુખ્ય

વિષય તરીકે "રામાયણમા સસ્કૃતિનો આદર્શ" એ વિષય રાખવામા આવ્યો છે એ મુખ્ય વિષયને અગે જ, આજના વ્યાખ્યાનને માટે, "માનવજીવનનો પરમાદર્શ કયો હોઈ શકે ?" એ વિષય રાખવામા આવ્યો છે

### પરમ આદર્શ અને સસ્કૃતિ

માનવજીવનનો વાસ્તવિક આદર્શ, માનવજીવનનો પરમ આદર્શ કોઈ પણ હોઈ શકે, તો આત્મવાદિઓને મન પરમાત્મા થવા સિવાયનો બીજો કોઈ હોઈ શકે જ નહિ આપણે સૌ આપણી જાતને આત્મવાદી મનાવવામા ગૌરવ લેનારા છીએ ને ? અને એથી આપણે પરમાત્મા બનવાને ઇચ્છીએ છીએ, એમ જ મનાય ને ? પરમ કક્ષાએ પહોચવાની ઇચ્છા તો સૌને હોય, એટલે પોતાને આત્મા માનનારો પોતે પરમાત્મા બનવાને ઇચ્છે તે સ્વાભાવિક જ ગણાય જે કોઈ સાચો આત્મવાદી હોય, તે પરમાત્મા બનવાને તો ઇચ્છે જ ને ? એ પોતે પરમાત્મા બનવાને ઇચ્છે-એ તો બરાબર છે, પરન્તુ પરમાત્મા કાઈ એમ ને એમ બનાય ? નહિ જ પરમાત્મા બનવાને માટે તો, સસ્કૃતિને જીવનમા જીવવી પડે આપણે જે આદર્શને કલ્પ્યો છે, તે આદર્શને સિદ્ધ કરવાને માટે જેવા જીવનને જીવવાની જરૂર હોય, તેવા જીવનને જીવવાની જે કળા, એનુ જ નામ સાચી સસ્કૃતિ છે શાસ્ત્રો ફરમાવે છે કે-પરમાત્મા બનવાનો આદર્શ, એ સર્વોત્તમ કોટિનો આદર્શ છે એ સર્વોત્તમ કોટિના આદર્શને સિદ્ધ કરવાને માટે, સર્વોત્તમ કોટિના જીવનને જીવવુ જોઈએ. એ સર્વોત્તમ કોટિના જીવનને જીવવાની જે કળા, તે જ ઉચામા ઉ

કોટિની સંસ્કૃતિ છે, કે જે સસ્કૃતિને મહાપુરૂષોએ શ્રમણુ સસ્કૃતિ તરીકે ઓળખાવેલ છે

<u>હુ આત્મા છુ</u>

આ સસ્કૃતિ કોને ગમે ? આ સસ્કૃતિને જીવનમા જીવવાનુ મન કોને થાય ? એ માટે પુરૂષાર્થ ખેડવાને કોણુ ઇચ્છે ? આવી સર્વોત્તમ કોટિના જીવનને જીવવાની કળાને હસ્તગત કરવાનુ તેને મન થાય, કે જેને એક વાર તો એવો નિર્ણય થઈ જાય કે–' હુ આત્મા છુ હુ આત્મા છું અને અનાદિકાળથી હુ આ સસારમા પરિભ્રમણુ કરતો થકો ભટકી રહ્યો છુ મારૂ અસ્તિત્વ સર્વકાલીન છે, પણુ હાલ તો હુ રખડતો જ છુ મારે આ પરિભ્રમણુથી મુક્ત બનવું જોઈએ અને એ માટે મારે મારા આત્માને પોતાના જ સ્વરૂપમા સુસ્થિર બનાવી દેવો જોઈએ, કે જેને જ્ઞાનિઓ પરમાત્મ-દશા કહે છે મારે જો આ સસારમા પરિભ્રમણુ કરવું ના હોય, તો મારે મારી પરમાત્મ-દશાને મેળવવી એટલે પ્રગટાવવી એ ખૂબ જ આવશ્યક છે અને એ માટે સાચુ શ્રમણુજીવન એ પરમ સાધન છે ' સર્વોત્તમ કોટિની સસ્કૃતિને જીવનમા જીવવાને માટે, સૌથી પહેલા, આ વાત નિશ્ચિત થઈ જવી જોઈએ આવો નિશ્ચય થયા વિના, આપણે સસ્કૃતિની વાતો ગમે તેટલી કરીએ એ બને, પણુ એ જીવનમા જીવાય નહિ ' હુ આત્મા છુ '–આ ભાન તો સદા કાળ જાગ્રત રહેવું જોઈએ ને ? છે એ ? ' હુ આત્મા છુ '–એ વાત, એક કાળે આ આર્ય દેશમા ખૂબ ગુજતી હતી તેને અગે વિવિધ વિચારણાઓ થતી હતી આજે

એ વિચારણાઓ લગભગ બંધ થઈ જવા પામી છે આત્માને ઉદ્દેશીને હિતાહિતનો વિચાર કરનારાઓ, આ આર્ય દેશમાં પણ, વિરલ જ બની ગયા છે

## મારો દેશ કોઈ નહિ

'હું આત્મા છું'-એમ આપણે માન્યું, એટલે આપણે માટે કોઈ નિયત સ્થાન ખરૂં ? 'આપણો આ જ દેશ અને બીજો કોઈ દેશ આપણો નહિ'-એવું 'હું આત્મા છું'-એમ માનનારથી કહી શકાય ખરૂં ? જ્યાં સુધી આત્મા આ શરીરમાં બંધાએલો હોય, ત્યાં સુધી 'હું આ દેશનો છું'-એવું કહીએ તો તે ખોટું જ છે એવું નથી, પરન્તુ જ્યારે આપણે આપણા સમગ્ર જીવનની દૃષ્ટિએ વિચારીએ, ત્યારે આપણને શું લાગે ? કોઈ પૂછે કે-'આત્મા કયા દેશનો ? આત્મા કયા ક્ષેત્રનો ? આત્મા કયા સ્થાનનો ?'-તો એ વખતે તમે શું કહો ? આપણે કહેવું પડે કે-'એવો કોઈ દેશ, એવું કોઈ ક્ષેત્ર, એવું કોઈ સ્થાન નથી, કે જ્યાં આત્મા ગયો ન હોય ! કારણ કે-એવો કોઈ કાળ નહોતો, કે જ્યારે આત્માની હયાતિ હોય જ નહિ આત્મા તો હતો જ, છે અને રહેવાનો જ' સંસારમાં પરિભ્રમણ કરતાં આત્માએ એટલાં બધાં ક્ષેત્રો બદલ્યાં છે, કે જેની કોઈ સંખ્યા નથી ઘણાં ક્ષેત્રો બદલાયાં અને ઘણા કાળ બદલાયા આ ક્ષેત્ર પણ બદલાવાનું જ છે ને ? ત્યારે જે ક્ષેત્ર બદલાવાનું નક્કી હોય, તે ક્ષેત્ર પ્રત્યે મારાપણું હોય ? વર્તમાનમાં આપણે આ ક્ષેત્રમાં છીએ, એટલે કદાચ આપણે એમ કહીએ કે-હું આ આર્ય દેશનો છું, પણ એ મારાપણું કેવું હોય ? વિચારની મર્યાદાવાળું

હોય ને ? ' મારો દેશ આ '–એમ કહીએ, તો ય મરવાળે મનમા એમ તો ખરુ ને કે–' વસ્તુત તો કોઈ જ દેશ મારો નહિ ? ' એટલે આ સ્થાનનો પણ આપણને દઢાગ્રહ તો હોય નહિ ને ?

શરીરનુ બન્ધન

આત્માને જેણે થોડે પણ અશે પિછાન્યો છે, તેને જ્યારે જ્યારે તે પોતાના સ્વરૂપ સબધી વિચાર કરે, ત્યારે ત્યારે ભાન થાય કે–' મારી વર્તમાન હાલત મુસાફર જેવી છે અહી હુ કાઈ સ્થિર થઈને રહી શકવાનો નથી અન્યત્રથી હુ આવ્યો છુ અને અન્યત્ર મારે જવાનુ છે હુ શાશ્વત છુ, પણ મારે માટે અત્યારની સ્થિતિ શાશ્વત નથી ' આવુ પોતા વિષેનુ ભાન જેના હૈયામા જીવતુ ને જાગતુ ન હોય, તેને આપણે જે સસ્કૃતિની વાત કરીએ છીએ, તે સસ્કૃતિની સાથે કાઈ પણ નિસ્બત ખરી ? એવાઓ પણ સજોગોવશાત્ આ સસ્કૃતિની વાતો કરે ખરા, પણ એ વાતો એમને શોભે ખરી ? આપણે તો માનીએ છીએ કે–આપણે આત્મા છીએ આ શરીર એ આપણે નથી આ શરીર, આપણુ પોતાનુ કહેવાતુ શરીર પણ, વસ્તુત બન્ધન રૂપ છે આત્માને શરીરનુ બન્ધન આજનુ નથી, ઘણા કાળનુ છે, આત્મા છે ત્યારથી જ શરીરનુ બન્ધન છે, પણ નવા નવા શરીરો બદલાયા કરે છે આત્માને ખરૂ બન્ધન તો સૂક્ષ્મ શરીરનુ છે, જેને કાર્મણ શરીર કહેવામા આવે છે આત્મા સાથે એ કાર્મણ શરીરનો યોગ અનાદિ કાળથી છે અને એ યોગને લઈને જ આત્માને જન્માદિ લેવા પડે છે અને ભિન્ન

ભિન્ન શરીરોને વેઢારવા પડે છે કાર્મણ શરીરનો યોગ છે, માટે જ આપણો આત્મા એક શરીરમા આવે છે ને પાછો એને મૂકીને બીજા શરીરને ગ્રહણ કરે છે જુનુ જાય છે અને નવુ લેવું પડે છે

## જીવનને જીવવાનો પ્રયત્ન

આત્માની આવી સ્થિતિ અનાદિકાળથી છે, એટલે અનન્તાનન્ત કાળથી છે હવે આપણે એ વિચાર કરવાનો છે કે-' આપણા આત્માની આવી સ્થિતિ જ બની રહે, તે આપણને પસદ છે ? જન્મવુ અને જીવ્યા-ન જીવ્યા ત્યા મરવુ અને પાછુ નવુ શરીર વળગે, એ આપણને પસદ છે ?' આ જન્મમા આપણે એનો નિર્ણય કરી લેવો જોઈએ અને આપણી જે સ્થિતિ આપણને પસદ નથી, તેનો અન્ત કેમ આણી શકાય-તે આપણે જાણવુ જોઈએ એને જાણીને પણ, એને માટે જરૂરી ઉપાય યોજવો જોઇએ માનવજીવનનુ મહત્ત્વ જ ખાસ કરીને એ માટે છે આવા માનવજીવનને પામીને પણ જો આપણે આપણી જાતને ઓળખી શકીએ નહિ, આપણી દશાને પિછાની શકીએ નહિ, આપણે સિદ્ધ કરવા યોગ્ય શું છે-તેનો સુયોગ્ય નિર્ણય કરી શકીએ નહિ અને આ જીવનમા ખરેખર જે સિદ્ધ કરવા યોગ્ય છે, તેને સિદ્ધ કરવાને માટે શક્તિ-સામગ્રી મુજબ પણ મથી શકીએ નહિ, તો તો પ્રાય એવુ જ થાય કે-અત્યાર સુધીમા જેમ અનન્તા જન્મો આપણા થયા, તેમ આ જન્મ પણ મળ્યો ને ગયો ! જો એમ જ થાય, તો આપણે આ જન્મને પામ્યા, એની સાર્થકતા શી ? આ શરીરમા આપણે આવ્યા

છીએ, પણ આ શરીરને મૂકવાનુ છે તે તો નક્કી જ છે ને ? આ શરીરને મૂકીને આપણે જવાનુ ક્યાં ? તમે તો કહેશો કે-' ખબર નથી ' પણ આપણે ' ખબર નથી '-એમ કહીએ અને આપણે કેવળ મૂઢ દશામાં ચાલ્યા જવુ પડે, તો આપણને મળેલુ, આપણુ ભણેલુ, આપણુ જાણેલુ-એ બધુ સફળ નિવડ્યુ કહેવાય કે નિષ્ફળ નિવડ્યુ કહેવાય ? ' મારે અહીંથી મરીને બીજે જવાનુ છે, ક્યાંક પણ જન્મવાનુ જ છે '-એ ખ્યાલ જો તમારા હૈયામાં પેદા થઈ જાય, તો અત્યારે જે રીતિએ તમે તમારા જીવનને જીવો છો, તે રીતિએ તમે તમારા જીવનને જીવી શકો નહિ તમને જ લાગે કે-' મારે મારા જીવનને જીવવાનો બીજી કોઈક રીતિએ પ્રયત્ન કરવો જોઈએ ' ' આ શરીર અવશ્ય છૂટવાનુ પણ હુ તો રહેવાનો જ અને આ શરીરમાથી છૂટીને અન્યત્ર ઉત્પન્ન થવાનો જ '-આવુ જેને લાગે, તેને તો મારે અહી કેમ જીવવુ, એ વિષે વિચાર આવે ને ? કેમ કે-ભવિષ્યના જીવનનુ સર્જન વર્ત્તમાનમાં થાય છે અહીની કાર્યવાહીના આધારે આપણુ ભવિષ્યનુ સ્થાન આદિ નક્કી થાય છે ને ? જો હા, તો અહી જીવવામાં વિવેકનો ઉપયોગ થાય છે કે રૂઢિ મુજબ, વ્યવહાર મુજબ, ગતાનુગતિકપણે જ જીવાય છે ? અહી જીવતા ભવિષ્યના, આ જન્મ પછીના જીવન તરફ નજર રહે છે ખરી ? અહીનુ જીવન એ જીવનને બગાડે નહિ, એની કાળજી રહે છે ખરી ?

જવાનુ નક્કી છે

ધર્મશાસ્ત્રોએ સંસ્કૃતિ ઉપર બહુ ભાર મૂક્યો છે

શાસ્ત્રોમા મુખ્યત્વે જીવવાની કળાનુ જ વર્ણન કરાએલુ છે શાસ્ત્રોનુ સઘળુ ય વર્ણન જીવવાની સાચી કળા શીખવવાને માટે જ છે, પરન્તુ એ ઉપયોગી કોને નિવડે ? આત્માને પરમ આત્મા બનાવવાનો આદર્શ જેના હૈયે નિશ્ચિત થાય, તેને ને ? આદર્શહીનને માટે તો, શાસ્ત્રોમા સસ્કૃતિની ગમે તેવી અને ગમે તેટલી વ્યાખ્યા કરી હોય, મહાપુરૂષો એનુ ગમે તેટલુ વર્ણન કરતા હોય, ઉત્તમ પ્રકારે જીવવાની કળાના ગમે તેટલા ઉપદેશો અપાતા હોય, તો ય તે બધુ નકામુ જ ને ? દરેક આસ્તિક દર્શનના શાસ્ત્રોમા 'હુ આત્મા છુ'-એવુ જે માને, તેને ઉદ્દેશીને જ વાત ચાલે છે આત્મા જે રીતિએ જન્મ્યો અને હાલ જીવે છે, તે રીતિએ જન્મવાને અને જીવવાને આત્માને જવા દેવો છે કે કોઈ બીજી રીતિએ જવા દેવો છે ? અત્યારની જન્મવાની અને જીવવાની રીત તમને પસદ છે ખરી ? તમે કેવી રીતિએ જન્મ્યા ? ઘણા કહેશે કે-તેની ખબર નથી ત્યારે કેવી રીતિએ જીવો છો ? એમા ય કહેવુ પડશે કે-સયોગો જીવાડે તેમ આવી રીતિએ પણ અહીં જીવવાનુ કયા સુધી ? કોઈ કહેશે કે-જ્યા સુધી ઇશ્વરેચ્છા હોય ત્યા સુધી, કોઈ કહેશે કે-કર્મ જીવાડે ત્યા સુધી, અને કોઈ કહેશે કે-કુદરતને ગમે ત્યા સુધી, પણ 'અહીં હુ સદા કાળ રહેવાનો છુ'-એવું તો કોઈ જ નહિ કહી શકે ભવિષ્યના, જન્માન્તરના જીવનની બાબતમા ઉપેક્ષા હોવા છતા ય, અહીં સદા કાળ જીવાશે તો નહિ જ, અવશ્ય મરવું પડશે, આ બાબતમા તો સૌને હા જ પાડવી પડશે. આ બાબતમા કોઈથી પણ ના કહી શકાય તેમ નથી.

સંસ્કૃતિ સાથે ગો મેળ છે ?

હવે એ વિચારો કે–અહીંથી મરીને પછી જવાનું કયા ? કર્મ લઈ જાય ત્યા ! જવાનું આપણે ને લઈ જાય કર્મ ! આ કેવી પરાધીનતા ? આ જવાબ તમારી પસંદગીનો છે કે નાપસંદગીનો છે ? ' મારે કયા જવાનું, તેમા હું પરાધીન છું '–એવું તમારે કહેવું પડે, તે તમને ગમે ખરૂ ? જે રીતિએ તમે જન્મ્યા, જે રીતિએ તમે જીવો છો અને અનિશ્ચિતપણે જવું પડશે, એ વાતનો વિચાર કરતા ઉદ્વેગ આવ્યો હોય તેમ લાગતું નથી તમે જન્મી ગયા એટલે સારૂ થઈ ગયું, એવું માનો છો ? તમે જે રીતિએ અત્યારે જીવો છો, તેમા તમને આનંદ જ છે ? જે રીતિએ જવું પડશે એમ લાગે છે, તે રીતિએ જવું પડે, એ તમને ગમે છે ? જવાનું એ આપણે મન નક્કી, પણ કયા જવાનું તેનો આપણા મનમા નિર્ણય નહિ, એ રીતિએ જવું ગમે લો નહિ ને ? નહિ જ. આમ છતા ય, આની કાઈ ચિન્તા નહિ ? મનમા ખટકે ય નહિ કે–' જવાનું મારે અને કયા જવું પડશે તેનો મને ખ્યાલ જ નહિ ? ' આ વાતનો તમે વિચાર કર્યો છે ખરો ? જીંદગીનો ઘણો ભાગ વહી જવા છતા અને આ જીંદગીની મહત્તા વિષે સાભળ્યા છતા, આ વિચાર હૈયાને સ્પર્શ્યો છે ખરો ? જેના હૈયાને આ વિચાર સ્પર્શ્યો પણ નથી, એવાઓ આર્ય સંસ્કૃતિની અને શ્રમણ સંસ્કૃતિની વાતો કરે, તે કેવી ભૂડી લાગે ? જેઓને પોતાનો વિચાર નથી, પોતે આટલી બધી પરાધીન અવસ્થામા જકડાએલા છે છતા તેનો ખ્યાલ સરખો પણ નથી, કોરી પરાધીન અવસ્થામા જીવવાનું તથા પરાધીનપણે જવાનું નક્કી

છતાં જેઓ આનંદપૂર્વક જીવી શકે છે, સંયોગો પ્રતિકૂળ આવે એટલે ગભરાય છે ને રૂએ છે અને જ્યાં જરાક અનુકૂળતા આવી જાય એટલે આનંદમાં આવી જાય છે, પણ આ બધું કેમ બની રહ્યું છે—તેના ઉંડાણમાં ઉતરવાનો વિચારે ય કરતા નથી—આવા વિચાર વિનાનાઓ, જેઓને આત્માના હિતાહિતની વિચારણા માટે કાંઈ મેળ નથી, આવાઓને આર્ય સંસ્કૃતિ અને જૈન સંસ્કૃતિ સાથે મેળ, પણ શો છે ?

તમારે તમારી કેવી અવસ્થા જોઈએ છે ?

જ્યાં સુધી આર્ય દેશના માનવીઓને પણ, આર્ય દેશના તત્ત્વજ્ઞાનિઓએ આ મનુષ્યજીવનની જે પ્રકારની કિંમત આંકી છે, તે પ્રકારની આ જીવનની કિંમત ન સમજાય, ત્યાં સુધી આ માનવજીવનનો પરમ આદર્શ કયો હોઈ શકે, તે તેમને સમજાય જ નહિ. આપણે પરમ આદર્શ રૂપે આત્માની એવી અવસ્થા જોઈએ છે, કે જે અવસ્થામાં કદી પણ પરિવર્તન આવી પણ શકે નહિ અને કોઈથી એમાં પરિવર્તન લાવી પણ શકાય નહિ એ આદર્શ નક્કી થાય, પછી એના સાધનોના વિચારને અવકાશ મળે ને ? આપણે આપણી કેવીક અવસ્થાને ઇચ્છીએ છીએ ? પહેલાં તો તમારે તમારી ઇચ્છાને સમજી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ. સઘળા ય પુરુષાર્થના પરિણામે, તમારે તમારી પોતાની કેવી અવસ્થાને સિદ્ધ કરવી છે, એ વિષે વિચાર કરીને એ વિષેનો કોઈ નિર્ણય તમે કર્યો છે ખરો ? ધારો કે—કોઈ... સર્વ શક્તિમાન તમને મળી જાય, તમે જેવી અવસ્થાને

મેળવવાને ઈચ્છતા હો તેવી અવસ્થામા તમને મૂકી દેવાનુ જેનામા સામર્થ્ય હોય, તેવો કોઈ તમારા ઉપર તુષ્ટમાન થઈ જાય અને તમને કહે કે-‘ તારે જોઈએ છે શું ? તું જે માગે તે હુ તને આપુ ’ તો એ વખતે તમે શું માગો ? જો કે-આવુ બનવુ એ સભવિત જ નથી, આવો કોઈ આવવાનો ય નથી ને તમને પૂછવાનો ય નથી, પણ આ તો તમને વિચાર કરતા બનાવવાને માટેની વાત છે કેવળ વિચાર કરવાને માટે કલ્પો કે-એવો કોઈ તમે જેવી અવસ્થા માગો તેવી અવસ્થામા તમને મૂકી દેવાને માટે સમર્થ તમારી પાસે આવે, તત્કાલ જ જેવી અવસ્થા માગવી હોય તેવી અવસ્થાને માગી લેવાનુ કહે, તમને ય લાગે કે-જો આમા ઉત્તર આપવામા આપણી જરા જેટલી પણ ભૂલ થઈ તો આ ફરી આવવાનો નથી અને થોડી ભૂલથી પારાવાર નુકશાન થયા વિના રહેવાનું નથી, તો તેવા વખતે તમે તરત જ ઉત્તર આપી શકો એવી તમારી તૈયારી છે ? નથી, કારણ કે-મારા આત્માને મારે કેવી અવસ્થા પમાડવી છે, એ વિષે તમે નથી તો વિચાર્યું ને નથી તો નિર્ણય કર્યો

હૈયાને તૈયાર કરવુ પડશે

આવી સ્થિતિમા શાસ્ત્રોમા કહેલા શબ્દોમા માનવ જીવનના પરમાદર્શની વાત તમારી પાસે સીધે સીધી મૂકી દેવાય, તો તે કાઈ તમારા હૈયામા જચી જવાની છે ? તમારૂ હૈયું કાઈ એટલુ ય કેળવાએલુ છે કે-માનવજીવનના આદર્શ તરીકે-મહાજ્ઞાની મહાપુરૂષોએ આ વાત કહી છે, માટે એ જ આદર્શ વાસ્તવિક છે અને આ જીવનમા એ જ આદર્શને

સિદ્ધ કરવાને માટે મારે મહાપુરૂષોએ કહેલો પ્રયત્ન કરવા જેવો છે, એવું ય તમારા હૈયામા મહાપુરૂષોના નામે કહેવામા આવે તો ઉગી જાય ? નહિ જ, કારણ કે-પૂર્વકાળમા આર્ય પ્રજામાં મહાપુરૂષો પ્રત્યે જે સ્વાભાવિક આદરભાવ હતો, તે ય લુપ્ત પ્રાય થતો જાય છે એટલે, પહેલા તો પરમ આદર્શની વાતને ઝીલી શકે તેવું હૈયુ તૈયાર કરવું પડશે ને ? માટે પૂછ્યુ કે-કોઈ અદ્ભુત શક્તિને ધરનાર તમારી પાસે આવે, એની તમારા ઉપર મહેર થઈ જાય અને એથી એ કહે કે-'જે માગવું હોય તે માગી લે' તો એ વખતે તત્કાલ તમે તમારી એવી અવસ્થાને માગી શકો ખરા, કે જે અવસ્થામા કદી પણ પરિવર્તન આવવાની શક્યતા ન હોય અને જે અવસ્થામા પરિવર્તન આવે એવી ઈચ્છા સરખી થવાને ય કારણ ન હોય ? કહો ને કે-આત્માની એવી અવસ્થાને અંગે વિચાર જ કોણે કર્યો છે ? પેલાની મહેરબાની વરસતી રહી જાય ને અમે બોઘાની જેમ જોતા રહી જઈએ, એવી દશા છે ! મરવાનું છે, એ નક્કી છે, મરીને ક્યાંક ઉત્પન્ન થયા વિના નહિ ચાલે, એ ય નક્કી છે, તો મરતા પહેલા આ જીવનમા શું મેળવવાની ઈચ્છા છે ? તમે બોલતા નથી, તે શું તમે બધા નિરીહ કોટિના છો ? તમારે ઈચ્છા છે, તો શું મેળવીને મરી જવાની ઈચ્છા છે ? તમે એવું શું મેળવવા માગો છો, કે જે મરણ પછી પણ આત્માને સુખ અને શાન્તિ આપે ? કોઈ શક્તિસંપન્ન જો તમને તમારા ઉપર તુષ્ટમાન થઈને એવું કાંઈ માંગવાનું કહે, તો તમારે ઉભા રહેવું પડે ને ? પેલો કહે કે-તું માગે તેવી અવસ્થામા તને મૂકી દઉં, પણ એક સેકંડથી વધારે ઉભો રહું નહિ, તો

એ વખતે તમે ન બોલી શકો, એવું બને ને ?

નથી કોઈએ શીખવી કે નથી તમે શીખવાની ઇચ્છા કરી

એવા વખતે તમને બહુ બહુ તો વર્તમાન જીવનની તમારી માનેલી જરૂરીયાતોને અંગે વિચારો આવે, પણ વર્તમાન જીવનની જરૂરીયાતો ય કાંઈ થોડી છે ? અને એ પૂરાય એટલા માત્રથી કાંઈ માનવજીવનનો પરમ આદર્શ સિદ્ધ થઈ જાય ? ખરેખર, આ વાત માતાએ શીખવી નથી, પિતાએ શીખવી નથી, શિક્ષકે શીખવી નથી અને સ્નેહી-સંબંધિઓએ પણ આ વાત શીખવી નથી કોઈએ તમને આ વાત શીખવી નથી અને તમે પણ કોઈની ય પાસે આ વાત શીખવાને માટે ગયા નથી, કેમ કે–આવું શીખવાની જરૂર છે, એવો વિચાર તમને હજુ સુધી આવ્યો નથી હજુ પણ આ શીખવાની ઈચ્છા થતી હોય, એવું દેખાતું નથી જન્મે કેટલાક વર્ષો થયા ? જેટલી ઉંમર થઈ એટલા હવે આ જીંદગીમાં બાકી કેટલા વર્ષો છે ? એની ખબર નથી જીવવાનું કેટલું બાકી છે તેની ખબર નથી અને મરવાનું નક્કી છે, તો ય તમે અહીંયા નિશ્ચિન્તપણે બેઠા છો ને ? તમને કદી એવો ય વિચાર આવ્યો છે કે–' જે જીવનની મહત્તાને સર્વ આસ્તિક તત્ત્વજ્ઞાનિઓએ સ્વીકારી છે, તે મનુષ્યજીવનને પામીને મારે ખરેખર શું મેળવી લેવા જેવું છે ? '

ભણતર સાથે જીવનનો મેળ ખરો ?

મહત્ત્વનું જીવન વહી જાય છે અને ક્યારે મરણ આવશે તેનો ખ્યાલ નથી, આવી અવસ્થામાં પણ તમને

સારૂ સારૂં ખાવુ–પીવુ અને પહેરવુ–ઓઢવુ, એ વિગેરે જ ગમે છે ને ? તમને ચિન્તા માત્ર ખાવા-પીવા આદિની જ છે ને ? જીવનના ઘડતર વિષે તમને કોઈ ચિન્તા છે ખરી ? તમે ભણ્યા છો કે અભણ છો ? તમે ભણેલા છો, તો કેટલુક અને શું ભણ્યા છો ? તમારા ભણવામા કેટલી ચોપડીઓ આવી ? એ ચોપડીઓને માત્ર ભેગી જ કરીએ, તો ય મોટો ઢગલો થાય ને ? ભણવા ઉપરાતની વધારાની ચોપડીઓ પણ તમે વાચી તો હશે ને ? તમે ઘણી ચોપડીઓ ભણ્યા, ઘણા પુસ્તકો વાચ્યા, તેમાથી તમે જે કાઈ પણ શિક્ષણ મેળવ્યુ, જ્ઞાન મેળવ્યુ, તેનો તમારા હૈયા સાથે મેળ છે ખરો ? જે જે પુસ્તકોને તમે ભણ્યા કે વાચ્યા, તે બધા પુસ્તકોમા જે વાતો લખેલી છે, તે વાતોની સાથે તમારા જીવનનો મેળ કેટલો છે ? ભણતરને જીવનમા ઉતારવાને માટે તમે ભણ્યા છો કે બીજા કોઈ માટે તમે ભણ્યા છો ? જીવન સારી રીતિએ કેમ જીવાય, એનુ જ્ઞાન થાય અને જીવનમા એ જ્ઞાનનો અમલ થાય, એ માટે તમે ભણ્યા છો કે એમ ને એમ, કશા પણ હેતુ વિના ભણ્યા છો ? ભણતર સાથે જીવનના ઘડતરને કોઈ સબધ જ નહિ ? તમે ભણી ગણીને આ જીવનને કેવુ બનાવવાનો નિર્ણય કર્યો છે ? આ જીવનમા જીવવાને અગેની જરૂરીયાતો સિવાયની તમને કોઈ ઇચ્છા હોય તો તે કહો

## ક્ષુદ્ર આદર્શો

તમને કાઈ જ મેળવવાની ઈચ્છા નથી–એવુ નથી, તમારે શુ શુ જોઇએ, તેનો તમારા મનમાં કેટલોક નિર્ણય

તો છે, પણ તમારે અહી બોલવુ નથી માટે બોલતા નથી અમારાથી છૂપાવવા જેવી એ વાત છે ? આપણે તો આ માનવજીવનના પરમ આદર્શની વાત કરવી છે મહાપુરૂષોએ માનવજીવનનો જે પરમ આદર્શ વર્ણવ્યો છે, તે બુદ્ધિથી ગમ્ય ન થાય તેવો નથી, એ આદર્શ તમને ન ગમે એવો પણ નથી, પણ તમે આ વિષે શાન્તિથી અને વિવેકથી વિચાર જ કર્યો નથી, કેમ કે-વર્ત્તમાન જીવનના ક્ષુદ્ર વિચારોમાથી જ તમે પરવારતા નથી માત્ર આ જીદગીને કેમ જીવવી, એ અગેની ચિન્તા છે અને એને અગેના જ ક્ષુદ્ર આદર્શોને પૂરા કરવામા જીદગી પૂરી થઈ જાય છે જો કે-આ જીદગીના એવા ક્ષુદ્ર આદર્શો પણ બધા પૂરા થતા નથી તમે જે આદર્શો કલ્પ્યા છે, તે મોટે ભાગે એવા છે કે-એ આદર્શોને તમે કોઇ પણ શિષ્ટ પુરૂષ આગળ પ્રગટ કરો, તો એથી તમારા પ્રત્યે માનદષ્ટિ ન થાય, છતા પણ એ આદર્શો સિદ્ધ થતા નથી-એની તમારી રીબામણ અને એ આદર્શોને સિદ્ધ કરવાની તમારી તમન્ના એટલી મોટી છે કે-તત્ત્વજ્ઞાનિઓએ રજૂ કરેલા માનવજીવનના પરમ આદર્શ તરફ તમારી દૃષ્ટિ જતી નથી.

તમારો આદર્શ નક્કી કરો

જયા સુધી તમારી દૃષ્ટિ એ તરફ નહિ વળે અને આ જીવનનો પરમ આદર્શ તો તત્ત્વજ્ઞાનિઓએ બતાવ્યો છે તે જ હોઈ શકે-એવો જયા સુધી તમારા મનમા નિર્ણય નહિ થાય, ત્યા સુધી રામાયણમા જે મહાનુભાવ આત્માઓનુ વર્ણન છે, તેમના જીવનમા જે આદર્શો વણાએલા છે, તે

આદર્શો આદર્શો તરીકે તમારા મનમા નિશ્ચિત નહિ થાય એ વિના, રામાયણના પાત્રોની વાતો થશે, તો ય તેના રહસ્ય સાથે તમારા હૈયાનો મેળ નહિ મળે આથી, પહેલા તો તમારે તમારો આદર્શ નક્કી કરી લેવો જોઈએ ' મારે મારા જીવનમા અમુક તો મેળવવું જ છે '–એવુ નક્કી કરવુ જરૂરી છે બીજુ કાંઈ ન મળે, પણ આટલુ મળે એટલે જીવન સફળ, એવો કોઈ વિચાર કર્યો હોય તો કહો તમે જીવનમા શું મેળવીને સાથે લઈને જવાનો નિર્ણય કરી ગખ્યો છે? આ જીવનના અન્તે નહિ તો પછીના થોડા કાળમા પણ તમને શું મળે એવી યોગ્યતા કેળવીને તમારે મરી જવુ છે? કયા આદર્શને સિદ્ધ કરવાને માટે હમણા જીવનમા રસ છે? જીવવામા તકલીફો ઓછી નથી, છતા તકલીફોને વેઠીને ય જીવવામાં રસ છે, તો તેનુ કારણ શું? નક્કી હોય તો કહો કે-અમુક આદર્શને સિદ્ધ કરવો છે અને એ માટે જ આ જીવનને જીવવામા રસ છે! પણ આદર્શની વાતમા ગોટાળો ન થાય, તેની કાળજી રાખજો

## એ તો ક્ષુદ્ર લાલસા છે

આ જીવનમા કયો આદર્શ સિદ્ધ કરવાની ઇચ્છા થાય છે?

સ૦ કરન્સી નુક સ્ટોલ નોટો મેળવવાનો

તમે આવુ બોલો, એટલે તમારા પ્રત્યે બધાના હૈયામા માન પેદા થાય? તમે કહી તેવી ઇચ્છા તો લગભગ બધાના હૈયામા બેઠેલી જ છે, પણ એ કોઈ નહિ બોલે, કારણ કે-જે વાત ચાલી રહી છે, તેમા આપણે આવુ બોલીએ તો કયી કોટિમા ગણાઈએ, એ વાત હૈયે બેઠી છે બાકી આમણે

જે કહ્યુ તે મળે તો ન ગમે, એવા અહી કેટલા છે? મોટે ભાગે બધા સરખા છે, છતા કેમ બોલતા નથી? ખ્યાલ છે કે–અહી આવુ બોલીએ તે સારૂ ન દેખાય આવુ કોઈ બોલે, તો હુ કહુ કે–આગળ બોલો માનો કે–તમારી પાસે કરન્સી નોટોનો જથ્થો તમારૂ આખુ કબાટ ભરાઈ જાય તેટલો થઈ જાય, પણ તે પછી શું? એટલુ થયુ, એટલે સર્વ સિદ્ધિ થઈગઈ? એથી આત્મા પરમાવસ્થાએ પહોચી જવાનો? 'પછી શું?'–એનો જવાબ પણ દઈ શકાય નહિ, તો તેને આદર્શ કહેવાય કે ક્ષુદ્ર લાલસા કહેવાય? એ તો લાલસા કહેવાય અને તે ય ક્ષુદ્ર કોટિની લાલસા કહેવાય

## રામાયણના પાત્રો કાલ્પનિક કેમ લાગે છે?

અહી તો આપણે શેની વાત કરીએ છીએ? આદર્શની- માત્ર આદર્શની જ નહિ, પણ પરમ આદર્શની! તમારી સાથે વાતો કરી કરીને આત્માનો આદર્શ જરૂરી છે એમ નક્કી કરાવવુ છે અને તે પછી પરમ આદર્શ કોને કહેવાય તે સમજાવવુ છે! તમે તમારા હૈયાની વાતો બોલો, તો વાતમા રસ આવે આદર્શ નક્કી કર્યો છે કે નહિ અને આદર્શ નક્કી કર્યો છે તો તે કેવા પ્રકારનો છે, એ તમે કહો તો તમને સહેલાઈથી સમજાવી શકાય અત્યારે મોટે ભાગે તમારી મનોદશા કેવી છે? મહાપુરૂષોના જીવનો વાચીએ તો વખતે એ મૂર્ખા લાગે, એવા ડાહ્યા આપણે છીએ, એવુ તમને તમારે માટે લાગે છે? આજે એવા પણ માણસો છે, કે જેઓ કહે છે કે–'રામ અને સીતા વિગેરે ઐતિહાસિક પાત્રો નથી, પણ કલ્પિત પાત્રો છે માણસ એવી

રીતિએ જીવી શકે જ નહિ ' કારણ કે-તેઓ સમજે છે કે-જો રામ અને સીતા વિગેરે પાત્રો ઐતિહાસિક ઠરે, સાચા ઠરે, તો આપણે જે રીતિએ જીવીએ છીએ, તે રીતિએ જીવવામાં તો આપણે મૂર્ખ ઠરીએ પોતે એવી રીતિએ જીવી શકે તેમ નથી, પોતાના જીવનને એવી રીતિએ ઘડવાની તૈયારી નથી, એટલે એવા માણસો એમ કહે છે કે-'ગાડા લોકોને વધુ ગાંડા બનતા અટકાવવાને માટે પહેલાના મોટા માણસોએ આવી વાતો ઉપજાવી કાઢી છે ' અર્થાત્-એમનો હેતુ સારો, પણ એમની વાત સાચી નહિ આવી રીતિએ રામાયણના પાત્રોને કલ્પિત જાહેર કરનારાઓને આપણે તો ત્યા સુધી કહીએ છીએ કે-આ આર્ય દેશમા તો એથી પણ ઉંચા પ્રકારના જીવનને જીવનારા મહાપુરૂષો ઘણી મોટી સંખ્યામાં થઈ ગયા છે

**ધનાદિની ઇચ્છાઓ**

મહાપુરૂષોના જીવનો ક્ષુદ્ર માણસોને જચતા નથી જો હૈયાની ક્ષુદ્રતા જાય, તો મહાપુરૂષોના જીવનોમા રહેલી મહત્તાઓનો સાચો ખ્યાલ આવે અને જો એ મહત્તાઓનો સાચો ખ્યાલ આવી જાય, તો પછી જ્યારે કોઈ પૂછે કે-'આ જીવનીના સાર રૂપે શુ જોઈએ છે ?' ત્યારે હમણા આમણે જેવુ કહ્યુ તેવુ આપણે કહી શકીએ નહિ માનવ જીવનમાં સાધવા જોગી સિદ્ધિઓની આગળ, પૈસાની શુ કિંમત છે ? ગમે તેટલા પૈસા ઘરમાં હોય, પણ એથી કાઈ મરણથી બચી શકાય ? પૈસા ઘણા હોય તો ય મૂકીને મરી જવુ પડે અને એમાથી કાઈ જ સાથે આવી શકે નહિ,

તો એને મેળવવાનો આદર્શ કેવો ?

મઠ હૉલમાં બેઠા છીએ તે પૂરતો આ વિચાર

હૉલમાં આ વિચાર જચે તો આ વિચાર ઘરે કેમ જાય તેનો વિચાર થઈ શકે એક વાર એટલું તો નક્કી કરો કે–ધન આદિની ઈચ્છાઓ એ ક્ષુદ્ર કોટિની ઈચ્છાઓ છે એટલુ પણ હૈયામાં જચી જાય, તો પછી એ ઈચ્છાઓને કાઢવાની પેરવી થાય સંયોગવશાત્ એ ઈચ્છાઓને કાઢી શકાય નહિ, તો ય એમ તો થાય કે–આ કાઈ આ જીદગીનો આદર્શ કહેવાય નહિ

કામચલાઉ ઈચ્છાઓ

જીવનનો સાચો આદર્શ લક્ષ્યમાં આવી જાય, તે પછીથી પણ જીવનને જીવવાને માટે લાખ ચીજોની જરૂર લાગ્યા કરે એ બને, એ કારણે એવી ચીજોને મેળવવાને માટે મથાય એ પણ બને, એ ચીજો મળી જાય તો તેનો ઉપયોગ કરાય એ પણ બને, પરન્તુ ઈચ્છવા છતા અને મહેનત કરવા છતા પણ જો એ એ ચીજો મળે નહિ, મળે પણ ઈચ્છી હોય એટલી મળે નહિ કે ઈચ્છી હોય તેવી મળે નહિ અથવા તો એ ચીજો મળે પણ એનો ઉપયોગ કરી શકાય નહિ, તો ય એવા સંજોગોમા અત્યારે જેવી મુંઝવણ થાય છે, તેવી મુંઝવણમા પડી જઈને આત્મા રીબાય નહિ એમ થાય કે–'ન મળી, ન ઉપયોગમા લઈ શક્યો તો કાંઈ નહિ એથી કાંઈ મારા આત્માનુ બગડી જતું નથી !' ઈચ્છેલી ચીજો મળી જાય ને ઉપયોગમા આવી જાય, તો ય આત્માને તેમા બહુ રસનો અનુભવ થાય નહિ

અને જ્યારે એ ચીજો જતી રહે અગર મૂકી દેવી પડે, ત્યારે એની હાય-વોય થાય નહિ જીવનને જીવવાને માટે જરૂરી વસ્તુઓની ઈચ્છાઓ, એ તો કામચલાઉ ઈચ્છાઓ છે આપણે તો કાયમી સ્થિતિની ઈચ્છા નક્કી કરવી છે સર્વોત્કૃષ્ટ કોટિનુ જીવન, એ જ આ માનવજીવનનો પરમ આદર્શ હોઇ શકે એવા જીવનને પામવાની ઈચ્છા જોઈએ

ફર્યા કરતી ઈચ્છાઓ

બાકી તો, તમારી ઈચ્છાઓ કેવી છે? ઢ ગધડા વગરની કેમ? બચપણમા જે ઈચ્છાઓ હતી, તે તમે જ્યા જરાક મોટા થયા એટલે ગઈ અને નવી ઈચ્છાઓ પેદા થઈ જુવાન થયા એટલે એ ય ઈચ્છાઓ ગઈ અને નવી નવી ઈચ્છાઓ પેદા થઈ ગઈ ઉમ્મર વધતાં એમા ય ફેર પડી ગયો આજે જેની ઈચ્છા, તેની જ કાલે ઈચ્છા નહિ આજે જેના વિના ચેન નહિ, તે કાલે સામે આવી પડે તો ય તે ગમે નહિ આવી રીતિએ જે ઇચ્છાઓ થાય ને જાય, તેવી ઈચ્છાઓને કાંઈ આદર્શ કહેવાય? તમારે પૈસા જોઇએ છે, ઘણા ઘણા પૈસા જોઇએ છે, તેની મને ખબર છે, પણ એ કાંઈ આદર્શ છે? પૈસા વગર પણ જીવી શકાય-એવુ ઉચ્ચ જીવન જીવવાની તેવડ ન હોય એટલે પૈસાની જરૂર લાગે, પણ ઘણા પૈસા મેળવવા એ કાંઈ આદર્શ હોઈ શકે?

ઘણે પૈસે ય મરણ અટકે?

ઘણા પૈસા મેળવવાની ઇચ્છા શાથી થાય છે? મનની તૃષ્ણાને શમાવવાને માટે જ ને? ઘણા પૈસા મળે એટલે મરણ અટકી જાય ખરૂ? ફરી જન્મવાનુ મટી જાય ખરૂં?

ધનથી આત્મા પોતાની પરમાવસ્થાને પામી જાય ? ઘણા પૈસે મરણ અટકતું હોય તો કહો ઘણા પૈસા મળી જાય તો જરૂર મરણ અટકી જાય, આવી જો કોઇ મને ખાત્રી કરાવી દેવાને સમર્થ હોય, તો કાલથી હુ પણ કમાવા માંડુ. ધન ઘણુ મળે એટલે મરણ અટકી જાય અને રોગ-શોકાદિ આવે જ નહિ, એવી ખાત્રી જો વિશ્વાસપાત્ર રીતિએ મળી જતી હોય, તો આ સાધુપણાને છોડી દઇને કેવળ ધન કમાવાનો જ ધંધો કરવાનુ મન થાય ને ? કારણ કે-મરણ ન આવે અને રોગ-શોકાદિ ન આવે, પછી જોઇએ શુ ? એટલે કહુ છુ કે-ઘણુ ધન મળે એટલે જો મરણ અને રોગ-શોકાદિ ન આવવાના હોય, તો હુ તમારી સાથે આવુ અને ગમે તેટલુ ધન મળે તે છતા પણ જો મરણ અને રોગ-શોકાદિ આવવાના હોય, તો તમે અહી-મારી સાથે આવો

સાધુપણુ શા માટે ?

અમે અહી સાધુપણામાં કેમ આવ્યા છીએ ? અમને મરણ અને રોગ-શોકાદિ ગમતા નથી માટે !

સ૦ સાધુપણથી મરણ અટકે ?

હા, સાધુપણુ, એ મરણથી બચવાનો સર્વોત્તમ ઉપાય છે સાધુપણાને સેવતે સેવતે થોડાક જ જન્મોમા એવુ મરણ આવે, કે જે મરણ પછી જન્મ અટકી જાય જન્મે તે નિયમા મરે, પણ 'મરે તે જન્મે જ'-એવો નિયમ નહિ જન્મ થયો એટલે મરવાનુ એ તો નક્કી જ, પણ જન્મીને જીવવુ એવા પ્રકારે જોઇએ, કે જેથી મર્યા પછી જન્મવુ પડે નહિ આપણે કાંઈ જન્મતા નથી, પણ આપણે જન્મવુ

પડે છે આત્માની પરમ અવસ્થાને લક્ષ્યમા રાખીને, માનવ જીવનના એ પરમ આદર્શ રૂપ જીવનને પામવાના હેતુથી અનન્તજ્ઞાની મહાપુરૂષોએ ફરમાવ્યુ છે તે મુજબ બરાબર જીવાય, તો જે મરણ થાય તે એવુ થાય કે-મરીને જન્મવુ ન પડે એટલી મોટી સાધના એક જન્મમા ન થઈ શકે એ બને, પણ આદર્શને નક્કી કરીને બરાબર જીવવા માડીએ, તો આવો જન્મ જલદી મળે અને થોડાક જન્મોમા જ એવુ મરણ સપાદન કરી શકીએ, કે જે મરણ પછી જન્મવું પડે જ નહિ ! એવા મરણને મેળવીએ તો જ સદા ય જીવવાની જે આપણી ઈચ્છા છે, તે ઈચ્છાને સફલ કરી શકીએ

સૌની જીવવાની ઈચ્છામા ફેરફાર નહિ

આપણી ઈચ્છા જીવવાની છે કે મરવાની છે ? માત્ર આપણી જ નહિ, સૌની ઈચ્છા જીવવાની જ છે

સ૦ માટે તો અમે,મરણ અમારી સામે ખડુ છે એવુ દેખતા નથી

આ ભાઈ, મરણ આવી રહ્યું છે તેને અમે દેખતા નથી, એમ કહે છે અને બાપ દાદાને વળાવી આવ્યા છે ! અત્યાર સુધીમા કેટલાકને બાળી આવ્યા કે દાટી આવ્યા ? ઘણાને ત્યારે મરણ આવી જ રહ્યુ છે, એ તો સૌ જાણે છે, પણ એમ કહો કે-અમે તો દેખવા છતા પણ એને નહિ જોવાનો અધાપો સ્વીકાર્યો છે આપણા બધાની શી ઈચ્છા છે ? જીવવાની કે મરવાની ? કહો કે-ઈચ્છા તો જીવવાની જ છે તે પણ થોડો કાળ જીવવાની ઈચ્છા છે એમ નહિ, પણ સદા કાળ જીવવાની ઈચ્છા છે આમા જેને વિરોધ હોય તે કહે

આ ઈચ્છામા કદી ફેરફાર થાય છે? બાકી તમારી બીજી ઈચ્છાઓ કેવી ચીજોની છે? કેટલાક માણસો કોઈ કોઈ વાર એવી સ્થિતિમા મૂકાઈ જાય છે કે—એની પાસે ચલણી નોટોના કાગળીયાઓનો જ નહિ, પણ સોનૈયાઓનો ઢગલો કરીએ, તો ય એ વખતે તેઓ એમ જ કહે કે—'આને આઘા મૂક અત્યારે મારે આની કાઈ જ જરૂર નથી' ઊલટું, એ ચીજોને એ જૂએ અને એ એને સતાપ ઉપજાવે. દુનિયાની કોઈ ચીજ એવી નથી, કે જે દરેક જીવને સદાને માટે જરૂરી લાગે એમે ય બને કે—એક કાળે બહુ જ ગમતી ચીજને માટે પણ એને જોઈને ગુસ્સો આવે અને એ ચીજ લાવનારને કહે કે—' આ સમયે તૂ મારી પાસે આ ચીજ ધરે છે? આને અત્યારે હુ શુ કરૂ?'

સુખ સૌને ગમે પણ તે કેવુ ?

એટલે તમે એ શોધી કાઢો કે—એવી ચીજ કયી છે, કે જે ચીજ સૌને ય ગમે અને સૌને સદા કાળ ગમે

સ૦ સુખ

સુખ એ એવી ચીજ જરૂર છે, કે જે સૌને સદા કાળ ગમે, પણ એમા ય 'શાનુ સુખ?' એ પૂછવુ પડશે કોઈ પણ ચીજનુ નામ દીધા વિના, કોઈ પણ ચીજના યોગની વાત કર્યા વિના, માત્ર એકલુ જ સુખ એવુ તમે બોલશો તો જ તમે આમા સાચા ઠરશો જ્યા તમે દુન્યવી કોઈ પણ ચીજની અપેક્ષાની વાત કરશો, અમુક ચીજના યોગે ઉત્પન થતુ સુખ એમ બોલશો, એટલે તમે તમારા જવાબમા ખોટા જ પડવાના તમારે કહેવુ પડશે કે—એક ઉપાધિરહિત

સુખ જ એવું છે, કે જે સુખ સૌને સદાને માટે ગમે ઉપાધિ કશી જ ન હોય અને સુખ અવશ્ય હોય, તો એ સુખ કોઇને કદી પણ ન ગમે એ શક્ય છે ખરૂ ? 'ઉપાધિરહિત સુખ સભવે કે નહિ'–એમા કદાચ મતભેદ હોય, પણ 'સાચુ' સુખ ઉપાધિરહિતપણામા જ હોઈ શકે'–એવો ખ્યાલ આવી જાય, તો એવું સુખ કોઇને ય કદી પણ ગમે નહિ, એ બનવાજોગ વસ્તુ જ નથી

ખટક ખામીઓની છે પણ જીવનાની નથી

એવું સુખ પણ સદા કાળ તો ત્યારે જ ભોગવાય ને, કે જ્યારે આપણે સદા કાળ એવી ને એવી જ સ્થિતિમા જીવીએ એવી અવસ્થાને પ્રાપ્ત કરીએ ? એ માટે આપણે પહેલું એ નક્કી કર્યું કે–આપણને સૌને જીવવુ ગમે છે, પણ મરવુ કોઈ ને ય ગમતુ નથી નાસ્તિકને પણ જો આ વિષે પૂછીએ, તો એ ય કહે કે–મને જીવવાનુ જ ગમે છે ને મરવાનુ ગમતુ' નથી એને પૂછીએ કે–' ક્યા સુધી જીવવુ છે ?' તો એ ય કહે કે–' જો જીવી શકાતું હોય તો મર્યાદિત કાળને માટે જીવવુ નથી પણ સદા કાળને માટે જીવવુ છે ' અહી તમે જેટલા બેઠા છો, તે બધા કાઈ સર્વાંગે સુખી નથી ઘણા એવા છે કે–મજુરી કરીને લાવે છે ને પેટ ભરે છે આવી રીતિએ જીવનારાઓને પણ જો પૂછીએ કે–' મરવાનુ મન થાય છે ?' તો ના પાડશે એમ પૂછીએ કે–' આવી ને આવી સ્થિતિમા પણ તમારાથી જો જીવી શકાય તેમ હોય, તો તમારે કેટલો કાળ જીવવાનુ મન છે ?' તો કહે કે–' જીવાતું હોય તો સદા જીવવુ છે '

મરવાનો ડર એટલો બધો છે કે-આટલુ ય જો બની રહે તેમ હોય, તો કદી મરવુ નથી એમ થાય છે, અને જીવવાનો પ્રેમ પણ એટલો બધો છે કે-સૌને 'સદા જીવતા રહેવાય તો સારૂ' એમ થાય છે મને ખબર છે કે-આ રીતિએ જીવવામા ઘણી ઘણી ખામીઓ નડે છે અને એ ખામીઓ તમને ખટક્યા જ કરે છે, પણ તમે વિચારો તો તમને લાગશે કે-ખટક ખામીઓ પૂરતી જ છે, બાકી જીવવુ ખટકે છે એવુ છે જ નહિ એટલે જો કદાચ કોઈ તમને એમ પૂછે કે-'તમારે શુ જોઈએ છે?' તો તમે સૌથી પહેલુ તો એ જ માગો ને કે-'સદા જીવવું છે?'

આપઘાત પાછળ રહેલો આવેશ

સ૦ મરણ પણ માગે છે

દુખના ત્રાસથી અકળાઈ જઈને કોઈ કોઈ વાર કોઈ કોઈ જીવો એવુ ય કહે છે, પરન્તુ એવા ય જીવોને જો એ વખતે કોઇ કહે કે-'તો ગળુ દાબી દઉ?' તો ના પાડે છે 'મરવાનુ ગમે છે'-એવુ કહેનારાઓને પણ, ખરેખર મરવાનુ આવે છે એ ગમતુ નથી જ્યારે તેઓ ચોક્કસ મરવાની સ્થિતિમા મૂકાઈ જાય છે, ત્યારે તેમના મોઢા પર આનદની છાયા નથી આવતી, પણ એમનુ મોઢુ પડી જાય છે

સ૦ આપઘાત કરે છે ને?

આપઘાત કરનારને પણ જો એ વાતની ખબર પડી જાય કે-'અહીથી મરીને હુ જ્યા ઉત્પન્ન થઇશ, ત્યા મારે માટે સુખના ઢગલા દાટેલા નથી અને ત્યા કદાચ આથી પણ વધારે દુખી હાલતમા હુ મૂકાઈ જઇશ' તો એ આપઘાત

કરવાનુ માંડી વાળ્યા વિના રહે નહિ આ તો દુ ખ ઘણુ લાગી ગયુ હોય, સહવાની શક્તિ હોય નહિ, ક ટાળાથી આવેશ ઉત્પન્ન થઈ ગયો હોય અને મનમા એવો ભ્રમ થઈ જાય કે-' મરીશ એટલે દુ ખમાથી છૂટીશ ' એટલે એ ભ્રમમા ને ભ્રમમા આપઘાત કરી નાખે છે જેણે જેણે આપઘાત કરવાનો વિચાર કર્યો, તેણે તેણે આપઘાત કર્યો જ છે-એવુ પણ નથી આપઘાત કરવાનો નિર્ણય કરીને પણ, ઘણાઓએ આપઘાત કરવાનુ માંડી વાળ્યુ છે ઘરમા તાજી જુવાન બાયડી આવી હોય અને સ્વભાવની એવી હોય કે-પ્રતિકૂળતાઓને ખમી ખાઈ શકે નહિ, ત્યારે કહે કે-' હુ તો કુવે પડીશ ' એવા વખતે અનુભવી ડોશીઓ કહેતી કે-કુવે પડવુ હોય તો તમારી મરજી, પણ પડતુ મૂકતા પહેલા કુવામા બરાબર નજર નાખજો કુવે પડવા ગયેલી બાયડીઓ પણ કુવે જઈ, કુવાના ઉંડાણમા નજર કરી, કુવામા પડયા વિના પાછી ફર્યાના દાખલાઓ બન્યા છે કુવામા જૂએ ને એમ થાય કે-' આમા પડી તો છુદાઈ જઈશ, હાડકુ એક હાથમા નહિ આવે, વેદનાનો પાર નહિ રહે ' એટલે ઝટ મહી પડવાનો વિચાર માંડી વાળે ને પાછી વળે માત્ર અમુક પ્રકારના ત્રાસથી વિવેકશૂન્યતા આવી ગઇ હોય અને આવેશ એવો જોરદાર હોય કે-' પડી જે થવુ હશે તે થશે, પણ આવુ તો ન જ ખમાય ' તો વાત જૂદી છે વિચારશીલ માણસો પણ આપઘાત કરે છે, પણ તેઓ ય વિચારશૂન્ય ને આવેશયુક્ત બન્યા વિના આપઘાત કરી શકતા નથી કેટલાકોએ ઝેર પીધા એવુ તમે સાભળ્યુ છે, પણ ઝેર પીનારની હાલત કેવી થઈ, તે જાણો છો? ઝેર પીધા,

જો લાગે કે ઝેર પીવામાં ઉતાવળ થઈ ગઈ, તો કેવી દશા થાય ? તરફડીયાં મારે છે ગડો પાડે છે પછીનું દુઃખ સહાતું નથી અને બચી જવાનો ઉપાય સુઝતો નથી એટલે મરે તો છે જ, પણ મરવું ગમતું નથી મરવાનો જે વેગ આવે છે તે પ્રતિકૂળતાના યોગે ઉત્પન્ન થયેલા ત્રાસને લઈને, પણ મરવાનું કોઈને ગમે છે, એ વાત ખોટી છે મરતાં બચી જનારને જે આનંદ થતો દેખાય છે, તેવો આનંદ મરવાને ઈચ્છું છું એમ કહેનારને મરતા થતો દેખાતો નથી

<u>જીવવું નથી ગમતું એવું છે જ નહિ</u>

વાત એ છે કે-આ જીવનમાં તમને ઘણું ઘણું નથી ગમતું તેની મને ખબર છે, પણ સૌને જીવવું ગમે છે એ વાતમાં મતભેદ નથી સૌને જીવવું ગમે છે, એ વાતમાં મોટો ભાગ હા પાડશે દુઃખી, દુઃખથી કંટાળી ગયેલો કદાચ કહે કે–' જીવવામાં શું રસ ?' પણ એ ય એમ જ બોલે છે કે–' જીવવામાં રસ શો ?' પણ એ એમ નથી બોલતો કે–' મને જીવવું ગમતું નથી ' જીવ માત્રને જીવવું ગમે છે સૌની સદા જીવવાની ઈચ્છા જોરદાર છે જીવવું નથી ગમતું–એવું બોલનારને ય વસ્તુત દુઃખ નથી ગમતું, પ્રતિકૂળતા નથી ગમતી, રોગ–શોક નથી ગમતા, નોકરી કરવી નથી ગમતી, માથે જોખમ આવી પડે તે નથી ગમતું, ગુરીબનો નથી ગમતી, એ વિગેરે જે કાંઇ હોય તે કહી શકાય, પણ ' જીવવું જ નથી ગમતું '–એમ કહી શકાય નહિ ' જીવવું નથી ગમતું '–એવું બોલનારને ય પૂછો કે–' પણ આ બધી ગુરીબતો નીકળી જાય તો ?' તો ઝટ એ કહે કે–' તો

તો મને જીવવુ જ ગમે ' એટલે જીવવુ ગમે છે, એ વાતમા વાંધો તો પ્રતિકૂળતા આદિ પૂરતો છે અમે ય જીવીએ છીએ અમને ય ખબર પડે છે કે-આ જીવન જીવવામા કેટકેટલી મુશ્કેલીઓ આવે છે અમને ય જીવવામા ઘણા વાધા નડે છે, પણ અમે સમજીએ છીએ કે-આપણે અત્યારે એવા જીવનમા બેઠા છીએ કે-જ્યા વાધા નડયા વિના રહેવાના નથી જે દરીયામા બેઠો હોય, તેની સાથે જીવજતુ અથડાય એમા નવાઈ છે ? નહિ જ તેમ અહી કર્મના બધનમા બેઠેલાને જીવવામા અનેકવિધ ઉપાધિઓ નડે, એમા નવાઈ પામવા જેવુ કાઈ છે જ નહિ ઉપાધિઓ નડે ત્યારે ય દુ ખનો અનુભવ થાય નહિ અને સુખનો જ અનુભવ થાય-એવી પણ એક જીવવાની કળા છે અને આપણે અવસરે એ કળાની વાત કરવાનો પણ વિચાર છે, પણ અત્યારે તો આપણો મુદ્દો એ છે કે-જ્યારે જ્યારે જે કોઈને પણ મરવાની ઈચ્છા થાય છે, ત્યારે ત્યારે તે ઇચ્છા બીજી કોઇ ઉપાધિના યોગે જ ઉત્પન્ન થાય છે, પણ જીવવુ જ નથી ગમતુ, માટે મરવાની ઇચ્છા થાય છે-એવુ હોતુ જ નથી બીજા કોઇ કારણના સંયોગ વિના માત્ર સ્વતન્ત્રપણે જ મરવાની ઇચ્છા થઇ હોય, તેવો કોઇ જોયો ય નથી ને સાભળ્યો ય નથી

<u>તારા વિના નહિ જીવાય-એવુ કહેનારા ય જીવ્યા -</u>

મરવાની વાતો કરવી એ જૂદી વાત છે અને અવસર આવી લાગે ત્યારે આનદથી મરવાને તૈયાર થઇ જવુ, મરણને વધાવ્યું સ્વીકારી લેવુ, એ જૂદી વાત છે મરણ કોઈને ય ગમતુ નથી, છતા પણ કોઈ કારણ વિશેષે માણસ

મરણને સ્વીકારી લે એ શકય છે, પણ એથી એને મરણ ગમતું હતું-એવું કહેવાય નહિ ગમતું હતું તો જીવવાનું જ ! મરવાની વાતો કરનારા બધા શું વખત આવ્યે જીવવાની કોશિષ કરતા નથી ? કેટલા એવું બોલતા હશે કે-'હું તો તારા વિના જીવી શકું જ નહિ !' અને છતાં એવું બોલનારાઓમાંના કેટલા, જેના વિના જીવી શકવાની ના પાડતા હતા, તેનો સદાનો વિયોગ થયો તો ય જીવ્યા ? જીવતા તો રહે પણ કદાચ એને વિસરી ય જાય, એવું પણ બને ને ? આ દુનિયામાં આવા તો ઘણા નાટકો ચાલે છે.

<u>પ્રેમપરીક્ષાનું ઉદાહરણ</u>

એક બુઢ્ઢા બાપને એકનો એક જુવાન દીકરો હતો. એ છોકરા ઉપર એના બાપને, એની માને અને એની સ્ત્રી આદિને ઘણો પ્રેમ હતો એ છોકરાનો થોડી વારનો પણ વિયોગ, એ બધાને બહુ દુઃખ ઉપજાવતો હતો અને એ વાતનો એ છોકરાને પણ અનુભવ હતો

એક વાર એવું બન્યું કે-એ છોકરો કોઈ એક મહાત્માના પરિચયમાં આવી ગયો એ મહાત્માના પરિચયના યોગે, એ છોકરાના હૈયામાં માનવજીવનના સાચા આદર્શને સિદ્ધ કરી આપનારા ઉચ્ચ જીવનને જીવવાની ઇચ્છા પેદા થવા પામી.

એ છોકરાએ પોતાની એ ઈચ્છા મહાત્માને જણાવી અને કહ્યું કે-'મારા માતા-પિતા આદિની સંમતિ હું મેળવી લઉં'

મહાત્માએ કહ્યું કે-'જેવી તારી મરજી વિવેકને ચૂકીશ નહિ અને જે બને તે મને કહી જજે.'

છોકરો ઘેર આવ્યો. પોતાના હૈયે જે આદર્શ તેને જચ્યો હતો, તે આદર્શની છોકરાએ પોતાના માતા-પિતા આદિને વાત કરી એ સાથે એણે એમ પણ કહ્યુ કે-' હવે મારૂ મન સંસારમા લાગતુ નથી '

એ છોકરાએ વાત કરી-ન કરી, ત્યા તો તેના માતા-પિતાદિએ આક્રન્દ શરૂ કરી દીધુ કહ્યુ કે-' બેટા ! તને આ કેવો વિચાર આવ્યો ? તૂ જાય ને અમે જીવી શકીએ, એ બને જ નહિ અમને વગર મોતે મારી નાખવા હોય તો તૂ જા તારા જીવનમા જ અમારૂ જીવન છે '

એ છોકરાની સ્ત્રીએ પણ એને કહ્યુ કે-' નાથ ! તમારા વિના મારાથી કોઈ રીતિએ જીવાય તેમ નથી '

આવી બધી વાતોને સાભળીને, એ છોકરાનો નિર્ણય ઢીલો પડી ગયો એણે મહાત્માની પાસે જઈને વાત કરી કે-મને મારા માતા-પિતા આદિ આ પ્રમાણે કહે છે

મહાત્માએ પૂછ્યુ કે-' એ બધા તો એમ કહે છે, પણ એ વાતમા તને શું લાગે છે ?'

એ છોકરાએ પણ કહ્યુ કે-' મારા વિના મારાં માતા-પિતા આદિ જીવી શકે જ નહિ, એવો એ બધાંનો મારા ઉપર પ્રેમ છે, એવુ મને પણ લાગે છે '

તમને પણ તમારા સગા-સમ્બન્ધિઓ કોઈ વેળા આવું કહેતાં હશે ને ? તમે ન હો તો તમારા વિના તમારા કોઈ સ્નેહી-સંબધી આદિને જીવવુ ગમે જ નહિ ને ? કોઈ ખાય નહિ, પીએ નહિ અને મરી જ જાય ?

મહાત્માને લાગ્યું કે-' આને આ વાતનો ભ્રમ છે, પણ આનો ભ્રમ ઉપદેશ માત્રથી ભાગે નહિ ' આથી મહાત્માએ

એ છોકરાને કહ્યુ કે–' તારા ઉપર તારા માતા-પિતા અને તારી પત્નીનો એવો પ્રેમ છે એમ તુ કહે છે, તો તેમા મારે ના પાડવાની જરૂર નથી, પણ તારે એ વિષયમાં સાચો અનુભવ કરી લેવાની જરૂર છે '

એ છોકરો કહે કે–' તમે કહો તેમ કરૂ '

મહાત્મા કહે કે–' તુ અહીંથી સીધો તારે ઘરે જા ઘરે જઈને તારે પછાડ ખાઈને જમીન ઉપર પડવુ અને માત્ર એટલી જ રાડો પાડ્યા કરવી કે–' મને પેટમાં ભારે વેદના થાય છે મારાથી આ વેદના કોઈ રીતિએ સહાતી જ નથી ' તારાં મા-બાપ વિગેરે વૈદ્યાદિને બોલાવશે, તારો દુખાવો મટે એ માટે દવાઓ લાવશે, એ વખતે તારે દવાઓ લેવી, પણ ' મારા પેટમા ભારે વેદના થાય છે '–એવી બૂમો પાડવાનુ ચાલુ જ રાખવુ પછી હું તારે ઘરે આવીશ અને બાકીનું બધુ હુ સભાળી લઈશ '

પછી એ છોકરો ઘેર ગયો અને ઘેર જઈને તેણે જેમ કરવાનું મહાત્માએ કહ્યુ હતુ તેમ કરવાનું શરૂ કરી દીધુ ઘર આખામા હા-હાકાર મચી ગયો એના મા, બાપ, સ્ત્રી, પાડોશીઓ અને સગા-સ્નેહિઓ ભેગા થઇ ગયા ઉપરા ઉપરી વૈદ્યો બોલાવાયા અને દવાઓ ઉપર દવાઓ પાવા માડી, પણ પેલાની દુખાવાની રાડો બધ થઈ જ નહિ

બધા દુ ખી દુ ખી, નિરાશ ને ચિન્તાતુર થઈ ગયાં બધાને થયું કે–હવે આ બચે નહિ, પણ કરે શું ? એટલામા પેલા મહાત્મા ત્યા આવી પહોંચ્યા

મહાત્માએ પૃછ્યુ કે–' શું છે ?' એટલે સૌએ જે હતી તે હકીકત કહી અને છેવટ એમ પણ કહ્યુ કે–' આપ

મહાત્મા છો આપ તો ઘણુ જાણો આને બચાવવાનો કોઈ ઉપાય આપ જાણતા હો તો કહો '

એટલે મહાત્માએ કહ્યુ કે-' આને બચાવવાનો ઉપાય તો છે, પણ એ ઉપાય તમે કરી શકશો કે નહિ, તેની શકા છે!'

બધા કહે કે-' એ આપ શુ બોલ્યા ? જે ઉપાય હોય તે કહો આને જીવાડવાને માટે જે કાઈ કરવુ પડે તે કરવાને અમે તૈયાર છીએ આ ઘરબાર વિગેરે બધુ આપી દેવું પડતું હોય તો તેમ કરવાને પણ અમે તૈયાર છીએ અને જીન્દગી દેવી પડે તો જીન્દગી દેવાને પણ અમે તૈયાર છીએ, માટે આપ જે ઉપાય હોય તે કહો '

મહાત્મા સ્મિત કરીને કહે છે કે-' બહુ સારી વાત છે હુ ઉપાય કરૂ છુ તમે એક પ્યાલો પાણીથી ભરીને લાવો '

પેલાઓ પાણીથી ભરેલો પ્યાલો લઇ આવ્યા, એટલે મહાત્માએ પોતે કોઈ મત્ર ભણતા હોય એવો દેખાવ કર્યો થોડી વારે બધાને ઉદ્દેશીને કહ્યુ કે-' જૂઓ, આ પ્યાલામાનું પાણી તમાશમાના કોઇ પણ એક જણે પીઈ જવાનુ છે આ પ્યાલાનુ પાણી જે કોઈ પીઈ જશે તે મરી જશે અને એના બદલામા આ છોકરો સાજો થઈ જશે. '

પેલો છોકરો દુખાવાની બૂમો પાડતો જતો હતો, પણ શુ બની રહ્યું છે અને શુ બોલાઈ રહ્યુ છે, તે જોતો ને સાભળતો હતો

મહાત્માના હાથમાનો પ્યાલો લેવાને માટે કોઈ જ પોતાના હાથને લબાવતુ નથી છોકરાનો બાપ છોકરાની મા સામે જૂએ છે અને છોકરાની મા છોકરાની વહુ સામે જૂએ છે, જ્યારે છોકરાની વહુ નીચુ ઘાલીને પગથી જમીન

ખોતરે છે આમ બધા એક–બીજાની સામે જોયા કરે છે, પણ એમાનું કોઈ મહાત્માના હાથમા રહેલા પ્યાલાનુ પાણી પીઈ જવાને તત્પર થતુ નથી.

મહાત્માએ ફરીથી પૂછ્યુ કે–' આ પ્યાલો કોણુ પીઈ જશે ? ' તો ય કોઈ એ કાઈ જવાબ દીધો નહિ અને લાચારી બતાવવાને માટે સૌએ નીચુ જ જોયા કર્યું

પછી થોડી વારે મહાત્માએ કહ્યુ કે–' ખેર, તમારામાથી તો કોઈ આને જીવાડવાને માટે મરવાને તૈયાર નથી, તો પછી આ પ્યાલો હુ જ પીઈ જાઉ છુ '

બધા એકદમ હર્ષના આવેગમા આવી ગયા અને ' ધન્ય છે આવા પરોપકારી મહાત્માને '–એમ બોલવા લાગ્યા

મહાત્મા પાણી પીઈ ગયા અને કાઈ પણુ બોલ્યા વિના તરત જ ઘર બહાર નીકળી ગયા

પેલો છોકરો પણુ ઉભો થઈ ગયો અને કોઈને કાઈ પણુ કહ્યા વિના જ એ પણુ પેલા મહાત્માની પૂ ઠે ચાલી નીકળ્યો, કારણુ કે–એને જે ભ્રમ હતો કે ' આ બધા મારા વિના જીવી શકે જ નહિ ' તે એનો ભ્રમ ભાગી ગયો

છોકરાને આમ મહાત્માની પૂ ઠે ચાલ્યો જતો જોઈને, એ છોકરાના મા–બાપ વિગેરે એની પૂ ઠે દોડયા અને કહેવા લાગ્યા કે–' અમને મૂકીને કયા જાય છે ? અમારા હૈયામા તારે માટે કેટલી લાગણી છે, તેનો તો વિચાર કર ! '

છોકરાએ કહ્યુ કે–' મારા ખરા સ્નેહી તો આ મહાત્મા છે એમણે મને જીવાડયો છે, એટલે હવે તો હુ એમનો જ છુ ' અને આમ કહીને તે છોકરો પાછુ વાળીને જેવા ય ઉભો રહ્યો નહિ

## કેવા પ્રકારે જીવનું પસંદ છે?

આ વાતને યાદ કરવામાં આપણો હેતુ શો છે? મરણ, એ કોઈની ય પસંદગીની ચીજ નથી અયોગવશ કોઈ મરવાને તૈયાર થાય અને કદાચ મરે ય ખરો, પણ એવાને ય મરણ એ પસંદગીની ચીજ છે–એવું જો તમે માનતા હો, તો તે ભૂલી જાવ આપણે એક પછી એક વાત નક્કી કરતા જઈએ સૌને સદા પસંદ શું છે? સૌને જીવવું એ જ સદાને માટે પસંદ છે પછી ભલે એ એમ કહે કે–'જીવવાની ઈચ્છા છે પણ તે સારી રીતિએ જીવવાની ઈચ્છા છે' અથવા તો 'જીવવું છે, પણ તે જેવી તેવી રીતિએ જીવવું નથી' આપણો અહીં સુધી માત્ર એટલો જ છે કે–બીજી ત્રીજી કોઈ પણ ચીજને વચ્ચે લાવ્યા વિના, આપણે જો કોઈને પણ પૂછીએ કે–'જીવન અને મરણ, એ બેમાંથી તમને શું પસંદ છે?' તો સૌના જવાબોની તારવણીમાં એ જ જણાશે કે- સૌની પસંદગી જીવન તરફની છે, પણ મરણ તરફની પસંદગી કોઈની ય નથી 'જીવવાનું અને તે ય સદાને માટે જીવવાનું સૌને પસંદ છે'–એવું નક્કી કર્યા પછી, કેવા પ્રકારે જીવવું પસંદ છે, એ વાત વિચારવાની રહે છે તમે બોલો કે–કેવુંક જીવન જીવવું તમને ગમે? આમાં ય મૌન? જીવન સારી રીતિએ જીવવું છે, એમ તો બોલો આ ચર્ચા આપણે માનવજીવનનો પરમાદર્શ કેવો હોઈ શકે, એ નક્કી કરવાને માટે કરીએ છીએ માનવજીવનના પરમાદર્શને નક્કી કરવાને માટે આપણે આત્માનો પરમાદર્શ નક્કી કરવો પડશે આ જો આપણે બરાબર વિવેકપૂર્વક નક્કી કરી શકીશું, તો જરૂર એક દિવસ એવો આવશે, કે જે દિવસે આપણો જે

સદા જીવવાનો આદર્શ છે તે સિદ્ધ થઈ જશે, જેને શાસ્ત્રકારોએ મોક્ષ, શિવ, પરમાત્મસ્વરૂપ આદિ તરીકે ઓળખાવેલ છે આપણે આત્માની સદા જીવવાની, સુદા સુખે જીવવાની અવસ્થાને જ મોક્ષાવસ્થા કહીએ છીએ મોક્ષ, એ જ એક સ્થાન એવુ છે કે–જેને પામ્યા પછી કદી પણ મગ્વાનુ હોય નહિ અને કદી પણ મરવાનુ સંભવે જ નહિ આત્માની એકાન્ત સુખમય એવી જે સદાની અવસ્થા, એ જ આત્માની મુક્ત દશા છે તમને એવી અવસ્થાને પ્રગટાવવાનુ મન થાય, એવી અવસ્થાને સિદ્ધ કરવા તરફ તમે વળો, એ માટે જ આ બધી વાતો છે એટલે પ્રશ્ન એ છે કે–જીવવુ તો પંસદ છે, પણ તે કેવુ જીવવુ પસદ છે?

સ૦ ઉપાધિ વગરનુ

પસદ એ જ હોવુ જોઈએ, પણ પાછો ઉપાધિનો ય અર્થ કરવો પડે ને?

પેટ ભરવાનુ લક્ષ્ય

આજે જીવનમા ઉપાધિઓનો પાર નથી, પણ સૌથી મોટી અને સર્વ ઉપાધિઓના મૂળ રૂપ ઉપાધિ કયી છે?

સ૦ પેટ

શુ પેટ એકલુ જ? પેટ ન હોય કોઈ તો ઉપાધિ જ નહિ, એમ?

સ૦ પેટ એવુ મોટુ થઈ ગયુ છે

આર્ય દેશમા પણ આજે જ્યા ને ત્યા પેટની જ વાત સભળાય છે! પેટ બહુ મોટુ છે, એમ લાગે છે? પેટની

ચિન્તા કરવા સિવાય કોઈ ચિન્તા જ કરવા જેવી નથી, એમ લાગે છે?

સ૦ સરકારને એમ લાગે છે

આજે તો સરકાર ને તમે બધા એક ગણાઓ છો ને? 'અમારી સરકાર' 'અમારૂ રાજ્ય'–એવુ માનનારા ને બોલનારા તમે છો ને? આ આર્ય દેશમા તો એક દહાડો પેટ એ સૌને બહુ નાનામા નાની ચીજ લાગતી હતી આ દેશ તો તપપ્રધાન દેશ છે જીવવા માટે ખાવુ પડે, પણ ખાવુ એ જીવનનુ લક્ષ્ય કેમ જ હોઈ શકે? ખાવાની લાલસા, એને તો શાસ્ત્રે મોટામા મોટા દુર્ગુણોમાનો એક દુર્ગુણ કહ્યો છે જે કાળે માણસો પેટ માટે ખાતા, તે કાળમા આટલા બધા રોગો હતા નહિ એથી એ કાળે આજના જેટલા દવાખાના પણ નહોતા અને આજના જેટલા ડૉકટરો પણ નહોતા. હવે તો જીભના સ્વાદને વશ બનીને ખાવાને માટે પેટમા નખાય છે, એટલે રોગો વધતા જ જાય છે આવી દશામા ગમે તેટલા દવાખાનાઓ પણ ઓછા પડે અને ગમે તેટલા ડૉકટરો પણ ઓછા લાગે, એમા નવાઈ પામવા જેવુ કાંઈ નથી

શરીરના બન્ધનની ઉપાધિ

આપણે તો એ વિચારવું છે કે–જીવવામા, સદા જીવવામાં અને સુખે જીવવામા કયી વસ્તુ તમને વધારેમા વધારે નડે છે? આનો વિચાર જ કર્યો નથી ને? ભૂખ્યા થયા એટલે ખાવાને અન્ન જોઈએ, તરસ્યા થયા એટલે પીવાને પાણી જોઈએ, આમ આપણે જીવવાને માટે આ જોઈએ ને તે

જોઈએ, આવી ક્ષુદ્ર કલ્પનાઓમા જ આવા મહત્ત્વના જીવનને બરબાદ કરી નાખીએ છીએ, એ વાતને સમજી લેવાની જરૂર છે આ બધી ચીજો એવી છે કે-એક મેળવીએ ત્યા બીજુ દુ ખ ઉભુ થાય એટલે બીજી ચીજની જરૂર ઉભી થાય તમે માત્ર તાત્કાલિક જરૂર અને એથી ઉત્પન્ન થતી ઉપાધિનો વિચાર કરો છો, પણ હજુ ય મૂળ સુધી પહોચતા નથી આજે સુખિમા સુખી ગણાતો માણસે ય કહે છે કે-ઉપાધિઓ ઘણી છે કેમ ? એક તો આપણા આત્માની વર્તમાન અવસ્થા જ એવી છે કે-ઉપાધિઓ નડયા વિના રહે નહિ અને સુખના નામે ઘણી ઘણી ખોટી કલ્પનાઓ ઘડાઈ જવા પામી છે આના યોગે, જીવન કેવુ નિરૂપાધિક બને તો આપણે સદા જીવતા ને સદા સુખી બની જઈએ-એની સાચી કલ્પનાનો હૈયામા જન્મ જ થતો નથી તમે જો બરાબર વિચાર કરો, તો તમને લાગે કે-આપણી સઘળી ઉપાધિઓનુ મૂળ આ શરીર જ છે, એટલે કે-જીવનને સદાને માટે અને સુખમયપણે જીવવામા જો કોઈ પણ ચીજ આપણને વધારેમા વધારે ઉપાધિ રૂપ થતી હોય, તો તે આત્માનો શરીર સાથેનો યોગ જ છે જે આત્માને શરીરનું બન્ધન તૂટી જાય છે, તેને કશી જ ઉપાધિ હોઈ શકતી નથી

<u>જગતનો દાવાનળ અને શરીરની કોઠડી</u>

સદા જીવવાની અને સુખે જીવનાની ઈચ્છાને નિષ્ફલ બનાવનાર કોઈ હોય, તો તે શરીરનુ જ બન્ધન છે, એ વાત તમને જચે છે ? આ જીવનમા આત્માને જે કાઈ નાની કે મોટી ઉપાધિઓનો અનુભવ થાય છે, તે આપણો

આત્મા આ શરીરના બધનમા પડ્યો છે માટે જ થાય છે ને? આખુ જગત બળગે અને એથી જે વ્યાધિ અને આધિનો અનુભવ થાય નહિ, તે વ્યાધિ અને આધિનો અનુભવ આ શરીરે એક ફોલ્લી થાય તો થાય છે જગત ચળગતુ હોય પણ પોતાને કાઈ નુકશાન થતુ ન હોય ત્યારે માણસ ડહાપણથી વાત કરે છે 'જગત ઉપર મોટો આપત્તિકાળ આવ્યો'– 'જગતમા મહા ત્રાસ વર્તી ગયો' એ વિગેરે વાતો ગભીર ચહેરે બોલે, પણ એમા એને બહુ મોટી વેદના થતી હોય એવુ ભાગ્યે જ જણાય, જ્યારે એ જ માણસના શરીરે એક નાની શી ફોલ્લી થઈ હોય ને એની એ વાત કરતો હોય, એ વખતે એનુ મોઢુ જોતા આપણને જણાઈ આવે કે–'આ માણસ ખરેખર વેદના અનુભવી રહ્યો છે!' જગતનો દાવાનળ મોટો કે પોતાના શરીર ઉપરની ફોલ્લી મોટી? આપત્તિ શામા વધારે? ખરેખર, આત્માને મોટામા મોટી આપત્તિ જ શરીરના બન્ધનને અગે છે જીવને જીવવાનુ તો ઘણુ ગમે છે, પણ આ બન્ધન છે એટલે જન્મ-મરણ કર્યા વિના છૂટકો થતો નથી, અને બીજી ... આપત્તિઓ પણ આવ્યા જ કરે છે

અભય જૈન ગ્રન્થાલય

## ગમે તે મળે જ એનુ નવી

મટ શરીર મારૂ જોઇએ

પણ પ્રાય આ શરીર સારૂ રહી શકે જ નહિ, એવો આ શરીરનો ગુણ છે કદાચ કોઈ બહુ પુણ્યશાલિને માદગી ન આવે, પણ બુઢાપો તો આવે જ અને મરણ પણ આવે જ એટલે તમે ગમે તેટલી મહેનત કરો, તો પણ શરીર

સારૂ જ રહે અને સદા કાળ રહે, એ બને જ નહિ આપણે તો બધુ ય સારૂ, મનગમતું જોઇએ છે, પણ એ બધુ મળે એ કાઈ શકય છે? લગભગ બધાના મનમા એવુ છે કે-' દુનિયામા જે કાઈ સારૂ છે, તે બધુ ય મારા ઘરમા જોઈએ ' તમારે તો સારૂ એટલુ બધુ ય જોઇએ છે ને? પણ જ્યા જે સારૂ દેખાય, ત્યા તેના ઉપર હાથ મૂકો તો શુ થાય?

સ૦ મળતુ હોય તો જોઈએ છે

જેને જે જોઇએ તે મળે જ, એવો દુનિયાની કોઈ પણ વસ્તુને માટે નિયમ છે ખરો? આશા મોટી ને મળે થોડુ જોયુ ને ગમ્યુ એટલે મેળવવાની ઈચ્છા થાય, ઈચ્છા થાય એટલે મેળવવાની મહેનત કરવા માડે, મહેનત કરવા છતા ય ન મળે તો રૂએ, પણ આશાને તજે નહિ એમા ઈચ્છા જોરદાર બની જાય અને જેની ઈચ્છા હોય તે મળે નહિ, તો પરિણામ શુ આવે? દુ ખનો વેગ વધી જાય અને એ દુ ખના વેગમા ને વેગમા કદાચ ઝેર પણ ખવાઈ જાય.

ઝેર ખાનારા

ઝેર ખાતા શુ તો ખવાઈ જાય, પણ જ્યા નસો ખેચાવા માડે, ત્યા વેદના કેવી થાય એ જાણો છો? આવી રીતિએ ઝેર પીનારને માટે, તમે શુ એમ કહેશો કે-એને જીવવાનું ગમતુ નહોતુ? જીવવાનુ તો ઘણુ ય ગમતુ હતુ, પણ નિરાશાથી ઉત્પન્ન થવા પામેલા દુ ખનો વેગ વધ્યો, એને સહી લેવાની શક્તિ રહી નહિ, એમા સારાસારનો વિચાર રહ્યો નહિ અને ઝેર પીઇ લીધુ ઝેર પીધા પછી કેટલાકને ઝેર પીવામા ભૂલ થઈ ગઈ એમ લાગે છે અને બચવાને

હાં હાં મારે છે ડૉકટરને બોલાવે છે ડૉકટર આવીને જૂએ છે કે-ઝેરની અસર વધારે વ્યાપી ગઈ છે, હવે બચાવી શકાય તેમ નથી, ત્યારે ડૉકટર કહે છે કે-' વહેલો બોલાવવો હતો ને ? ઝેર પીધુ એ પહેલી ભૂલ કરી અને ઝેર પીધા પછી મને બોલાવવામા મોડુ કર્યું એ બીજી ભૂલ કરી મને વહેલો બોલાવ્યો હોત તો ઉંધા ટીગાવત, ઉલટી કરાવત ને ઝેરને કાઢી નાખત, પણ હવે ઉપાય નથી હવે તો મરવુ જ પડશે ' ડૉકટર જ્યારે આવુ કહે છે, ત્યારે ઝેર પીનારને શુ થાય છે, તે જાણો છો ? એવા વખતે એનો ચહેરો વાચવાની દરકાર કરી છે ? મોઢુ જૂઓ તો તમને લાગે કે-આને મરવાનુ બીલકુલ ગમતુ નથી આપ ઘાતના કિસ્સાઓ એવુ સૂચવતા જ નથી કે-જીવવાનું ગમતુ નહોતુ અને મરવાનું જ ગમતુ હતું એટલે સૌને, જીવ માત્રને સદા જીવવાની ઈચ્છા છે, એમા મતભેદ જેવું નથી, માત્ર જીવન કેવુ જીવવુ ગમે છે, તેનો નિર્ણય કરવાનો રહે છે

આપણા જેવા થીએ અને કારીગર બનવુ જે

આત્માનું જે સર્વોત્તમ કોટિનુ જીવ-જીવન એ પરમાદર્શ છે, એમ સમજાવવું છે એ આદર્શને સમજવાને માટે અને એને સિદ્ધ કરવાને માટે, માનવજીવન અતિશય મહત્ત્વનુ છે માનવજીવન સિવાય કોઈ જીવન એવું નથી, કે જીવન દ્વારા એ પરમાદર્શને પરિપૂર્ણપણે સિદ્ધ કરી શકાય એ આદર્શ નક્કી થયા પછી, એ આદર્શને સિદ્ધ કરવાને માટે કયી સસ્કૃતિને એના સાધન તરીકે નક્કી કરવી જોઇએ,

આવી તક મળશે, એ જ્ઞાની જાણે માટે તમને હુ ભવિષ્યને લક્ષ્યમા રાખીને વિચાર કરવાનુ કહુ છું અમુકે ઝેર ખાધુ, અમુકે ફાસો ખાધો, એ વિગેરે વાતો ખરી છે, પણ જીવવાની ઈચ્છા સૌને છે તમે સૌ જીવવાને માટેની મહેનત કરનારા છો અને ન મરાય તેની કાળજી ગખનારા છો, એ વાત ખરી છે? સાપથી કેમ ભાગો છો? ન મરાય, એ માટે ને? જેમ ન મરાય તેની કાળજી છે, તેમ જીવવાની મહેનત પણ છે જ, પણ કેમ જીવવુ તેનો નિર્ણય નથી જીવવાની ઈચ્છામાં જરા ય ઉણપ નથી, છતા મુશ્કેલીઓને અગે શું થાય છે? કોઈ અમથુ પણ એમ કહે કે-'સદા જીવજો' તો એમ કહેવુ પડે કે-'ઉભો તો રહે તારે આમ ને આમ સદા જીવાડવો છે મને?' અત્યારના જીવનમા એવી મુશીબતોનો અનુભવ થાય છે કે-કોઈ આવા જીવનમાં 'સદા જીવતો રહે' એમ કહે, તો તેને કહેવુ પડે કે-'તારી વાત બહુ ગમી, પણ મારી મુશીબતો તો સાભળી લે' એટલે વાત એ છે કે-આમ જીવવાનુ બહુ ગમે છે, મરવાનુ જરા ય ગમતુ નથી, પણ જીવનમા જે આપત્તિઓ ભોગવવી પડે છે અને ઉપાધિઓ ઉભી થયા કરે છે, તે બીલકુલ નથી ગમતી આ વાત ખરી છે ને? એટલે નક્કી થયુ ને કે-વસ્તુત રોષ જીવન પર નથી, પણ બીજી વસ્તુઓ ઉપર છે? એ આપત્તિઓ અને ઉપાધિઓથી સર્વથા મુક્ત જીવન હોય, તો તે ખૂબ જ ગમે એવુ જીવન સભવિત છે, માટે એવા જીવનને મેળવવાને માટે મથ્યા વિના છૂટકો નથી

જેનાથી વધુમા વધુ ઉપાધિ તેના ઉપર વધુમા વધુ પ્રેમ

એ માટે આપણે સઘળી ય ઉપાધિઓના મળને શોધી

કાઢવાની વાત કરી આવ્યા તમને લાગે છે કે-તમને જે કોઈ ઉપાધિ છે, તે શરીરને અંગે જ છે? જે આત્મા શરીરરહિત બન્યો, તેને એક પણ ઉપાધિ હોતી નથી વધારેમા વધારે તમારો પ્રેમ કોના ઉપર? શરીર ઉપર! અને વધારેમા વધારે તમને ઉપાધિ કોનાથી? એ પણ શરીરથી જ! વધારેમા વધારે પ્રેમ પણ શરીર ઉપર અને વધારેમા વધારે ઉપાધિ પણ શરીરથી જ, આ કેવી વિચિત્રતા છે? અત્યારે તો તમારી બધી મીલ્કત આ શરીરમા જ છે ને? દુનિયામા ગમે તેટલા અને ગમે તેવા સારા રૂપ-રગ હોય, પણ આખ ન હોય તો? દુનિયામા ગમે તેટલી અને ગમે તેવી રસાસ્વાદની સામગ્રી હોય, પણ રસના ન હોય તો? સુગધ ગમે તેવી અને ગમે તેટલી પ્રસરતી હોય, પણ નાક ન હોય તો? મારૂ સાભળવાનુ ગમે તેવું ને ગમે તેટલુ હોય, પણ કાન ન હોય તો? અને સ્પર્શ પણ ગમે તેવો ગમી જાય એવો હોય, પરન્તુ સ્પર્શનેન્દ્રિયમા જડતા આવી ગઈ હોય તો? ધારો કે-પાચે ય ઈન્દ્રિયો સારી અને સજાગ હોય, પણ એ વખતે મન આકુળ-વ્યાકુળ હોય તો? ગમે તેવી સારી હાલતમા ય મન જો સ્વસ્થ ન હોય તો? અત્યારે તમારૂ બધુ ય સુખ આ બધાને આધીન છે ને? એટલે તમારી સઘળી ય સપત્તિ શરીરમા જ છે, એમ તમને લાગે છે ને? એટલે સૌથી વધારે પ્રેમ તમને તમારા શરીર ઉપર છે હવે તમે એ વાતનો વિચાર કરો કે-જ્યારે જ્યારે તમને દુ ખ લાગે છે, ત્યારે ત્યારે કયી કયી વસ્તુની ખામીથી દુ ખ લાગે છે? ખામી શરીર આદિની ને ઉપાધિ મનની

મનની ભૂખ

તમે પેટ પેટ કરતા હતા, પણ પેટ તો અમુક ભાર માંગે ભાર હોય ને પેટમાં નાખે એટલે પેટ તો ભરાઈ જાય, પણ મનની હાલત જૂદી છે પેટમાં નાખે પણ કોઠીમાં ન નાખે, તો મન રોયા કરે મનને ઓછું ને ઓછું લાગ્યા જ કરે ગમે તેટલું મળે, તો ય મન શું કહે ? પેટની ભૂખ પૂરાવી સહેલી, એ સહી પણ શકાય, પણ મનની ભૂખ પૂરાય કદી નહિ અને એનું જોર ગાડા બનાવ્યા બિના રહે નહિ મનની ભૂખ પૂરાય એટલું કોઈને ય મળ્યું સાભળ્યું છે ? મન ઉપર કાબૂ મેળવી લે–એ વાત જૂદી છે, પણ કોઈને ય મનની ભૂખ પૂરાય એટલું મળ્યું હોય, એવું સાભળ્યું કે જાણ્યું છે ખરૂ ? નહિ, છતા મનની ભૂખને સંતોષવાને જ મથો છો કે મન ઉપર કાબૂ મેળવવાને મથો છો ? હવે તમને દુઃખનું મૂળ જડ્યું ? જીવવું એ દુઃખનું મૂળ છે કે દુઃખનું મૂળ બીજી કોઈ ચીજ છે ? દુઃખ તમને જરા ય ગમતું નથી, દુઃખ આવવાની કલ્પના પણ દુઃખ ઉપજાવે–એટલો બધો તમને દુઃખ તરફ અણગમો છે, દુઃખ આવે નહિ ને આવેલું દુઃખ કેમ જતું રહે–એ માટે તમે મહેનત પણ ઓછી કરતા નથી, પરંતુ દુઃખના મૂળનો આવો વિચાર તમે કદી પણ કર્યો છે ખરો ?

તો બેડો પાર

આજ દિ' સુધી ભણીને, વાચીને, વિચારીને અને અનુભવ મેળવીને તમે કર્યું શું ? ઘરેડમાં જ ચાલ્યા કર્યો કે બુદ્ધિનો ઉપયોગ કરીને કોઈ વિશેષ નિર્ણય કર્યો ?

જેટલી બુદ્ધિ આપણને મળી હોય, તેટલી બુદ્ધિથી પણ જો વિવેકપૂર્વક વિચાર કરવામા નહિ આવે, તો વિવેકપૂર્વક વિચાર કર્યા વિના, આપણે તમારે માટે પરમાદર્શનો જે નિર્ણય કરવો છે, તે નિર્ણય નહિ કરી શકીએ જ્યા સુધી તમે ઉંડા ઉતરીને વિચાર કરશો નહિ, ત્યા સુધી તમારી દૃષ્ટિ જ્ઞાનિઓએ નક્કી કરી આપેલા પરમાદર્શ સુધી નહિ પહોચે તમે આ વિષે વિચારશો કે નહિ વિચારો, તો ય આ જીન્દગી તો પૂરી થઈજ જવાની છે અહીથી મર્યા વિના છૂટકો નથી અને મર્યા પછી આત્માનું સસારમા પરિભ્રમણ તો ઉભુ જ છે આમ ને આમ તો અનતો કાળ વહી જશે, તો ય આત્માનું પરિભ્રમણ અટકવાનુ નથી અને દુ ખ કોઈ દિ' પીછો છોડવાનુ નથી આ જીવનમા તમને વિચાર કરવાની, વિવેકપૂર્વક વિચાર કરીને પરમાદર્શનો નિર્ણય કરવાની અને પરમાદર્શનો નિર્ણય કરીને, એને સિદ્ધ કરવાને માટે પ્રયત્નશીલ બનવાની સુન્દરમાં સુન્દર તક મળી છે તક મઝેની છે અને જીન્દગી ટૂકી છે,' માટે નિર્ણય કરો કે-' આ ટૂકી જીન્દગીમા કમથી કમ મારે મારો પોતાનો પરમ આદર્શ તો નક્કી કરી જ લેવો છે અને એને સિદ્ધ કરવાને માટે કયી સસ્કૃતિને જીવનમા જીવવાની જરૂર છે, એની પણ શોધ કરી લેવી છે પછી એ સસ્કૃતિને આ જીવનમા જેટલા પ્રમાણમા જીવી શકાય તેમ હશે તેટલા પ્રમાણમા જીવીશું અને બાકીનાને માટે કોડ કરતા કરતા મરીશું !' સાચા આદર્શને હૈયે રાખીને, એની સાધક સસ્કૃતિને, થોડી પણ જીવનમા જીવાય અને એ સસ્કૃતિને પરિપૂર્ણપણે જીવનમા જીવવાના કોડ કરતે કરતે મરાય, તો ય બેડો પાર છે એવી રીતિએ સાચી સસ્કૃતિને જીવનમા

ઓછા-વધુ પ્રમાણમાં જીવનારાઓ ઘણા થઈ ગયા છે અને એમાંના કેટલાકોના જીવનપ્રસંગોને મહાપુરૂષોએ આપણા ભલાને માટે સંગ્રહી પણ રાખ્યા છે એવા કેટલાક જીવનપ્રસંગોનું વર્ણન રામાયણમાં પણ કરાયું છે, જેમાંની કેટલીક વાતો અહીં કરવાનો આપણે વિચાર રાખ્યો છે

રામરાજ્ય

રામ આદિ સાચી સંસ્કૃતિની દૃષ્ટિને પામેલા હતા અને એને યથાશક્તિ જીવનમાં જીવનારા પણ હતા, માટે આજે પણ રામરાજ્યના નામે વાતો કરાય છે એ કરવું હશે, તો તમારે આછા પાતળા ય રામ જેવા બનવું પડશે કે નહિ ? પુરૂષોએ રામ જેવા અને બાઈઓએ સીતા જેવા બનવાનો પ્રયાસ કરવો પડશે રામ આદિ જેવા ભાઈઓ હતા, તેવા ભાઈઓ તમારે પણ બનવું પડશે એવું કાંઈ કર્યા વિના જ રામરાજ્ય જેવું સુરાજ્ય સર્જાઈ જશે ? આજે તો કહે છે કે-સૌને ખાવાને અન્ન મળે, પહેરવાને વસ્ત્ર મળે અને જરૂરી રહેઠાણ મળે, એટલે બસ છે ! રામરાજ્યની શું આટલી જ વ્યાખ્યા છે ? રામરાજ્યમાં શું માત્ર આ ત્રણ જ ચીજો હશે ? જીવનના આદર્શની, જીવનના ઘડતરની, જીવનના સંસ્કારની કોઈ વાત હશે જ નહિ ? ખાવા મળ્યું, પહેરવા મળ્યું અને રહેવા મળ્યું, એટલે બધુ પતી ગયું ?

સ૦ જગતમાં તો એ જ જોઈએ ને !

એ મળી જાય, એટલે બેડો પાર થઈ જાય ? દુઃખ, રોગ, શોક એ બધુ ભાગી જાય ? અન્નાદિ તો અહીં સહેલાઈથી જીવવાને માટે જોઈએ, પણ અહીં થી જતા શું જોઈએ ? એમ

કહો ને કે-અહીંથી જવાની વાતને યાદ જ કોણ કરે છે ? રામરાજ્યની વાતમા, અહીંથી મરીને જવાની અને જઈને ઉત્પન્ન થવાની વાતને કોઈ અવકાશ જ નથી ! પણ રામ રાજ્યની વાત કરનારાઓમાથી એ વાતને યાદ કોણ કરે છે ? ધારો કે-અનાજ જોઈએ માટે અનાજથી કોઠીઓ ભરી લીધી હોય, વસ્ત્રો જોઇએ માટે વસ્ત્રોથી કબાટોને ખડકી દીધા હોય અને રહેવાને જોઇએ માટે રહેઠાણુ સુન્દર અને અનુકૂળ બનાવી લીધુ હોય, પણ પછી શુ ? મર્યા પછી એ બધુ પારસલ થઈ થઇને તમારી પાછળ આવશે ? ધારો કે-તમારી કલ્પના મુજબનુ રામરાજ્ય થઈ ગયું, કોઠીઓ અનાજથી ભરાઈ ગઈ, કબાટો કપડાથી ઉભરાઈ ગયા અને રહેઠાણુ પણ ગમે તેવું મળી ગયું, પછી તમે અહીંથી મહા ખરાબે ચઢી જાવ, તો તેમા વાંધો નહિ ને ?

ઉપાધિ સાથે બેવકૂફી

તમે આટલુ મળે એટલે બસ, એવા સિદ્ધાન્તવાળા થઈ ગયા, એટલે મહાપુરૂષોની બધી ય ઉત્તમ ઉત્તમ વાતો લગભગ પુસ્તકોમા જ રહી ગઈ, બહુ તો સાભળવા પૂરતી જ રહી ગઈ એ વાતોને તમે વાચી ને સાભળી તો ય શુ કર્યું ? 'વાતો બહુ સારી, કરે તેને ધન્ય'–એમ કરીને માડી વાળ્યું અને એથી આ માનવજીવનનો જે આદર્શ તમારે નક્કી કરવો જોઈતો હતો, તે આદર્શ તમારાથી નક્કી થઈ શકયો નહિ માત્ર અનાજ, વસ્ત્ર અને રહેઠાણની જ ચિન્તામા પડી જવાથી અને એમા જ સુખની કલ્પના કરી બેસવાથી, મહાપુરૂષોએ કહેલી વાતો કદાચ વાચવામા આવે, સાંભળવામાં આવે,

જાણવામા આવે, તો ય એ વાતો હૈયે બેસતી નથી મારે તો તમને એ વાતનો ખ્યાલ આપવો છે કે–જીવવું એ ખરાબ નથી, પણ અત્યારની આપણી જે સ્થિતિ છે, તે બહુ ખરાબ છે આ આત્માની વાતો છે આત્મા સ્વભાવે તો સદાજીવી છે, અનન્તજ્ઞાની છે, સુખમય છે કોઈ પણ તત્ત્વજ્ઞાનિએ આત્માને સ્વભાવે દુ ખી માન્યો જ નથી દુ ખ એ આત્માનો સ્વાભાવ નથી, પણ સુખ એ આત્માનો સ્વભાવ છે આજે આત્મા દુ ખી છે, તે તો ઉપાધિઓમા આત્મા ફસી ગયેલો છે માટે દુ ખી છે આપણે બધા સ્વરુપે તો પરમાત્મા છીએ, આનન્દના પીંડ છીએ માત્ર વાત એમ બની છે કે–ઉપાધિ વળગી છે અને ઉપાધિને ઉભી રાખીને સુખ જોઇએ છે –એવી બેવકુફી આવી જવા પામી છે ઉપાધિના યોગે સુખ માનવાની બેવકુફી જાય, તો ઉપાધિથી ઝટ છૂટી જવાય એવા ઉપાય તરફ વળાય અને ઉપાધિથી જ્યા સર્વથા છૂટ્યા, એટલે તો સુખ જ સુખ છે

પરાધીનતા

પરાધીનતા તો તમને સૌને ખટકે છે ને ? કહો ને કે–એ માટે તો અમે મોટો સગ્રામ ખેડ્યો પરાધીનતા જેવુ કોઈ દુ ખ નહિ, પણ અમને તો ખરી પરાધીનતા શરીરની, પાચ ઈન્દ્રિયોની અને મનની લાગે છે તમે જે પરાધીનતાની વાત કરો છો, તે પરાધીનતા અમને બહુ મામુલી લાગે છે જેને માટે તમે લડ્યા અને હવે તમે રૂઓ છો કે–પરાધીનતા તો ઉભી ને ઉભી જ રહી, એ પરાધીનતા અમને બહુ મોટી પરાધીનતા લાગતી નથી એ પરાધીનતા

જરૂર છે, પણ તે મામુલી અમને ખરી પરાધીનતા તો શરીરની અને ઇન્દ્રિયોની તથા મનની લાગે છે તમને આ પરાધીનતા લાગે છે ખરી?

સ૦ અવાર નવાર લાગે છે

એમા ય વાંધો છે પરાધીનતા શી રીતિની લાગે છે? સારૂ જોવાની ઈચ્છા થઈ અને સારૂ જોવાનું મળ્યુ નહિ, ત્યારે પરાધીનતા લાગે છે, પણ સારૂ જોવાની ઈચ્છા થઈ, એ જ મોટી પરાધીનતા છે, એવુ લાગે છે?

સ૦ વિચારીએ તો લાગે.

નવરા પડો તો વિચારો ને? આજે અમને કોઈ જગતના સરમુખત્યાર બનાવી દેવાને તૈયાર થાય, તો ય અમે તો ના જ પાડીએ જગતના સરમુખત્યાર બનીએ તો ય દુ ખ ઘણા ઉભા ને ઉભા રહે, મ વાતુ તો નક્કી જ છે અને પછી એમાનુ કાઈ કામ લાગે નહિ આજે તો કોઈને ય, સરમુખત્યાર બનવુ એ જો સમજે તો ગમે એવુ નથી, કેમ કે-જે સરમુખત્યાર બને, તેને ગાળો ખાવાની, કેમ કે-બધાની સ્વાધીનતામા એ પથરા નાખે છે એમ બધાને લાગે આ સ્વાધીનતા કહેવાય? આજે બધાને જો ઈચ્છા મુજબ વર્તવાની છૂટ આપી દેવામા આવે, તો તમને લાગે છે કે-આ અમદાવાદ ફરવા જેવુ રહે? પછી તમારાથી બજારમા નીકળાય ખરૂ? બજાર પણ બજાર રહે ખરૂ? નહિ જ, કારણ? શુ આ બધા માણસો નથી? બધા ય માણસો તો છે જ, પણ માણસ જ્યા ઇન્દ્રિયોને અને મનને આધીન બની જાય છે, ત્યાં માણસાઈ ગુમાવી બેસે છે -ઇન્દ્રિયોની અને

મનની પરાધીનતા, એ બહુ જ ભયંકર વસ્તુ છે તમે એ પરાધીનતાને દુઃખ માનો છો ? જેને ઇન્દ્રિયોની પરાધીનતા ખટકે નહિ, એ માનવ માનવ બની શકે નહિ જીવવુ એ દુઃખ રૂપ છે જ નહિ, પણ આ પરાધીનતા એ મોટુ દુઃખ છે, એટલે વિચારો કે–જીવન શરીરવાળુ જોઈએ છે કે શરીર વિનાનું ? આદર્શ તો શરીર વિનાના જીવનને મેળવવાનો ને ?

## સદા ય સ્વાધીનપણે જીવવાની ઇચ્છા

સદ શરીર વગર જીવાય કે નહિ, એવો વહેમ છે

આવી દશામા એ રહેવાનો જ, કેમ કે–આમ જ જીવવાની ટેવ પડી છે અને આત્માના જીવન વિષે વિચાર કરતા નથી આર્ય દેશના મહાપુરૂષોએ મુક્તિની વાતો ડાડી પીટીને કહી છે. એ વાતો તમે સાભળી, જાણી, તો ય કદી ઘરમા શાન્તિથી એની વાતો ને વિચારણાઓ કરી નથી. મુક્તિના સ્વરૂપની વાત સમજાઈ નથી, એટલે આજે તો મુક્તિના નામે વાતો કરતા હોય, તો ય એમ થાય કે–અદ્ધર ઉપાધિની વાતો હશે બાકી તો માણસને જ્યા કોઈ પણ પ્રકારના બાહ્ય સુખની કે એના સાધનની ઈચ્છા થાય, ત્યા જ થવું જોઈએ કે–ઉપાધિનુ મૂળ પેદા થયુ જો આ ઇચ્છાને હુ આધીન થયો, તો જીવનમા કડવાશ પેદા થવાની જ. જેમ જેમ ઈચ્છા વધતી જાય, તેમ તેમ હૈયાનો બળાપો વધતો જાય. ઈચ્છા થઈ, એટલે એને પૂરી કરવાનો પ્રયત્ન શરૂ થયો પછી ઉપાધિ વધતી જ ગઈ અને જેમ જેમ ઉપાધિ વધતી ગઈ, તેમ તેમ જીવન કડવું બનતુ ગયુ પછી તો જીવવાના પ્રેમિના હૈયામા પણ ઈચ્છાની આધીનતાએ મરવાની ઇચ્છા પેદા કરી

આપણે એ તત્ત્વને સમજીએ, તો કહીએ કે-' અમારે તો સદા જીવવું છે, પણ તે સ્વાધીનપણે ' કોઈ પૂછે ત્યારે-સદા જીવવાની ઈચ્છા છે-એમા ના પાડીએ નહિ, પણ સાથે જ કહીએ કે-સદા ય સ્વાધીનપણે જીવવાની ઈચ્છા છે

## છેલ્લા વર્ષોમા પરાધીનતા વધી છે

સ્વાધીનપણે ક્યારે જીવાય ? કોઈ ચીજની જીવવાને માટે જરૂરી ઉભી ના રહે, તો જ ને ? એમા હુ હવા-પાણી પણ કહીશ જીવવાને માટે જરૂર કોઈ પણ ચીજની નહિ, એ કોઈ પણ ચીજમા હવા-પાણીનો પણ સમાવેશ થઇ જાય છે, કે જે મફત મળે છે એમ કહેવાય છે આજે તો હવા-પાણીનો ય ખર્ચ લાગે છે વિજ્ઞાન વધ્યું, એથી ને ? જગતમા કોઈ પણ ચીજનો નિરર્થક ઉપયોગ કરવો, એમા ય પાપ છે, એમ સમજો છો ? તમે દરેક ચીજનો ઉપયોગ જરૂર પૂરતો જ કરો છો ? પાણી જરૂર પૂરતુ જ વાપરો છો ? નકામુ ય ઘણું ઢોળાય છે ને ? તમે ઘણુ ભણ્યા છો, પણ શીખ્યા શુ, એ તો કહો ! તમને કોઈ પૂછે કે-' છેલ્લા ૨૫, ૫૦ વર્ષોમાં પરાધીનતા વધી કે ઘટી ?' તો શુ કહો ? હુ તો કહુ કે-પરાધીનતા વધી છે પણ ઘટી નથી કોઈક દિ' ઉલ્કાપાત મચ્યો ને આજે સુખનાં ગણાતા સાધનો તૂટ્યા, તે દિ' તમારી જે કમબખ્તી થવાની છે, તે અમારી નહિ થાય એમ થઈ જાય કે-વસ્તી ઘણી વધી ગઈ છે, માટે ઘટાડવાનો પ્રયોગ કરવાની જરૂર છે, તો એ તમારા આજના સાધનોને અટકાવીને સહેલાઈથી કરી શકે ને ? એવા પણ અખતરાઓની હમણા કોઈ જુદી જ રીતિએ શરૂઆત થઈ

ચૂકી છે આજે જનાવરોનો સહાર તો ચાલી જ રહ્યો છે જેનું જીવન માણસજાતને માટે ઉપયોગનું નહિ અથવા તો માણસને જે જોઈએ છે તેમા જે આડે આવે છે, તેવા પશુઓ–મૂગા જીવોને મારી નાખવાનુ કામ તો ચાલી રહ્યું છે ને ? સિદ્ધાન્ત એ કે–જેના જીવન નકામા હોય અને જે આપણી જીવાદોરીમાં ને પ્રગતિમા આડે આવે છે એમ લાગે, તેમનો નિકાલ કરવામા પાપ નહિ આવી વાત આજે ઉભી થઈ ગઈ છે એટલે બુઢ્ઢાઓ તો નકામા જ ગણાય ને ? રોજના માદાઓ-અને બીજા પણ નબળા વિગેરે ઘણાઓ નકામા જ ગણાય ને ? આવી હવા પ્રસરી રહી છે, એમા જો કોઈક દહાડો એવો આવી ગયો કે–તમે ય જોખમમા મૂકાઈ જાવ, તો થશે શુ ? આ દેશ પણ સગ્રામની ભીતિથી મુક્ત બન્યો નથી. કદાચ સગ્રામ આવી લાગે એ વખતે જેઓ સગ્રામમા કામ આવતા ન હોય, તેઓ સગ્રામમા ઉપયોગી–દેશની રક્ષામા ઉપયોગી માણસોનુ ખાઈ જાય છે એમ લાગ્યુ, તો વસતીના અમુક ટકાનો દરેક શહેરમાથી નીકાલ કરી નાખો, એવો હુકમ થતા વાર લાગવાની ? સ્વાધીન ગણાતા દેશમા ય આવું બને ને ?

### આનંદનો અનુભવ અને શરીર

વાત એ છે કે–દુનિયામા ગમે તેટલી અને ગમે તેવી સ્વાધીનતા હોય, છતાં જીવ માત્રને પોતાની પરાધીનતા એવી મોટી છે કે–એ દુખને ન ઈચ્છે તો ય દુખ આવે અને સુખને ઈચ્છે તો ય સુખનો વિરહ થાય જીવનના સ્વાદને બગાડનાર કોણ છે ? પરાધીનતા આત્મા શરીરના બન્ધનમા-પડ્યો છે, એ જ મોટી પરાધીનતા છે, પણ આજે તમને એ

બન્ધન ઉપર વધારેમા વધારે પ્રેમ છે આત્માને શરીર વિનાનો બનાવી દેવો, એ આપણો પરમાદર્શ છે આત્મા શરીર વિનાય જીવી શકે કે નહિ ?

મ૦ અનુભવાતીન વાત છે

પણ બુદ્ધિગમ્ય ખરી ને ? ઈન્દ્રિયોની અને મનની જાણે અસર જ ન હોય, એવો કોઈ કાળ હોય છે ખરો ? હા ઇન્દ્રિયોના વિષયોની ઈચ્છાથી પર બનીને અને મનોનિગ્રહને સાધીને ૫-૧૦ મીનીટ પણ જેઓ ધ્યાનારૂઢ બની શકે છે, એ રીતિએ જીવવાનો અભ્યાસ જેઓ કરે છે, તેઓને લાગે છે કે-આનદમય જીવનનો ખરો કાળ એ જ છે સુખ અને દુખ અનુભવે છે તો આત્મા જ શરીર તો એમા આત્મા રહેલો છે માટે સુખ-દુખનો અનુભવ કરતુ લાગે છે આત્મા શરીરના બન્ધનમા પડેલો છે, તો ય બહારની કોઈ પણ વસ્તુના યોગ વિના માત્ર પોતામા જ રમતો બનીને સુખ અનુભવી શકે છે, પછી ભલે ને થોડીક જ ક્ષણો, પણ એ સૂચવે છે કે-આત્માને આનદનો અનુભવ કરવાને માટે શરીરની જરૂર નથી આત્માને પોતાનો સ્વાભાવિક આનદ ભોગવવામા જે વિક્ષેપ પડે છે, તે શરીરનો યોગ છે માટે જ આ શરીર તો તમે આને ગમે તેટલુ પપાળો તો ય રહેવાનુ નથી, પણ સૂક્ષ્મ એવું જે કાર્મણ શરીર છે, તે જ્યા સુધી છે, ત્યા સુધી નવા શરીરના બન્ધનમા પડ્યા વિના છૂટકો થવાનો નથી આ વાત નક્કી કર્યા વિના પરમાદર્શ નક્કી થઈ શકશે નહિ

## શરીરથી છૂટવાને માટે ય શરીરથી કામ લેવુ પડે તેમ છે

સ્વાધીનપણે જીવવાને માટે શરીરના બન્ધનથી સર્વથા

મુક્ત બની જવું, એ પરમાદર્શ છે એ આદર્શને સિદ્ધ કરવો એ સહેલુ નથી એને માટે જે કાંઈ કરવાની જરૂર છે, તે કરવાને માટે શરીર ઉપરના પ્રેમ તરફ અણગમો પેદા કરવો પડશે શરીર ઉપરનો પ્રેમ એકદમ જાય નહિ, પણ વસ્તુ સમજાય તો શરીર રાખવા લાયક નથી એમ જરૂર થાય શરીરથી છૂટવાને માટે પણ શરીરથી જ કામ લેવું પડે તેમ છે. અમને ય તમે જેટલા કામ નથી લાગતા, તેટલુ આ શરીર કામ લાગે છે અમારે ય શરીરને સાચવવું પડે છે અને જ્યા હાથ ન ઘાલવો હોય ત્યા ય હાથ ઘાલીને શરીરને સાફ કરવુ પડે છે પણ હેતુ કયો ? આદર્શની સિદ્ધિની સાધનામા ઉપયોગ કરવાનો જ હેતુ જોઇએ જેટલે અશે એ કામ ન લેવાય, તેનુ દુ ખ થવુ જોઇએ તમે ય શરીરનો ઉપયોગ તો કરો છો, પણ તે ઉંધો ઉપયોગ કરો છો શરીરનો ઉપયોગ કેવો કરવો જોઇએ, એ વાત પણ આપણે વિગતથી કરવી છે શરીરનો ઉપયોગ એવા પ્રકારે કરાય, કે જેથી આત્મા અશરીરી બની જાય, એ તરફ તમારૂ લક્ષ્ય દોરવુ છે અમને આ વાત સારી લાગી છે, બહુ ગમી ગઈ છે, ખરેખરી ઉન્નતિ કરનારી લાગી છે, માટે આ વાત અહી પ્રેમાભાઈ હૉલમા આવીને કહેવાની વાતને અમે સમતિ આપી એટલે શરીરના યોગથી આત્માને સર્વથા મુક્ત બનાવી દેવો, એ પરમાદર્શ છે, એ જ આદર્શે પહોચવાને માટે શરીરનો વિવેકપૂર્વક ઉપયોગ કરવાની જરૂર છે, પણ શરીર એ પ્રેમ કરવા લાયક વસ્તુ તો નથી જ તમને ય શરીર ઉપર પ્રેમ ન થાય તો સારૂ, પણ તમને શરીર ઉપર પ્રેમ થાય તો તે ક્ષન્તવ્ય ગણાય જ્યારે અમને શરીર ગમે તો તે પાપ છે શરીર પણ

જો અમને ગમે, તો શાસ્ત્રોના પાને પાને એ માટે ઠપકો ભરેલો છે આપણે સમજવું જોઈએ કે-આ શરીરના પ્રેમે જ મોટામાં મોટી ગુલામી સર્જી છે એ ગુલામીમાં આનંદ માન્યો છે, માટે જ દુઃખની પરંપરા વધે છે અને એમાંથી મરવાના વિચારો પણ આવે છે હવે જો દૃષ્ટિ ફરી જાય, તો જૂદી જ જાતિના વિચારો આવે વસ્તુત તો સૌને જીવવું જ ગમે છે મરવાનું મન થાય છે ત્યારે કોઈક ઉપાધિ ઉભી થયેલી હોય જ છે જીવવાનો રસ બગાડનાર શરીર નથી, પણ શરીરની આધીનતા છે એણે જ જીવનમાં પથરા નાખ્યા છે શરીરની આધીનતાને ઓળખીને, શરીરનો સદુપયોગ કરવાનો વિચાર કરવાનો છે જીવવાનું ગમે છે, મરવાનું ગમતું નથી, પણ ઉપાધિવાળું જીવન ગમતું નથી એમ થાય છે કે-સ્વતન્ત્ર જીવન હોય તો સારૂ સર્વથા સ્વતન્ત્ર જીવનને પામવાને માટે, અહીં પણ જીવનને કેવી કેવી રીતિએ સ્વતન્ત્ર બનાવી શકાય, એની કલ્પના તમને આવે એ માટે ય કેટલીક વાતો કરવી છે આજે તો સમય પૂરો થયો, એટલે જો અનુકૂળતા રહેશે તો આવતા રવિવારે આ અંગે વધુ વાતો થશે

વાની ઈચ્છા છે, પરન્તુ 'જીવ કેવા પ્રકારના જીવનને મેળવી લે, તો જીવની સદાને માટે જીવવાની ઈચ્છા સફળ થાય?' —એ વાત જો બરાબર નક્કી થઈ જાય, તો જ્ઞાનિઓએ ધર્મગ્રન્થાદિ દ્વારા જે પરમ આદર્શ બતાવ્યો છે, તે આપણો પોતાનો આદર્શ બની જાય આમ તો, જીવ માત્ર સદાને માટે જીવે જ છે જીવ ક્યારે ય જીવતો નહોતો અથવા તો ક્યારે ય જીવતો નહિ હોય, એવુ બન્યું ય નથી અને બનવાનુ ય નથી, પણ આ તો સદાને માટે એકધારી રીતિએ અને પરિપૂર્ણ સ્વાધીનપણે જીવવાની વાત છે આજે જેમ જન્મ-મરણાદિ ભોગવવા પડે છે, સ્થિતિઓના પલટા ભોગવવા પડે છે, રોગ-શોકાદિ ભોગવવા પડે છે, એવુ કાઈ જ જે જીવનમા કદી પણ સભવે નહિ, એવા જીવનની આપણે વાત કરી રહ્યા છીએ એવા જીવનને મેળવવુ, એ જ આ માનવજીવનનો પરમાદર્શ છે, એમ જ્ઞાનિઓ કહી ગયા છે જો આપણને એવા જીવનને મેળવવાની ઈચ્છા થાય, તો જ એ આદર્શ આપણો બની જાય એ આદર્શ નક્કી થયાં પછી, 'એવા જીવનને મેળવવાને માટે આપણે શું કરવુ જોઈએ?' —એ વાત કરવી પડે એવા જીવનને મેળવવાને માટે માનવે પોતાના વર્ત્તમાન જીવનને સારામા સારૂ બનાવવાની કોશિષ કરવી જોઈએ વિચારોમા માનવજીવનના પરમાદર્શને સિદ્ધ કરવાનો નિર્ણય અને એ નિર્ણયને સફલ કરવાને માટે જીવનને બને તેટલુ સારૂ બનાવવાની કોશિષ, એ સાચી સસ્કૃતિ છે જેવા પ્રકારે જીવનને જીવવાથી, પરિણામે આત્માનો પરમાદર્શ સિદ્ધ થઈ શકે, એવા જીવનને જીવવાની કળાને આપણે સાચી સંસ્કૃતિ કહીએ છીએ, એટલે સારામાં સારી રીતિએ

જીવવુ એ સસ્કૃતિ છે આજ સુધીમા અનન્તા આત્માઓ એ સસ્કૃતિને પોતાના જીવનમા જીવી ગયા છે જેઓ એ સસ્કૃતિને સર્વાશે જીવી શક્યા-તેઓમાના કેટલાકોના અને એ સસ્કૃતિને પોતાના જીવનમા સર્વાશે જીવવાની અભિલાષા હોવા છતા પણ જેઓ સયોગવશાત્ એ સસ્કૃતિને સર્વાશે પોતાના જીવનમા જીવી શક્યા નહિ-તેઓમાના પણ કેટલાકોના જીવનપ્રસગો, મહાપુરૂષોએ, ધર્મશાસ્ત્રોમા નોધેલા છે રામાયણમા પણ એવા અનેક પ્રસગો ટકાએલા છે અહી તમારી સમક્ષ એવા કેટલાક પ્રસગો મૂકવાનો મારો ઇરાદો છે, પણ એ પ્રસગો જેવી જોઈએ તેવી અસર પેદા કરી શકે, એ માટે આપણે આ વાતો કરી રહ્યા છીએ જ્યા સુધી 'મારે પરમાત્મા બનવુ એ મારો આદર્શ છે'-એવુ નક્કી થાય નહિ, ત્યા સુધી કોઈ પણ મહાપુરૂષની વાત, આપણને જેવી અસર કરવી જોઈએ તેવી અસર કરી શકે નહિ જો આ જીવનમા પણ આપણને મહાપુરૂષોની વાત કાઈ જ અસર નિપજાવી શકે નહિ, તો અત્યાર સુધીમા આપણે જેમ અનતી વાર આવા માનવજીવનને પામીને નિષ્ફલ તનીકે ગુમાવી દીધુ છે, તેમ આ વાર પણ આપણને આપણા મહા પુણ્યોદયે મળી ગયેલુ આ માનવજીવન નિષ્ફલ નિવડે નિષ્ફલ નિવડે એટલુ જ નહિ, પણ નુકશાનકારકેય નિવડે સારામા સારૂ જીવન મળવા છતા પણ તે ફોગટ જાય અને આ જીવનમાં આપણે જે કાઈ કારવાઈ કરીએ તેનુ પરિણામ વિકટ આવે એ પરિણામને પણ ભોગવવુ તો આપણે જ પડે અને તે ઉપરાન્ત આવી ઉમદા તક આપણને ફરીને ક્યારે મળે તે પણ કહી શકાય નહિ

## કોઈ ચીજની અપેક્ષા નહિ જોઈએ

આત્મવાદી માત્રનો પરમ આદર્શ પરમાત્મા બનવું એ જ હોઈ શકે આત્મવાદી સદા જીવનમાં માનનારો છે જીવવા માટે અન્ય કોઈ પણ વસ્તુની અપેક્ષા ન રહે, એવું જીવવું જ આપણને ગમે ને ? સદા જીવાય, છતાં જીવવાને માટે કોઈ પણ વસ્તુની અપેક્ષા ન રહે, એવું જીવન એ જ માનવજીવનનો પરમાદર્શ છે આજે આપણું જીવન એવું સ્વાધીન નથી જીવવાને માટે અનેક ચીજોની આપણને અપેક્ષા રહે છે જે જે ચીજની અપેક્ષા રાખી હોય, તે અપેક્ષા પૂરી થાય નહિ એટલે મનમાં વિક્ષેપ ઉભો થાય અને મનમાં વિક્ષેપ ઉભો થવાથી જીવવામાંથી રસ ઉડી જાય—એ પણ શકય છે અને —એથી, સદા જીવવાની ઈચ્છાવાળાને પણ કોઈ કોઈ વાર મરી જવાની ઈચ્છા થાય તો એ પણ શક્ય છે કોઈ પણ ચીજની અપેક્ષા જન્મી, મહેનત કરવા છતાં પણ એ અપેક્ષા પૂરી થઈ નહિ, એના યોગે મનમાં વિક્ષેપ ઉભો થયો અને એથી જીવવાનું વિષમ બની ગયું, એટલે મરવાની ઈચ્છા જન્મે એવું પણ બને છે ને ? એવી રીતિએ મરવાની ઈચ્છા કરનારને પણ, વસ્તુત ગમે છે તો જીવવાનું જ, સદા જીવવાનું ગમે છે, પણ અપેક્ષાના યોગે જે વિક્ષેપ ઉભો થાય છે, તે ગમતો નથી. એટલે જો કોઈ પણ વસ્તુની અપેક્ષા જ રહે નહિ, તો એ ગમે ને ? અપેક્ષા જ ન હોય, તો વિક્ષેપ જન્મે જ શાનો ? એટલે આપણે એવું નક્કી કર્યું કે—આપણે એવા જીવનને મેળવવું, કે જે જીવનને જીવવાને માટે કોઈ પણ વસ્તુની અપેક્ષા જ રહે નહિ અને તેમ છતાં પણ આપણે સદાને માટે જીવી શકીએ.

હૈયાની નિષ્ઠુરતા

હવે એ વિચાર આવ્યો કે-જીવવાને માટે કોઈ પણ વસ્તુની અપેક્ષા જ ન રહે-એવું, જ્યાં સુધી શરીરનો સંબંધ હોય ત્યાં સુધી, બની શકે ખરૂં ? જ્યાં સુધી આપણે અશરીરી બનીએ નહિ, શરીર સાથેનો આપણો સઘળો ય સંબંધ છૂટી જાય નહિ, ત્યાં સુધી અપેક્ષા સર્વથા મટી જાય એ શક્ય નથી શરીરનો સંબંધ છે, એટલે જીવવાને માટે લગભગ છેક સુધી કોઈ ને કોઈ વસ્તુની અપેક્ષા રહેવાની, રહેવાની ને રહેવાની જ ! અપેક્ષા એ પરાધીનતા છે અને અપેક્ષામાંથી વિક્ષેપ જન્મે છે, માટે આપણને અપેક્ષા ગમતી નથી, પણ જ્યાં સુધી શરીરનો સંબંધ છે, ત્યાં સુધી અપેક્ષા રહેવાની જ છે અને જે શરીરના સંબંધને કારણે અપેક્ષા રહે છે, તે શરીર ઉપર તો લગભગ બધાને વધારેમાં વધારે પ્રેમ છે ને ? વધારેમાં વધારે મમત્વ કોઈ પણ વસ્તુ ઉપર હોય, તો તે પોતાને પોતાના શરીર ઉપર જ છે ને ? આજે જે શરીર ઉપર આટલું બધું મમત્વ છે, એ શરીર અહીં જ રહેવાનું છે અને આત્માને જવાનું છે, એ નક્કી છે આ શરીરના સુખને માટે ભેગી કરેલી બધી વસ્તુઓ પણ અહીં જ રહેવાની છે આ જાણવા છતાં પણ, આ શરીરને પોષવા આદિને માટે શું શું થાય છે, એની ખાતર માણસો કેવી કેવી રીતિએ જીવે છે, તે જો જોઈએ તો આપણને શું થાય ? આપણે પોતે પણ આ શરીરના મમત્વને વશ બનીને જે રીતિએ જીવીએ છીએ, તેને જો બરાબર જોઈએ, તો આપણને બીજાઓના કરતાં આપણા પોતાના અયોગ્ય જીવન ઉપર જ કંટાળો આવે અને એમ

થઈ જાય કે-' આવી રીતિએ જીવીને ભવિષ્યને બગાડવું એ મારૂ નહિ ' વિચાર કરવાની તક મળે અને આવું લાગે નહિ, તો સમજવું જોઈએ કે-હૈયાની નિષ્ઠુરતા વધી જવા પામી છે

## સુખના સાધનો સંબંધી ખોટી કલ્પના

સુખ બધાને જોઈએ છે, પણ એ એવી ચીજ નથી કે-એ ઈચ્છીએ અને માગીએ એટલે મળી જ જાય જીવનની ઈચ્છામાં વિક્ષેપ કરનાર કોઈ ચીજ હોય, તો તે ધારેલું સુખ નથી મળતું એ છે વસ્તુતઃ સુખ તો આપણી પાસે જ છે. સુખ એ આત્માનો પોતાનો જ સ્વભાવ છે, પણ તમે એમ જ માની બેઠા છો કે-સુખ બહારના સાધનોથી જ મળે છે બહારના સાધનોથી જ સુખ મળી શકે છે, એ કલ્પના જ ખોટી છે આપણે જેવું સુખ જોઈએ છે, તેવું સુખ બહારનાં સાધનોથી મળી શકે, એ શક્ય જ નથી જ્યાં સુધી બહારના સાધનોથી જ સુખ મળી શકે છે-એવી જે કલ્પના છે, તે ખોટી છે-એવું નહિ લાગે, ત્યાં સુધી પોતાનો પરમાત્મા બનવાનો આદર્શ નક્કી નહિ થાય અત્યારે શું થાય છે? વાત વાતમાં એમ થાય છે કે-આ જોઈએ ને તે જોઈએ, જે જોઈએ એમ લાગે, તેને માટે પુરૂષાર્થ કરવાનું મન થાય છે, પુરૂષાર્થ કરતા જે જોઈએ તે મળી જાય તો આનંદ થાય છે, પણ તે આનંદ ય લાંબો કાળ ટકતો નથી, નવી નવી ઈચ્છાઓ જન્મ્યા જ કરે છે, પુરૂષાર્થ કરતા જે જોઈએ તે ન મળે, તો દુઃખ થાય છે પુરૂષાર્થ કરતા ફાવીએ તો આનંદ, નહિ તો શોક, શોક વધી જાય તો જીવનનો કંટાળો પણ આવી જાય, આ રીતિનું

જીવન ચાલી રહ્યું છે. આમ ને આમ મોટા ભાગના લોકોની જીંદગી પૂરી થઈ જાય છે અને સાધવાજોગું કાંઈ સધાતું નથી

મહાપુરૂષોની સલાહ

આવા પ્રકારના જીવનને ફેરવવાને માટે, મહાપુરૂષો, જે કોઈ એમના પરિચયમાં આવતું, તેનું ધ્યાન ખેંચતા મહાપુરૂષો એને સમજાવતા કે–' આ મનુષ્યજન્મ પણ તને પરાધીનતાથી મળ્યો છે અહીં જીવવું, એ ય પરાધીનતાથી ભરેલું છે જેના ઉપર તું મમત્વ રાખી રહ્યો છું', તેમાની કોઈ ચીજ તારી નથી જીવવાની ઘણી ઈચ્છા હોવા છતા પણ, મર્યા વિના છૂટકો થવાનો નથી તે ગમે તેટલી સામગ્રી મેળવી હોય, તો પણ તે તારી પાસે જ રહેશે એ નક્કી નથી અને કદાચ એ સામગ્રી તારી પાસે રહે, તો ય તારે જવું જ પડશે સારી સામગ્રીને જોઈને તને ગમે તેટલું રહેવાનું મન હશે, તો ય તારાથી એ સામગ્રીને ભોગવવાને માટે રહેવું હશે એટલું રહી શકાશે નહિ અને એ સામગ્રીને મેળવવા, સાચવવા–સંભાળવા તથા ભોગવવા આદિને અંગે જે કાંઈ કારવાઈ તે કરી હશે, તેનું પરિણામ તારે જ ભોગવવું પડશે તારૂં ભવિષ્ય તારી કારવાઈથી જ સર્જાતું આવ્યું છે, માટે સમજ અને જીવનની રીતિને ફેરવ! તું જો ધારે તો તું પરમાત્મા બની શકે એવો છે, પણ અજ્ઞાનથી તું અહીં મુંઝાઈ પડયો છે ' આર્ય દેશના મહાપુરૂષોએ જે કોઈ માનવી પરિચયમાં આવ્યો અને યોગ્ય લાગ્યો, તેને આવી જ સલાહ આપી છે આ દેશમાં આવી સલાહ આપનારૂં સાહિત્ય ઘણા વિપુલ પ્રમાણમાં છે, પરન્તુ હમણાં હમણાંમાં તો, આ દેશના

માનવીઓમાથી પણ, એ સાહિત્ય તરફની રૂચિ ઘણી ઘટી જવા પામી છે એને લઈને જ, પીઠિકામા આપણે વધારે સમય પસાર કરવો પડ્યો છે નહિ તો, આર્ય દેશમા તો માનવીને સ્હેજે સ્હેજે એવા વિચારો આવે કે–'મારૂ જીવન કેવી વિચિત્ર રીતિએ જીવાય છે? જીવવાને માટે મને કેટ-કેટલી ચીજોની અપેક્ષા રહે છે? મારૂ સુખ ને મારૂ જીવતર કેટલુ બધુ પરાધીનતાથી ભરેલુ છે? અહીથી થોડા કાળમા મારે જવુ તો પડશે જ, તો હુ અહીથી મરીને કયા જઈશ? અહી હુ જે રીતિએ મારા જીવનને પસાર કરી રહ્યો છુ, તે જોતા મારૂ ભવિષ્યમા થશે શુ?' આ જાતિના વિચારો આર્ય દેશમા તો સ્વભાવિક રીતિએ હોય, પણ આજે તો તે લગભગ નષ્ટ પ્રાય થઈ ગયા છે

## આદર્શ નક્કી થવો જોઈએ

આ વિચારો આવે તો માણુસની દષ્ટિ પરમાદર્શ તરફ જાય એમાથી એને એમ પણ થઈ જાય કે–' મારે જો આ બધી પરાધીનતાઓથી મુક્ત થવુ હોય, તો મારે મારા આત્માને પરમાદર્શે પહોચાડવો જોઈએ અને એ માટે મારે મહાપુરૂષોએ દર્શાવેલી જીવવાની કળાઓને અપનાવી લેવી જોઈએ '।એક આદર્શ જો બરાબર નક્કી થઈ જાય છે, તો પછી એ આદર્શની પાછળ માણુસ મરી ફીટવાને પણ તૈયાર થઈ જાય છે જો કોઈ એક આદર્શ નક્કી થઈ જાય, એટલે એ આદર્શને સિદ્ધ કરવાને માટે મારે કેમ જીવવુ જોઈએ, એ જાણુવાનુ મન થયા વિના રહેતુ નથી અને એવી રીતિએ જીવવાને માટે કષ્ટો વેઠવા પડે તેમ હોય તો એ કષ્ટોને પણ

આનંદથી વેઠી લેવાનું મન થાય છે એ જ રીતિએ, તમારા મનમાં જો પરમાત્મા બનવાનો આદર્શ નક્કી થઈ જાય અને એ આદર્શને તમે આંખ સામે રાખતા બની જાવ, તો 'આ આદર્શે પહોંચવાને માટે મારે કેમ વર્તવું'–એ વિચાર આવે જ.

## જીવનાનો લોભ નહિ ને મરનાનો ડર નહિ

'મારે કેવા પ્રકારે જીવવું જોઈએ'–એ વિષે તમે કાંઈ વિચાર કર્યો છે ખરો? જીવવાની કોઈ દિશા નક્કી કરી છે ખરી? તમે એ મુજબ જીવો છો ખરા? જેઓએ પોતાના આત્માને પરમાત્મા બનાવવાનો આદર્શ નક્કી કરી લીધો હોય છે, એ આદર્શની સિદ્ધિના માર્ગે જેઓ વળ્યા હોય છે, તેઓમાં તમારા જેવો જીવવાનો લોભ પણ રહેતો નથી અને તમારા જેવો મરવાનો ભય પણ રહેતો નથી કારણ? એમને ખાત્રી હોય છે કે–'હું મારા આદર્શ તરફ દોડી રહ્યો છું અહીં જેટલો વખત જીવીશ, તેટલો વખત અહીં હું મારા આદર્શને સાધીશ અને આદર્શની સાધના આ જીવનમાં પૂરી નહિ કરી શકું, તો પછીના જીવનમાં એને હું પૂરી કરીશ' આમ જેને જીવવાનો લોભ ન હોય અને મરણનો ભય ન હોય, તેને સંતોષ કેટલો હોય? એ જીવે ય સુખે અને મરે પણ સુખે જીવતાં ને મરતાં, દુઃખના સંયોગો આવે તો ય, સુખનો અનુભવ કોણ કરી શકે? જેણે પરમાત્મા બનવાના આદર્શને નક્કી કરી લીધો હોય અને એ આદર્શને સિદ્ધ કરવાના માર્ગને જાણીને એ માર્ગે ચાલવાનો જે પ્રયત્ન કરતો હોય તે!

## યોગ

આર્ય દેશના તત્ત્વજ્ઞાની મહાપુરૂષોએ યોગને બહુ મહત્ત્વ

આપ્યુ છે યોગને પરમાત્મા બનવાના ઉપાય તરીકે જણાવ્યો છે એ યોગનો અર્થ કરતા મહાપુરૂષોએ કહ્યુ છે કે-'યોગ તે કહેવાય, કે જે આત્માને મોક્ષની સાથે યોજે.' પણ તે કયા આત્માને મોક્ષની સાથે યોજે? જેને મોક્ષ જોઈતો હોય તેને ને? જેને મોક્ષ જોઈતો નથી, તેનો બાહ્ય યોગ એ વસ્તુત. યોગ જ નથી આવુ પરાધીન જીવન જેને ગમે, તેને 'મારે મોક્ષ જોઈએ છે'-એમ થાય ખરૂ?

જીવનાનુ ધ્યેય

'વર્ત્તમાનમા જે રીતિએ જીવાય છે, તે રીતિએ પરાધીનપણે જીવવું, એ ઠીક નથી'-એટલી ખટકો પેદા થઈ છે કે નહિ? વર્ત્તમાનમા જેવી રીતિએ જીવાય છે, તેવી રીતિએ જીવવાનો રસ ઘટયો છે કે એવો ને એવો જ છે? આત્માનુ પરમ આદર્શ જીવન, એટલે આવુ જીવન તો નહિ જ, એમ થાય છે? એ જીવન આવુ પરાધીન ન જ હોવું જોઈએ, એવી કલ્પના આવે છે? એ જીવન તો સર્વ પ્રકારના બન્ધનોથી અને સર્વ પ્રકારની ઉપાધિઓથી મુક્ત જીવન હોય, એમ લાગે છે? જો આવુ લાગે, તો એમ થાય કે-'આ જીવનને હુ જેવી રીતિએ જીવી રહ્યો છુ તે ઠીક નથી થતું અને માનવજીવનને પામીને પણ જો આવુ જ જીવાતુ હોય, તો આ જીવનની મહત્તા જ શી? પણ મહાપુરૂષોએ આ જીવનની મહત્તા ગાઈ છે અને આવુ જીવવાથી તો કોઈ આદર્શ સિદ્ધ થાય નહિ એમ લાગે છે, માટે મારે આવી ક્ષુદ્ર અને તુચ્છ પ્રવૃત્તિઓનો ત્યાગ કરી દેવો જોઈએ અને કોઈ નવી જ રીતિએ જીવનારા બની જવુ જોઈએ', તુચ્છ સાધનોની પાછળ

ખુવાર થઈ જવું, જીવનભર તુચ્છ સાધનોને મેળવવાને મથવું અને એ સાધનો મળે કે ન મળે તો ય એમ કરતે કરતે મરી જવું, એ કાંઈ આ જીવનનું ધ્યેય હોઈ શકે ખરું? આવો વિચાર આવે, તો જીવનના ધ્યેયનો અને એના ઉપાયનો વિચાર આવે તમે તમારા જીવનનુ ધ્યેય નક્કી કરી લીધુ છે અને એ મુજબ જ તમે તમારું જીવન અત્યાર સુધી વીતાવ્યુ છે, એવું તમે કહી શકશો ખરા? નાનપણમા તો ખબર નહોતી, પણ જ્યારથી મોટા થયા, સમજુ થયા, ત્યારથી તો તમે જીવનનું ધ્યેય નક્કી કરીને જ પ્રવૃત્તિ કરવા માડી છે ને? પણ તમારામાનો મોટો ભાગ એવી રીતિએ વર્તી રહ્યો છે કે-આ વાત જ જાણે કે નવી લાગે

## તમારી કારવાઈનું તમને કેવું ફળ મળશે-
## -એનો વિચાર તમે પોતે જ કરો

આજે મોટા ભાગના માનવોના જીવનનો સરવાળો શો? કોઈ પૂછે કે-'જીવન કેવી રીતિએ જીવો છો?' તો પ્રાય એમ જ કહેવુ પડે કે-'ભૌતિક સુખનાં જે જે સાધનોની જે જે વખતે જરૂર લાગે, તે તે સાધનોને મેળવવાને મથીએ છીએ, એ સાધનો જો મળી જાય, તો એને ભોગવવામા અને સાચવવામા રાચીએ છીએ, એ સાધનો ન મળે ત્યા સુધી એની ચિન્તા કર્યા કરીએ છીએ, જે અનુકૂળ લાગે તે મેળવવાને મથીએ છીએ અને જે પ્રતિકૂળ લાગે તેનાથી ભાગી છૂટવાની પેરવી કરીએ છીએ, આમ કરતા કરતા જીવીએ છીએ અને આખર બધાને મૂકીને મરી જવાના છીએ' આ સિવાય જીવનમા કાંઈ મેળવવાની મહેનત ખરી? લગભગ

નહિ આમ મજુરી કરીને, ચિન્તાઓને વેઠીને અને ઉપાધિઓને વેઠારીને જીવવાનુ, પણ પછી શું? જીદગીભર જે સાધનોને મેળવવાને માટે, સાચવવાને માટે, સઘરવાને માટે કાળી મજુરી કરી, તે મજુરીનુ પરિણામ શુ? એ મજુરીના ફળ તરીકે જે કાંઈ સાધનો મળ્યા એમ માન્યુ, તે ફળ તો અહી જ રહી જાય અને એ બધી કારવાઈના યોગે જે પાપ બધાયુ, તેનું ફળ ભોગવવાનુ તો ઉભુ રહ્યુ તમે માનેલા સુખના સાધનોને મેળવવા આદિને માટે તમે જે કાંઈ માનસિક, વાચિક અને કાયિક કારવાઈ કરી, તેનુ ફળ જો મળવાનું જ હોય, અહી આપણે જે કાંઈ પણ કરીએ, તેનું સારૂ કે નરસુ ફળ તો મળશે જ એવી ખાત્રી હોય, તો તમને તમારી કારવાઈના પરિણામે કેવુક ફળ મળે, એ સભવિત છે? અહી તમે જે કાંઈ કારવાઈ કરો છો, તેનું ફળ જરૂર મળશે અને એ ફળ તમારે જ ભોગવવુ પડશે, એ વાતનો પણ તમારા હૈયે વિશ્વાસ છે કે નહિ?

સ૦ ફળ મળશે એમ તો માનીએ છીએ પણ કર્યે જઇએ છીએ.

'સૌને પોતપોતાની કારવાઈનુ ફળ મળવાનુ જ છે અને તે સૌએ પોતેજ ભોગવવાનું છે'—આવી જો ખાત્રી હોય, તો વિચાર કરો કે—'મને મારી કારવાઈનું કેવુક ફળ મળે?' તમે જો આટલી પણ કલ્પના કરો કે—'મને મારી કારવાઈનું ફળ કેવુક મળી શકે?' તો પણ તમને કમકમાટી છૂટે તમારા અત્યાર સુધીના કામોની નોધ તમે કરો અને પછી તમે પોતે જ તમારા ન્યાયાધીશ બનીને એ કામોના ફલની વિચારણા કરો, તો તમને શુ લાગે? અત્યાર સુધીમા તમે

જે કાઈ સારી કે ખોટી કારવાઈ કરી, તે બધીને બીજા તો ભાગ્યે જ જાણતા હશે, પણ તમે તો જાણો છો ને? બીજાઓ જાણે તો ય મોટે ભાગે તમારી સારી કારવાઈને જ જાણે ને? કારણ કે-સારી કારવાઈ થોડી પણ હોય, તો ય એ લોકને જણાવવાનું મન એવું મોટું કે-પ્રાય સારી કારવાઈ કરતા પહેલા ય એની દાંડી પીટે અને પછી પણ અનેકોને એ કહ્યા વિના ચેન પડે નહિ એટલે તમારી સારી કારવાઈ તો પ્રાય છૂપી નહિ હોય, પણ ખરાબ કારવાઈ તો તમે ખાનગીમા જ કરો છો અને પાછા એને છૂપાવવાને માટે સાગર જેવા ગભીર બનો, એમ ખરૂ ને? બીજાનુ થોડુ પણ ખરાબ લાગે તો તે બોલ્યા વિના રહીએ નહિ અને પોતાનુ ગમે તેટલુ ખરાબ ગમે તેવા સયોગોમા ય હોઠે આવે નહિ-એની પૂરી કાળજી, આવું મોટે ભાગે ચાલે છે ને? એટલે મોટે ભાગે તમારી ખરાબ કારવાઈઓને તો તમે જ જાણો છો, માટે એના પરિણામનો વિચાર કરવાનુ પણ તમને જ કહુ છુ, એ ઠીક છે ને?

નિચાર કરો તો જીવન પલટાય

હજુ સારી કારવાઈ કોને કહેવાય અને ખોટી કારવાઈ કોને કહેવાય, એને અંગે પણ ઘણો વિચાર કરવાની જરૂર છે, પરન્તુ હાલ તો તમે પોતે જ બીજાએ કરેલી જે કાર-વાઈને ખરાબ માનતા હો, તેવી જે જે કારવાઈઓ તમે કરી હોય, તેના પરિણામનો વિચાર તો કરી જૂઓ

સ૦ એ વિચાર કરવાથી શો લાભ થાય?

એ વિચાર જો બરાબર થાય અને એને જાગ્રત રખાય, તો

આખી જીદગીની રીત ફરી જાય અત્યારની તમારી કારવાઈ તમને કપાવી મૂકે શું તમને એમ લાગે છે કે-તમે એવા અને એટલા બહાદૂર અને નિષ્ઠુર હૈયાવાળા છો કે-તમને તમારી ખરાબ કારવાઈથી ઘણુ ખરાબ ફળ મળશે એનો ખ્યાલ આવે, તે છતા પણ તમે કમ્પી ઉઠો નહિ? પરમા દર્શના નિર્ણયમા આડે આવનારી આ મુખ્ય વસ્તુ છે આજે મોટે ભાગે તમે એવી રીતિએ વર્તી રહ્યા છો કે-આપણી જે ટાગ્વાઈ બીજા ન જાણતા હોય, તેનુ ફળ જાણે આપણને મળવાનુ જ નથી! બાકી તો જો એમ થાય કે-' અહીં આપણે ગમે તેટલા સુખના સાધનો ભેગા કરીએ, પણ તે બધા ય અહી જ રહેવાના છે, મારે ગયા વિના છૂટકો થવાનો નથી અને અહી સુખના સાધનો મેળવવા વિગેરેને અગે જે કાઈ કારવાઈ મે કરી છે અને કરૂ છુ, તેનું ફળ મળવાનુ જ છે તથા મારે જ તે ફળ ભોગવવાનુ છે '-તો તમારા જીવનમાં મોટો પલટો આવી ગયા વિના રહે નહિ.

ગાડી વાળો

સ૦ અમે જે કાંઈ કરીએ છીએ, તે પરમાત્મા અમારી પમે કરાવે છે

જ્યારે જ્યારે કોઈ તમારૂ કાઈ ખરાબ કરે, ત્યારે ત્યારે તમે એમ માનો છો ખરા કે-પરમાત્માને મારૂ ખરાબ કરવાનુ મન થયું, માટે પરમાત્માએ આની પાસે મારૂ ખરાબ કરાવ્યું? તમારૂ કોઈ ખરાબ કરે, ત્યારે તમને એ ખરાબ કરનારા ઉપર તો ગુસ્સો નથી આવતો ને? કેમ કે-પરમાત્માએ કરાવ્યુ !, એવુ તમે માનો છો ગુસ્સો આવે છે, તો

પરમાત્મા ઉપર જ ગુસ્સો આવે છે ને? જો પરમાત્મા ઉપર ગુસ્સો આવે છે, તો પરમાત્મા ઉપર ગુસ્સો થાય? પરમાત્મા કોઈ ખરાબ થાય કે કોઈનુ ખરાબ થાય, એવું તે કરતા હશે? આવી વાતો તો ગાંડી વાતો કહેવાય એવી રીતિએ પોતાની ખગબી પરમાત્માને શિરે ઓઢાડી દેનારાઓ, બુદ્ધિનો સદુપયોગ જ કરી શકતા નથી

## આત્માની ને બીજાના સુખની ચિન્તા નથી

આપણી ચાલુ વાત તો એ છે કે-આપણે હાથે જે કાંઈ કારવાઈ થાય છે, તે આપણે જ કરીએ છીએ આપણી ખરાબ કારવાઈ પણ આપણે જ કરીએ છીએ શાથી આપણે ખરાબ કારવાઈ કરી શકીએ છીએ? મોટે ભાગે તો આપણને આપણા ભૂડા-ભલાનો ખરો ખ્યાલ નથી, માટે ને? 'આ કારવાઈના પરિણામે મારૂ શુ થશે'-તેની જેવી કલ્પના આવવી જોઈએ, તેવી કલ્પના આવી નથી માટે ને? આપણને આપણા ભૂડા-ભલાનો સાચો ખ્યાલ હોય, તે છતા ય આપણાથી ખરાબ કારવાઈ થાય એ બનવાજોગ છે, પણ હૈયે એની જબરી ખટક હોય અને એથી 'ખરાબ કારવાઈથી ક્યારે છૂટાય' -એમ થયા જ કરે આજે તો મોટે ભાગે માણસોને એક જ ચિન્તા છે કે-'મારે આ દુનિયામા સુખી તરીકે જીવવુ છે' અને 'જેમ જેમ સાધનોની અનુકૂળતા વધારે, તેમ તેમ સુખ વધારે'-એમ માન્યુ છે, એટલે એ સાધનોને ગમે તે પ્રકારે મેળવવાની અને સાચવવાની ચિન્તા છે લક્ષ્ય માત્ર આટલુ જ બની જવાથી, જેમ આત્માની ચિન્તા રહી નથી, તેમ જગત આખા તરફથી આંખને ફેરવી લીધી છે અને

નિર્ણય એ થઈ ગયો છે —' માત્ર મારૂ ખરાબ નહિ થવુ જોઈએ મારૂ ખરાબ તો નહિ જ થવુ જોઇએ, મારૂં તો મારૂ જ થવુ જોઈએ, પછી બીજાનુ ગમે તે થાય, તેની પરવા નહિ !' તમને જેમ તમારા સુખની ચિન્તા રહે છે, તેમ બીજાના સુખની ચિન્તા પણ રહે છે ખરી ? તમારા સુખને માટે મહેનત કરનારા તમે, બીજાના સુખનો વિચાર કરો છો ખરા ? તમને એટલો ય વિચાર ન આવે કે-' મારા સુખને માટે મથતા જો હુ બીજાના સુખનુ લક્ષ્ય નથી રાખતો, તો બીજો કોઈ મારા સુખનું લક્ષ્ય પણ રાખશે ખરો ?'

ખરાબ કારવાઈનુ ફળ

આપણને મુશીબતમા મૂકનાર ઘણો ખરાબ, પણ આપણા તરફથી ગમે તેટલાઓ મુશીબતમા મૂકાય તો ય આપણે સારા, આવી ધીઠ્ઠી માન્યતા આવ્યા વિના, આજે ઘણાઓ જેવી રીતિએ વર્તી રહ્યા છે, તેવી રીતિએ વર્તી શકાય ખરૂ ? તમને તમારી ખરાબ કારવાઈની મજા મળશે, એવો વિચાર આવે છે ખરો ? બીજાની વાતમા તો તમે ઝટ કહો કે-'એનો એના કામની સજા ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી ' પણ તમને તમારી ખરાબ કરવાઈની સજા મળશે અને એ સજા તમારે જ ભોગવવી પડશે, એ વાત તરફ તો તમે કાન જ દીધા નથી ને ? હજુ સારી કારવાઈનુ ફળ મળશે-એમ સાભળેલુ, સારી કારવાઈથી સારૂ ફળ મળે-એવી આશા પણ રાખેલી અને એ વિશ્વાસે કાંઈક સારૂ કર્યું ય હશે, પણ ખરાબ કારવાઈના ફલની વાતને તો મોટે-ભાગે કાને જ પડવા દીધી નથી ને ? એ વાત કાને પડી તો ય એ વાતને

હૈયે ઝીલી નથી અને કદાચ એ વાત વ્યાજબી પણ લાગી હોય, તો ય સ્વાર્થને વખતે એને આઘી મૂકવામાં બાકી રાખી નથી, એટલે જ ખોટાં કામો કરનારાઓ પણ આનંદ પૂર્વક અને પોતાને સારા માણસ તરીકે માનીને છૂટી શકે છે ને? આજે જે માણસો નાના કે મોટા ગુન્હાઓ કરતાં પકડાઈ જાય છે અને જેમના ઉપર કેસ થાય છે તથા જેમને સજા થાય છે, એ જ બધા ખરાબમાં ખરાબ માણસો હશે ને? બીજા બધા તો સારા જ માણસો છે ને? ખીસ્સું કાપનાર, ચોરી કરનાર, એવા એવા જે ગુન્હેગારો પકડાઈ જાય છે, તે જ આ દુનિયામાં ગુન્હેગારો છે અને એ સિવાયના કોઈ ગુન્હેગારો નથી? એમ નથી! ખરી વાત તો એ છે કે-એમ પકડાઈ જનારા ગુન્હેગારો તો બહુ થોડા છે અને છૂપા ગુન્હેગારો ઘણા છે, કે જેઓ મોટે ભાગે ગાદી-તકીયે અને ખુરશી-ટેબલે બેઠેલા હોય છે એ કયા વિશ્વાસે ગુન્હાઓ કરતા હશે? આપણે જે કાંઈ સારાં કામો કરીએ તેનું ફળ આપણને જરૂર મળવાનું, પણ આપણે કરેલાં ખરાબ કામોનું ફળ આપણને મળવાનું નહિ, એ વિશ્વાસે?

## ભવિષ્યનો વિચાર તો કરો

આવા માણસોની પાસે પરમાર્થની વાત મૂકીએ, તો ય તેમની આંખ પરમાર્થ તરફ જાય નહિ, એમાં નવાઈ છે? અને જ્યાં સુધી પરમાર્થ તરફ આંખ જાય જ નહિ અથવા તો આ વાત પણ જાણવા-સમજવા-વિચારવા જેવી લાગે છે-એટલું ય લાગે નહિ, ત્યાં સુધી તો કદાચ એમ જ થાય કે-આમ કરવું અને આમ નહિ કરવું એવું ભલે

ને ઘણા મહાપુરૂષોએ લખ્યુ હોય, પણ એ વાત ભૂલે ચૂકે ય હૈયે બેસી જાય નહિ અને એમણે કર્યું તથા કહ્યુ હોય તેવુ કાંઈ કરવાની સ્થિતિમા મૂકાઈએ નહિ, તેની કાળજી રાખવી! કેવલ વર્ત્તમાન તરફ જ નજર રાખનારાઓ અને ભવિષ્યનો વિચાર સરખો યે નહિ કરનારાઓને તો કહેવુ પડે કે-પુણ્ય હોય ત્યા સુધી ભલે લ્હેરથી જીવી લો અને પુણ્યના યોગથી જે કાંઈ સુખ મળે તે ભલે ભોગવી લો, પણ પછી અહીંના પાપોનુ ય પરિણામ ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી અહીં જે કર્યું તેનુ ફળ જરૂર મળશે અને તે તમારે જ ભોગવવુ પડશે હૈયાને ખૂબ જ ધીટ્ટુ બનાવીને વર્ત્તમાનના સુખને માટે ખરાબ કારવાઈઓ કર્યે રાખી હોય, તો કદાચ અનન્તા કાળ સુધી પણ પાછી આવી સારી સામગ્રી મળે નહિ સંસારમા પરિભ્રમણ કરતા, પુણ્યના વશથી સુખની સામગ્રી મળી જાય, એ મળી જાય એટલે જીવ સુખ ભોગવવાની વૃત્તિમા પડી જાય, પછી સુખના માનેલા સાધનોની પાછળ જીવ ઘેલો બને, ખરાબ કારવાઈઓ કરે, પુણ્ય ખતમ થતા રઝળે ને મરે અને સુખને માટે કરેલી ખરાબ કારવાઈઓનુ ફલ ભોગવતો ભોગવતો દુર્ગતિઓમા ભમ્યા કરે ફરી પાછુ એવુ ને એવુ આવો તો આપણો અનન્તો કાળ પસાર થઈ ગયો આ જીવન પણ જો એમ ને એમ જ પસાર કરી દઈએ તો? જો કોઈ વિચારશીલ બને, તેને તો એમ થાય કે-'ના, મારે મારી આ જીંદગીને એમ પૂરી કરી નાખવી નથી' પણ એ ક્યારે બને? 'વર્ત્તમાન દશામા જ આનંદ છે'-એવુ જો લાગતુ હોય, તો એ વિચાર પણ આવે નહિ આ બધી વાતો કહીને, મારે તો એવી સ્થિતિ પેદા કરવી છે કે-વર્ત્તમાન સ્થિતિમા વસ્તુત

આનદ પામવા જેવુ કાંઈ નથી, એમ તમને લાગે તમને જો એમ થાય કે-જે સાધનોના યોગમા મે સુખ માન્યુ છે, તે સાધનો અહી ને અહી રહેવાના છે, જીન્દગી ટૂકી છે, અને એ સાધનોની પૂઠે લાગીને મે જે કાંઈ કારવાઈ કરી હશે, તેનુ ફળ મારે ભોગવવાનુ છે-આમ વિચાર કરતા જો તમને લાગી જાય કે-મારી અત્યારની કારવાઈનુ પરિણામ ખરાબ આવશે અને એથી જો અત્યારની સ્થિતિ તરફ તમારા હૈયામા ઉદ્વેગનો ભાવ પ્રગટે, તો જ અમારી આ વાત આગળ ચાલે એવી છે

તમારા જીવનના નિરીક્ષક અને પરીક્ષક બનો

તમે તમારા પરમાદર્શને નક્કી કરી શકો અને એ પરમાદર્શને સિદ્ધ કરવાની ભૂમિકાઓને તમે પામી શકો, એ માટે અત્યારે તમે જેવુ જીવન જીવી રહ્યા છો, તેવા જીવન પ્રત્યે ઉદ્વેગ પેદા કરવાની જરૂર છે એ ઉદ્વેગ ક્યારે પેદા થાય? તમે તમારા જીવનના નિરીક્ષક અને પરીક્ષક બનો ત્યારે! તમારી દરેકે દરેક કારવાઈના પરિણામનો તમે વિચાર કરનારા બનો ત્યારે! રોજ સુતી વખતે, તમે જાગ્યા ત્યારથી તે તમે સુતા ત્યા સુધી તમે જે કારવાઈ કરી, તેનો વિચાર કરો છો ખરા? રોજ નહિ, તો મહિને મહિને વિચાર કરો છો? મહિને મહિને નહિ, તો દિવાળીએ વિચાર કરો છો? જો તમે તમારી કારવાઈનો અને એના પરિણામનો વિચાર જ કરો નહિ, તો તમારા વેડફાઈ રહેલા અને તમને જ નુકશાન કરી રહેલા તમારા ખરાબ જીવન પ્રત્યે તમારા હૈયામા ઉદ્વેગ પેદા થાય શી રીતિએ? જ્યારે જ્યારે કોઈ ખાસ 'સુશી-

બનતો આવી પડે છે, ત્યારે ત્યારે તો ઉદ્વેગ પેદા થાય છે –એની મને ખબર છે, પણ સુશીબતમા મૂકાઓ અને એ પૂરતો જ ઉદ્વેગ પેદા થાય, એમા શું વળ્યુ ? એવો ઉદ્વેગ તો આખી દુનિયા અનુભવે છે અમારે તો આત્મવાદી તરીકેનો ઉદ્વેગ પેદા કરવો છે અદરથી, સ્વાભાવિક રીતિએ જ, આ દુનિયાના તુચ્છ સુખો પ્રત્યે ઉદ્વેગ પેદા થવો જોઈએ સુખની સામગ્રી ઘણી હોય અને એ સામગ્રીને ભોગવવાની અનુકૂળતા પણ ઘણી હોય, એવા વખતે ય તમને પોતાને જ એમ થયા કરે કે–' આ માનવજીવનનુ શું આ જ ફલ છે ? અહી સુખ ભોગવી તો લીધુ, પણ પછી શું ? સુખને મેળવતા, ભોગવતાં અને સાચવતા, હુ જે કાઈ પણ કરૂ છુ તેનુ પરિણામ કેવું આવશે ? જે સુખના પરિણામે દુ ખ જ મળવાનુ છે, તેવા સુખમા આટલો રસ શો ?' આમ વિચાર કરો, તો ઉદ્વેગ આવ્યા વિના રહે ? આજે તો ઉદ્વેગને બદલે મઝા છે ને ? શાથી ઉદ્વેગ નથી ? તમારૂ જીવન બહુ સારૂ છે અને આવા જીવતરનુ પરિણામ પણ સારૂ જ આવશે –એવુ કાઈ માનો છો, તેથી ઉદ્વેગ નથી ? જો એવુ નથી, તો પછી તમે શાને લઈને 'હમણા મઝા છે' એવું માની રહ્યા છો ?

<u>ભયકર કોટિનો ભ્રમ</u>

> સ૦ જગતમાં પુષ્કળ સુખને અવકાશ છે, પણ તેનાં સાધનો અમારી પાસે આવી શકતાં નથી, છતાં તે મળવાનો ગભાર ખરો

એટલે અત્યારે તો તમે આશામા ને આશામા જ જીવી રહ્યા છો અને એમાં તમને મઝા છે, એમ ને ? દુનિયામા સુખ છે, એ સુખનાં સાધનો ઘણા છે, પણ તે કેવા છે ?

પ્ર૦ હૃદયને આનંદ આપે એવા

એ સાધનો કાયમ ખાતે આનંદ આપે એવા છે ? એ સૌને સદા સુખ જ આપે એવા છે ? કદાચ એ સાધનો ભગી પણ જાય અને આનંદનો અનુભવે ય થઈ જાય, પણ પછી શું ?

સ૦ એ અનુમાનને અવકાશ નથી

એટલે કે–એ વિચાર કરવા જેવો જ નથી કે એ વિચાર થઈ શકે તેમ નથી કે પછી 'ભવિષ્યમા જે થવુ હશે તે થશે'–એવુ મનમા છે અને અત્યારે તો આની જ ચિન્તા છે ? આમ આશામા ને આશામા જીન્દગી પૂરી થઈ ગઈ તો ? આખી દુનિયા સુખ માટે દોડી રહી છે, પણ સુખ મળે છે કેટલાકને ? મળેલુ સુખ ભોગવાય છે કેટલાકથી ? 'જગતમા બહુ સુખ છે, સુખના સાધનો પણ જગતમા ઘણા છે, એ સાધનો મળવાની સભાવના છે, આજે નહિ તો કાલે પણ એ સાધનો મળશે જ અને એથી આ જીવનમા કરવા લાયક કાંઈ હોય તો તે આ જ છે અને આ જીવનમા આ સિવાય કાંઈ કરવા લાયક નથી'–આવુ તો આ દેશના કોઈ પણ આસ્તિક દર્શનકારે કહ્યુ નથી આર્ય દેશના કોઈ પણ આસ્તિક તત્ત્વજ્ઞાનિએ આવી વાતને સ્વીકારી નથી આ વાત તો અનુભવથી પણ ખોટી ઠરે એવી છે 'જગતમા સુખ ઘણુ છે, મને એ સુખ મળવાની સભાવના છે માટે મને એની આશા છે, એવી આશા છે એટલે મનમાં આનંદ છે અને એથી અત્યારના આ જીવનમા મઝા છે'–એ તો એક ભયકર કોટિના ભ્રમનુ, કારમા અજ્ઞાનનુ જ પરિણામ છે

બાહ્ય સાધનોથી સુખ માનનારાઓના અનર્થો

જેઓએ જગતના બાહ્ય સાધનોમા જ સુખની કલ્પના

કરી છે અને એથી જેઓ 'એ સાધનો મને ક્યારે મળે અને ક્યારે હુ સુખી થાઉ '–એવી આશામા દોડી રહ્યા છે, તેઓ જગતમા શું શું કરે છે, તે તો તમારા અનુભવની વાત છે ને ? એ લોકો કેવા કેવા કર્મો કરે છે અને જગત્ ઉપર કેટકેટલા અનર્થો મચાવે છે, એ જોઈને ય ઉદ્વેગ ન આવે ? એવો વિચાર ન આવે કે–' જે સુખના અર્થી બનેલાઓ આવા કુકર્મો કરવાને પ્રેરાય અને જગત ઉપર કારમા અનર્થો મચાવે, એ સુખ કદાચ સુખ હોય તો પણ મારે મેળવવા જેવુ તો નથી જ ! ?'

સ૦ એમ થાય કે–' લોકો અનર્થો કરે છે માટે જ સુખ અમારી પામે આવી શકતુ નથી, એટલે એ લોકો અનર્થો ન કરે તો સારૂ, કે જેથી સુખ અમારી પાસે આવી શકે '

તમે તમારા સુખને માટે કશો જ અનર્થ નહિ કરતા હો ? તમારા સુખને સાધતા, તમને મળેલા સુખને ભોગવતાં, કોઈને ય તકલીફ થાય એવુ તમારાથી થતુ નથી ?

સ૦ જાણતા ન થાય

ગમે તેટલો લાભ મળવાની સભાવના લાગતી હોય, પણ એથી બીજાને તકલીફ થશે એમ લાગે, બીજાઓ ગુરીબતમા મૂકાય એવો સભવ હોય, તો તમે એવા મોટાપણ સુખને લાત મારવાને તૈયાર છો ?

સ૦ એવો પ્રસગ આવ્યો નથી

પસ્તાવુ આપણે પડશે

આ સુખ જ એવા પ્રકારનુ છે કે–માણસમાં જેમ જેમ આ સુખનો લોભ વધતો જાય, તેમ તેમ તે માણસને અન-

ર્યના માર્ગે લઈ જાય આજે લગભગ સારો ય માણસલોક આપણી આખે ભયકર લાગે છે અને એથી એમ થાય છે કે-જો આ સ્થિતિમા પલટો આવે, લોક સુખ માટે અનર્થ કરતુ મટી જાય, તો આપણી પાસે સુખ આવે, પરન્તુ એ અને એવુ નથી જગતની સ્થિતિ પલટાવાની જ નથી પલટાવુ આપણે પડશે આ વિચાર નથી આવતો, કેમ કે-એ વાત ભૂલી જવાય છે કે-લગભગ બધા ય એ જ સુખના આશાધારી છે, એ જ સુખના લોભીયા છે અને જેટલી શક્તિ, સામગ્રી અને અનુકૂળતા આદિ હોય, તેના પ્રમાણમા લગભગ બધા પોતાની આશાને સતોષવાનો પ્રયત્ન કર્યા વિના રહે નહિ એવા છે આવા માણસો સારા રહેવા માગે, તો ય શી રીતિએ સારા રહી શકે? સારા તો તે રહી શકે, કે જે આ સુખની આશા ઉપર કાબૂ મેળવી શકે 'અનેક અનર્થોનુ મૂળ આ સુખનો લોભ છે, એટલે આ સુખ વસ્તુત સુખ નથી, માટે આ સુખ છોડવા લાયક છે'-આવુ જે માને તે સારો રહી શકે અને ક્રમશ સારો બની શકે પણ જેના હૈયામા હમણા તમે કહ્યો તેવો સિદ્ધાન્ત નિશ્ચિત હોય, તે શું કામ સતોષ રાખે? 'જગતમા સુખ ઘણુ છે, દુન્યવી સાધનોથી જ એ મળી શકે એવુ છે, એ સાધનો મને મળે તો જ હુ સુખી થઇ શકુ તેમ છુ અને જો હુ મહેનત કરૂ તો એ સાધનો મને મળવાની સભાવના છે'-આવી માન્યતા જેના હૈયામા રૂઢ થઈ જવા પામી હોય, તે સતોષ રાખે કે પછી એ સાધનોને મેળવવાને માટે જ મથ્યા કરે? એ તો પોતાની બધી શક્તિ એ સાધનોને મેળવવા વિગેરેની પાછળ જ ખર્ચ્યા કરે ને? પછી એમાં

જે કોઇ આડે આવતા લાગે, તેમનુ શું કરે ? એવા તો સારા માણસોને પણ ખીસ્સામા લઈને ફરે ને ? આવાને તમે કેવા કહો ?

સ૦ પુરૂષાર્થિઓ

જગતમા જેઓને 'દાદાઓ' કહી શકાય, તેઓને પુરૂષાર્થિઓ કહો છો ? આવુ માનનારાઓને માટે તો, આર્ય દેશની બધીય કલ્પના મરી જાય છે

આત્મવાદી નહિ પણ જડવાદી

જગતના સાધનોથી સુખની કલ્પના, એ એવી વાઝણી છે કે–એ ફર્યા વિના સુખનો અને સુખના સાધનનો સાચો ખ્યાલ આવે જ નહિ જ્યા સુધી તમને આવી ને આવી રીતિએ જીવવામા જ આનદ છે–એમ લાગતું હોય, ત્યા સુધી તમારા હૈયામા દુન્યવી સુખ પ્રત્યે ઉદ્વેગ પ્રગટે નહિ અને એ ઉદ્વેગ પ્રગટયા વિના તમારા હૈયામા પરમાદર્શની વાત સ્થાપિત થઈ શકે નહિ જે કોઈ દુન્યવી સુખના જ અર્થિઓ છે, તેઓ મોટે ભાગે કેવુ જીવન જીવે છે ? જેટલાઓ એ સુખના જ અર્થિઓ હોય અને એ સુખના જ લોભીયા હોય, તેમનુ જીવન કેવુક હોય ?

સ૦ નાટકી

નાટકી એટલે ?

સ૦ ખરાબ

તમને અનુભવ છે કે–' આ સુખ માટે જ્યારે જ્યારે હુ પ્રયત્ન કરવા જાઉં છુ, ત્યારે ત્યારે પ્રાય ખરાબ જીવન જીવાય છે ?' તમારાથી ખરાબ જીવન જીવાતું હોય, તો

પણ તમારાથી ખરાબ જીવન જીવાય છે-એ વાતને તમે કબૂલ કરો ખરા ? મોટે ભાગે નહિ, કારણ કે-એ બાબતમા તમે ગભીર છો થોડુ પણ જો સારૂ હોય, તો તે જરૂર ગણાવો ને ? માણસ જેવો માણસ જો ખરાબ પ્રકારે જીવતો હોય, તો તેમા બીજુ કોઇ મુખ્ય કારણ નથી, દુન્યવી સુખનો લોભ, એ જ મુખ્ય કારણ છે ગમે તેવા પાપીને પણ જો તમે એમ પૂછશો કે-' તૂ આવુ કેમ જીવે છે ?' તો એ કાંઈ જવાબ આપશે, તેનો સાર એ જ આવશે કે-દુન્યવી સુખના લોભે જ એને એવા પ્રકારે જીવનારો બનાવી દીધો છે આવા સુખને જ જે સુખ માને, સુખ મળે તો તે દુન્યવી સાધનોથી મળે-એવુ જે માને અને એવા સુખની આશામા ય જે આનન્દ અનુભવે, એવાઓને આર્ય દેશના તત્ત્વજ્ઞાનિઓએ આત્મવાદી માન્યા નથી, પણ જડવાદી માન્યા છે આપણે તો આત્મવાદી છીએ ને ?

સ૦ ,, તો જડવાદી શુ માને છે તે કહેતો હતો

જે જડવાદી હશે, તેને બોલવુ હશે તો બોલશે આપણે આપણી વાત કરવી આપણે પણ જો આત્મવાદી છીએ, તો તે સાચા કે બનાવટી ? આ દેશમા પણ હમણા હમણામા બનાવટી આત્મવાદિઓનો વર્ગ ય મોટો થઈ ગયો છે, એમ તમને લાગે છે ખરુ ?

સ૦ વધતા જાય છે

આર્ય દેશમા પણ ? એટલે આજે અનાર્યો જ એકલા અનાત્મવાદી છે, એવુ નથી

## આર્ય સસ્કૃતિનો પુનરુદ્ધાર કોને કહેવાય ?

આ દેશમા ય અનાત્મવાદિઓ છે ને તેનો વર્ગ ય

જે કોઇ આડે આવતા લાગે, તેમનુ શું કરે ? એવા તો સારા માણસોને પણ ખીસ્સામા લઈને ફરે ને ? આવાને તમે કેવા કહો ?

સ૦ પુરૂષાર્થિઓ

જગતમા જેઓને 'દાદાઓ' કહી શકાય, તેઓને પુરૂષાર્થિઓ કહો છો ? આવુ માનનારાઓને માટે તો, આર્ય દેશની બધીય કલ્પના મરી જાય છે

આત્મવાદી નહિ પણ જડવાદી

જગતના સાધનોથી સુખની કલ્પના, એ એવી વાગ્રણી છે કે-એ ફર્યા વિના સુખનો અને સુખના સાધનનો સાચો ખ્યાલ આવે જ નહિ જ્યા સુધી તમને આવી ને આવી રીતિએ જીવવામા જ આનંદ છે-એમ લાગતુ હોય, ત્યા સુધી તમારા હૈયામા દુન્યવી સુખ પ્રત્યે ઉદ્વેગ પ્રગટે નહિ અને એ ઉદ્વેગ પ્રગટયા વિના તમારા હૈયામા પરમાદર્શની વાત સ્થાપિત થઈ શકે નહિ જે કોઈ દુન્યવી સુખના જ અર્થિઓ છે, તેઓ મોટે ભાગે કેવું જીવન જીવે છે ? જેટલાઓ એ સુખના જ અર્થિઓ હોય અને એ સુખના જ લોભીયા હોય, તેમનુ જીવન કેવુક હોય ?

સ૦ નાટકી

નાટકી એટલે ?

સ૦ ખરાબ.

તમને અનુભવ છે કે-'આ સુખ માટે જ્યારે જ્યારે હુ પ્રયત્ન કરવા જાઉં છુ, ત્યારે ત્યારે પ્રાય ખરાબ જીવન જીવાય છે ?' તમારાથી ખરાબ જીવન જીવાતું હોય, તો

પણ તમારાથી ખરાબ જીવન જીવાય છે-એ વાતને તમે કબૂલ કરો ખરા ? મોટે ભાગે નહિ, કારણ કે-એ બાબતમા તમે ગભીર છો થોડુ પણ જો સારૂ હોય, તો તે જરૂર ગણાવો ને ? માણસ જેવો માણસ જો ખરાબ પ્રકારે જીવતો હોય, તો તેમા બીજુ કોઇ મુખ્ય કારણ નથી, દુન્યવી સુખનો લોભ, એ જ મુખ્ય કારણ છે ગમે તેવા પાપીને પણ જો તમે એમ પૂછશો કે-' તૂ આવુ કેમ જીવે છે ?' તો એ કાઈ જવાબ આપશે, તેનો સાર એ જ આવશે કે-દુન્યવી સુખના લોભે જ એને એવા પ્રકારે જીવનારો બનાવી દીધો છે આવા સુખને જ જે સુખ માને, સુખ મળે તો તે દુન્યવી સાધનોથી મળે-એવુ જે માને અને એવા સુખની આશામા ય જે આનન્દ અનુભવે, એવાઓને આર્ય દેશના તત્ત્વજ્ઞાનિઓએ આત્મવાદી માન્યા નથી, પણ જડવાદી માન્યા છે આપણે તો આત્મવાદી છીએ ને ?

સ૦ હુ તો જડવાદી શુ માને છે તે કહેતો હતો

જે જડવાદી હશે, તેને બોલવુ હશે તો બોલશે આપણે આપણી વાત કરવી આપણે પણ જો આત્મવાદી છીએ, તો તે સાચા કે બનાવટી ? આ દેશમા પણ હમણા હમણામા બનાવટી આત્મવાદિઓનો વર્ગ ય મોટો થઈ ગયો છે, એમ તમને લાગે છે ખરુ ?

સ૦ વધતા જાય છે

આર્ય દેશમા પણ ? એટલે આજે અનાર્યો જ એકલા અનાત્મવાદી છે, એવુ નથી

### આર્ય સસ્કૃતિનો પુનરુદ્ધાર કોને કહેવાય ?

આ દેશમા ય અનાત્મવાદિઓ છે ને તેનો વર્ગ ય

માગે છે આપણે તો એ જોવુ કે–આપણો નબર તો એમા આની જતો નથી ને ? આપણે તો કહીએ કે–અમે બનાવટી આત્મવાદી નથી, પણ સાચા આત્મવાદી છીએ આપણે આત્મવાદી હોઈ એ, તો આપણે સમજીએ કે–આપણે આજના નથી, થોડા કાળના નથી, પણ અનાદિ કાળથી આપણે છીએ જ અનાદિ કાળથી આ સ સારમાં પરિભ્રમણ કરતા કરતા, કોઈ તેવા પુણ્યના વશે આપણે અહી આવી ગયા છીએ અહી પણ આપણે કાયમને માટે રહેવાનુ નથી, પણ અહીથી જવાનુ જ છે અહી આપણે આપણા ભાવીનુ સર્જન કરવાનું છે અને એમા જો ભૂલમા જ પડી ગયા, તો પાછુ કદાચ અનત કાળ સુધી ય આ સ સારમા ભટકવુ પડશે સાચા આત્મવાદી તરીકે આ વાત તમારા ખ્યાલમાં છે કે ખ્યાલ બહાર છે ? અહી આપણે જન્મ્યા, તે આપણી પસદગીથી જન્મ્યા નથી ને ? પસદગી મુજબ જ જન્મવાનુ હોત, તો આપણે કયા જન્મવાનુ પસદ કરત ? જો કોઇએ તમારી પસદગી પૂછી હોત, તો પૂછનાર જ થાકી જાય, એવુ બનત ને ? ‘દુનિયામા બધે ફરી આવ અને સારામાં સારૂ સ્થાન શોધી લાવ’–એવુ કહેત ને ? પણ એ આપણી મરજીની વાત નહોતી આપણે જન્મ્યા નથી પણ જન્મવુ પડયુ છે શાથી ?–એ વિચારવાની જરૂર છે આ આર્ય દેશમા તો, અનાત્મવાદી જેવો બની ગયેલો વર્ગ ય, મોટે ભાગે, આત્મ વાદી બને તેવો હોય માત્ર વિચારશૂન્યતા વ્યાપી ગઈ છે એ વિચારશૂન્યતા ટળે અને આત્માનો ખ્યાલ આવે, એટલે બધુ ફરવા માડે. આર્ય સ સ્કૃતિનો પુનરૂદ્ધાર એને કહેવાય,– કે જેના યોગે ઘરે ઘરે આત્માની વાતો ચાલે. સૌ કહે –કે

ભૂખની અને દુખની પણ બહુ ચિન્તા નથી, પણ આત્માનુ ભલુ કેમ થાય-એ વાત જોઈએ કારણ? આપણે હતા, છીએ અને સદા રહેવાના જ છીએ આત્મા સારો બન્યો એટલે દુખ તો ભાગવાનુ જ છે આપણે અહી આવ્યા છીએ, તે આ સમારમા ખૂબ ભટકી ભટકીને આવ્યા છીએ 'આપણે ક્યારના છીએ?'–એમ કોઈ પૂછે, તો શુ કહેવાનુ? કોઈ કાળ એવો નહિ હતો, કે જ્યારે આપણે નહોતા અત્યાર સુધીમા કાળ કેટલો ગયો? ગણત્રી વિનાનો! જેટલો કાળ ગયો, તેટલો કાળ આપણી હયાતિનો થયો અનતો કાળ ગયો અને અનતો કાળ આપણે ભટકયા એમ ભટકતા ભટકતા આપણે અહી આવી પહોચ્યા છીએ અહી આપણે આવ્યા છીએ, તે ય કર્મસત્તાના જોરે થી આવ્યા છીએ, કે જેને આપણે ગયા રવિવારે કાર્મણ શરીર તરીકે જણાવેલ અહી પણ આપણે કાયમને માટે રહી શકવાના નથી પણ અહી આપણને તક મળી છે જેવો ભૂતકાળ ગયો, તેવો ભવિષ્યકાળ નિવડે નહિ, એવુ આ જીવનમા કરવાનો મોકો મળ્યો છે પણ એ વિચાર આવે તો ને? એ વિચાર આવે, એ માટે આ બધી મથામણ છે

સર્જ્યું સાથે નહિ આવે

તમે અહી આવીને જે જે સજાવટ કરી છે, તે બધી ય સજાવટ અહી રહેવાની છે અહી આવીને તમે શુ શુ સર્જ્યું છે? અહી આવીને તમે કેટલુક સર્જન કર્યું છે?

સ૦ બીજાની આંખે ચઢે એવુ કાઈ હજુ સુધી તો થયુ નથી એટલે હજુ તો તમે એ જ ચિન્તામા છો કે–બીજાઓની

પાસે જે કાંઈ છે, તેમાંનું મારી પાસે કાંઈ નથી, એમ જ ને? આટલું પણ મૂકીને જ જવાનું છે–એ વાતની ખબર છે તે છતાં પણ, હજુ તો બીજાના જેવું સર્જી શકાયું નથી, તેની જ ચિન્તા છે અને એવું સર્જવાની આશામાં આનન્દ છે! એટલે આત્મવાદી હોવા છતાં પણ, પરિણામ તો જડવાદી જેવું જ આવ્યું ને? તમને તો એમ થવું જોઈએ કે–'મારા જેવા સમજુથી આમાં તે આનંદ મનાય? હું તો મને આવો સારો આર્ય દેશ મળ્યો, આવું સારૂં કુળ મળ્યું, આવી સારી સામગ્રી મળી, કે જેમાં આત્માની વાતો સાંભળવાને મળે, એમાં આનંદ માનું? કે જેને મૂકવાની ઈચ્છા ન હોય તે છતાં પણ જેને મૂકીને જવું પડે–એની આશામાં આનંદ માનું? મને જેમાં આનંદ આવવો જોઈએ તેમાં આનંદ આવતો નથી અને આમાં આનંદ આવે છે, તે હું કેવો મૂર્ખ છું?' આવી વિચારણા આવે, તો પરમાદર્શનો ખ્યાલ આવે 'જે ચીજો ઈચ્છા મુજબ મળે નહિ, ઇચ્છા મુજબ રહે નહિ અને એને છોડીને અવશ્ય જવું પડે, એની પાછળ મારી જીન્દગીને હું ખરાબ કરી નાખું, એ ઠેવું કહેવાય? હું તો હતો, છું ને રહેવાનો છું, એટલે આ જીવનમાં તો હું એવું જ મેળવવાને માટે મથું, કે જે મારી પાસેથી જાય નહિ અને હું એની પાસેથી ખસું નહિ! એ શું?' એ પ્રકારે વિચારતાં વિચારતાં, આત્માના પરમાદર્શની વાત આવે અને પરમાદર્શની વાત આવે એટલે સંસ્કૃતિની વાત આવે જ, કારણ કે–ગયા રવિવારે આપણે એ વાત પણ વિચારી આવ્યા છીએ કે–આત્માનો જે પરમાદર્શ છે, એ પરમાદર્શને સિદ્ધ કરવાને માટે જેવા જીવનને જીવવાની જરૂર છે, તેવા જીવનને જીવ-

વાની જે કળા, એનુ નામ સાચી સસ્કૃતિ છે

## સાધુજીવન એ સર્વોચ્ચ જીવન

આપણે આપણા શાશ્વત જીવનને સિદ્ધ કરવુ છે અને એવા જીવનને સિદ્ધ કરવાને માટે આપણે આ જીવનને ઉચામા ઉચી રીતિએ જીવવાની જરૂર છે ઉંચામા ઉચા જીવનને સૌ જીવી શકે નહિ, એ બનવાજોગ છે, પણ સૌની નજર તો, ઉચામા ઉચા જીવનને જીવવા તરફ હોવી જોઈએ ઉચામા ઉચા જીવનને સાધુજીવન, શ્રમણજીવન કહેવાય છે સાધુજીવન જીવાય તેમ ન હોય તો એ જીવનને નજરમા રાખીને મ સારી કેમ જીવે, તેની ય વાત કરવી છે એમા પણ અનેક કક્ષાઓ છે આત્માના પરમાદર્શને સિદ્ધ કરવાને માટે શ્રમણજીવનને જીવનારા અને શ્રમણજીવનને નજર સામે રાખીને સસારિ પણે જીવનારા મહાપુરૂષોને, આપણે એવુ જીવન પામવાને માટે યાદ કરવા એ જરૂરી છે આમ કરીને, સાધક જીવનોની અપેક્ષાએ ભલે કદાચ નીચામા નીચી કક્ષાનુ ગણાય તેવુ જીવન બને, પણ પરિણામેય પરમાદર્શને સિદ્ધ કરી આપે એવુ જો એ જીવન જીવાય, તો ય આત્મા સતોષ અનુભવી શકે કે-'હવે હુ' શાશ્વત જીવનને જરૂર મેળવી શકવાનો છુ ' પણ એ માટે હૈયાને કેળવવુ પડશે

## પ્રમાણિકતાનો દુકાળ

'જેને મૂકીને જવાનુ છે, તેના સર્જનની અને તેની જ સજાવટની પાછળ આપણે પડયા છીએ, તેમા આપણી ભૂલ જ થઈ છે '-આવુ તમને લાગે, એવુ તમારૂ હૈયુ છે? જેને મહેનત કરી કરીને મેળવીએ, જેને સાચવી સાચવીને

રાખીએ અને જેને સભાળી સભાળીને રહીએ, તે છતા પણ જે આપણી ઈચ્છા મુજબ આપણી પાસે રહે નહિ અને એ રહે તો ય આપણે એને છોડીને ગયા વિના ચાલે નહિ, એના તરફ ઉદ્વેગ જન્મે નહિ? તમે જે મેળવ્યું છે, તે કેવી રીતિએ મેળવ્યુ છે, એની ચર્ચા તો ન કરૂ એ જ સારૂ છે ને? આજે દેશમા બૂમ છે કે–વેપારી પ્રમાણિક કયા છે? અધિકારી પ્રમાણિક કયા છે? નોકર પ્રમાણિક કયા છે? પ્રમાણિકતાનો કેવો મોટો દુકાળ આવી ગયો છે? પ્રગતિના નામે તો કેટલી ય વાતો કરી હતી અને આટલા વખત પછી આ બૂમ ઊભી થઈ જવા પામી છે! આજે કેવુ વિચિત્ર વાતાવરણ સર્જાઈ ગયુ છે? તમે જેની સાથે સબધ પાડો, તે પ્રમાણિક હશે કે નહિ–એની શકા તમને રહ્યા કરે અને તમારી સાથે જે સબધ પાડે, તેને તમે પ્રમાણિક હશો કે નહિ–એની શકા રહ્યા કરે તમે તો કહો છો કે–અમે પ્રગતિ સાધી, તે આ પ્રગતિ સાધી? આર્ય દેશની ઉન્નતિનુ જે ડિડિમ વગાડયુ, તેનુ આવુ પરિણામ આવ્યુ? આત્માને ભૂલીને કોઈ સારૂ સર્જન કરી શકે, એ બને જ નહિ જે સુખ રાખ્યુ રહે નહિ, તેની જ પૂઠે દુનિયા પડી છે, તેનુ આ પરિણામ છે

આ વિચારણા કરતે ઉદ્વેગ જન્મે

તમે જરાક વિચાર કરો, તો તમને થાય કે–'જે ઈચ્છા મુજબ મળે નહિ અને રાખ્યુ રહે નહિ, તેના જ સર્જનમાં આનન્દ? એમા જ સુખની કલ્પના? જરૂર, કાંઈક ભ્રમ થાય છે!' દુન્યવી સાધનોથી જ સુખ માનવુ એ ભ્રમ છે, એવું કાંઈ લાગે છે ખરૂ? 'અત્યાર સુધી આપણે આ સાધનોમાં જ

સુખ માન્યું અને એથી આ સાધનોની પાછળ જ જીવનને બરબાદ કરી નાખ્યું, એમાં આપણે ઘણું ભૂલ્યા'-એવું ઉંડે ઉંડે પણ લાગે છે? આ સુખ ભલે થોડો વખત આનંદ આપી શકતું હોય, પણ આ સુખ સારૂં તો નહિ જ, એવો ય ઉદ્વેગ જન્મે છે? આને જ જો હું સુખ માનું, તો કદી પણ હું સાચો સુખી બની શકું નહિ, એમ થાય છે? કારણ કે-આને મૂકીને તો જવું જ પડે! આટલો ઉદ્વેગ આવે તે પછીથી પણ, શરૂઆતમાં એ સાધનોની પાસે એમતા આનંદ આવે એ બને, પણ એમ જે આનંદ આવ્યો હોય, તે પાછો આપણને જ ગમે નહિ અને સાચા સુખ તરફ વૃત્તિ દોડ્યા કરે, આવી દશા આવી છે કે લાવવી છે?

સ૦ આ વાત બરાબર લાગે છે પરન્તુ મન એ તરફ ઘસડાયા કરે છે અને ઉદ્વેગ જન્મતો નથી તેનું કારણ સમજાવો તો સારૂં

જ્યાં સુધી ' સુખ મળે તો દુન્યવી સાધનોના યોગે જ સુખ મળે, સુખી તે જ હોઈ શકે કે જેની પાસે દુન્યવી સાધનો પૂરાં ને અનુકૂળ હોય '-આવી કલ્પના જડ ઘાલીને બેઠી હોય, ત્યાં સુધી જે ઉદ્વેગ જન્માવવો છે, તે જન્મી શકે નહિ

સ૦ તો એ માટે કરવું શું?

આવી જ વિચારણા આ વિચારણા ખૂબ ખૂબ કરવી 'જે ચીજ મેં મેળવેલી, સાચવેલી, સંભાળેલી, તે ચીજને હું રાખવા માગું તો ય ચાલી જાય એમેય બને અને વખતે એ ચીજ રહે, તો ય મારે તો ચાલી જ જવું પડે-આવી ચીજ આત્માના સુખનું સાધન કેમ જ હોઈ શકે?'-આ વાતની પુન પુન વિચારણા કરવામાં આવે, તો જરૂર ઉદ્વેગ જન્મે મનને ગુસ્સો ન આવે કે-'જે ચીજને મેળવવાને માટે મહેનત કરીને

મળી જઈએ, એ ચીજ મળે એટલે એને સાચવવાને માટે પાર વિનાની ચિન્તા કરીએ, રખેને મારી કોઈ ભૂલથી એ ચીજ જતી ન રહે–એવી બીકે સભાળી સભાળીને જીવ્યા કરીએ, આટલુ આટલુ કરવા છતા ય એ ચીજ ચાલી જાય ? અને એ ન જાય તો એને અહીં મૂકીને મારે જવુ પડે ?' આમ મન જો જરાક ચલ-વિચલ થાય, એટલે ઉદ્વેગ આવ્યો સમજો

વિચારણા માટે ઉપાય

આ કાંઈ ન સમજી શકાય એવી વાત નથી વિચારણા કરવાને માટેના અનેક ઉપાયો છે તમારી પાસે જે કાંઈ ઋદ્ધિ હોય, તેનો ગતના ઢગલો કરવો અને તમારે એની સામે બેસીને પૂછવુ કે–'તૂ મને બહુ ગમે છે, તો તૂ રહીશ ને મારી સાથે ?' એ કાંઈ નહિ બોલે પછી તમારે તમારા આત્માને જ એટલે પોતે પોતાને જ પૂછવુ કે–'આની સાથે મારે જ્યા સુધી રહેવુ હોય, ત્યા સુધી સાગથી રહી શકાશે કે નહિ ?' જરૂર જવાબ મળશે કે–'આ ઋદ્ધિ મને ગમે તેટલી ગમતી હોય અને આની સાથે રહેવાનું મારૂ ગમે તેટલુ મન હોય, તો પણ મારાથી આની સાથે રહી શકાશે નહિ !' ભગવાન પાસે બેસીને તો એ તારકના સ્વરૂપને ચિન્તવવું–એ વિગેરે કરવાનુ છે અને જેને પરમાદર્શનો ખ્યાલ જ નથી, તે એ નહિ કરી શકે, એવાઓ તો કદાચ ભગવાન પાસે જઈને ય રમાડવા જેવુ કરશે, પણ આ તો તમને આવડે એવુ છે ને ? તમારી પાસે જે કાંઈ પૈસા હોય, રાચરચીલુ હોય અને કુટુમ્બપરિવાર આદિ હોય–એ બધાને જોઈને એક જ વાતનો વિચાર કરો કે–'આમાનું કાંઈ મારૂં રાખ્યુ મારી

સાથે રહે એવું છે કે નહિ ?' અંદરથી જવાબ મળશે કે–'ના' પછી સામે પૂછો કે–'મારી સાથે જ રહેશો ?' જીવતા માણસો તો કહેશે કે–'જીવીશું ત્યાં સુધી ય સાથે જ રહીશું એ કહી શકાય નહિ અને તમે કે અમે મરીએ એટલે છૂટા પડવાનું જ છે !' પછી વિચાર આવે કે–'ત્યારે મારી આટલી મહેનતનું પરિણામ શું ? આ સાથે રહે નહિ અને આને માટે જે કાંઈ અગબ કર્યું, તેનું ફળ ભોગવ્યા વિના છૂટકો થાય નહિ !' આવું કાંઈક કરો, તો મહાપુરૂષોએ કહેલી વાતો સમજાય તમારા ભ્રમને ભાગવાનો પુરૂષાર્થ તો તમારે જ કરવો પડશે અમે તો એમાં આવા ઉપદેશાદિ દ્વારા નિમિત્ત બનીએ, એટલું જ ! એક વાર, કોઈ પણ ભોગે, દુન્યવી સુખ તરફ ઉદ્વેગનો ભાવ પેદા કરવો જોઈએ 'આ સુખ વસ્તુત સુખ નહિ આવા સુખે તો હું કદી પણ સુખી બની શકું નહિ'–આવો પણ જો આ તમારા માનેલા દુન્યવી સુખ તરફ ઉદ્વેગભાવ પ્રગટી જાય, તો પછી સાચું સુખ કયાં છે અને એ સુખ કેમ મળે, એનો વિચાર કરવાનું સહેલું બની જાય

[ અત્રે પૂ. પ્રવચનકાર મહાત્માએ એક સુખી ગૃહસ્થનું વિસ્તારથી ઉદાહરણ આપ્યું હતું જેમાં તેઓશ્રીએ સમજાવ્યું હતું કે–એ ગૃહસ્થને જ્યાં ખબર પડી ગઈ કે–મારી લક્ષ્મી મને મૂકીને ચાલી જવાની છે, એટલે એને લક્ષ્મી ઉપર જે ગાઢ મમતા હતી, તે ઢીલી પડી. એને વિચાર થયો કે–'લક્ષ્મીને હું જવા દઉં અને રોઉં, એને બદલે એને જ હું કાઢી મુકું ને ?' આમ એના હૈયામાં ઉદ્વેગ પ્રગટ્યો અને એણે પોતાની પાસેની સઘળી ય લક્ષ્મીનો સદ્વ્યય કરી દીધો ! –અ૦ ]

ધીઠ્ઠાઈ કે નિચારમૂઢતા ?

આપણે જે ઉદ્વેગની વાત કરી રહ્યા છીએ, એ ઉદ્વેગ એવો છે કે-જો એ ઉદ્વેગ જન્મે, તો સદ્વિચારને અને સદાચારને આવતા ઝાઝી વાર લાગે નહિ ઉદ્વેગ જન્મે એટલે તરત જ ત્યાગ આવે-એવુ માની લેવાનું નહિ, પણ ઉદ્વેગ જન્મે એટલે આત્માના શાશ્વત સુખનો માર્ગ શોધવાનું જરૂર મન થાય તમે જો બરાબર વિચાર કરનારા બનો, તો આ ઉદ્વેગ જન્મવો એ બહુ મુશ્કેલ નથી તમારી પાસે તમને મૂકીને જાય, એવી ચીજો છે કે નહિ ? છે કદાચ એ ન જાય તો ય તમારે એને ફરજીયાત મૂકી દેવી પડે, એવી ચીજો તમારી પાસે છે ? છે, એવી જ ચીજોને માટે તમે આ જીદગીમા ખૂબ મથ્યા કર્યા છો અને મથ્યા કરો છો ને ? તમે એ ચીજોની પાછળ ગમે તેટલા ખુવાર થઈ જાવ, તો ય એ ચીજો રાખી રહે નહિ અને એને છોડયા વિના ચાલે જ નહિ, એ તો તમે સમજો છો ને ?

સ૦ જરૂર.

આટલુ સમજવા છતા ય, તમારા હૈયામા ઉદ્વેગ જન્મતો નથી ? હૈયુ ધીઠ્ઠુ છે કે સતોષી છે ? આમ તો સતોષી એટલે ઓછે-વધતે અશે પણ આર્ય સસ્કૃતિને જીવનારો દુનિયાની ચીજો પોતાની પાસે હોય તો ય ઠીક અને ન હોય તો ય ઠીક, એ ચીજોની પોતાને જરૂર લાગતી હોય, તે છતા પણ એ મળે તો ય વાહ અને ન મળે તો ય વાહ, એ જાય તો ય વાહ અને ન જાય તો ય વાહ, આવી એની સ્વાભાવિક મનોવૃત્તિ હોય આવી મનોવૃત્તિવાળો માણુસ, કેટલી બધી ચિન્તાઓથી અને કેટલા બધા અન્ત પરિતાપથી મુક્ત રહી

શકે? એ તમને ગમે નહિ? ગમે, તો એ પ્રમાણેની મનોવૃત્તિને ઘડવાનો હવે તો જરૂર પ્રયત્ન કરવાના ને? દુનિયાની ચીજો મળી જાય તો ય બહુ આનંદ નહિ અને જાય તો ય બહુ દુઃખ નહિ, એટલું તો બને કે નહિ? આર્ય સંસ્કૃતિના રૂઢ સંસ્કારો પણ જેમને વારસામાં મળ્યા હોય, તે આવા હોય એને શું થાય? મળ્યાનું બહુ મમત્વ નહિ અને એથી એ જાય તો એનું બહુ દુઃખે ય નહિ એવાઓમાં પણ કેટલીક વાર વિચારમૂઢતા આવી જાય છે એમ થઈ જાય છે કે–'આપણે તો આટલામાં સુખે જીવવું છે અને ભવિષ્ય તો ભગવાન જાણે' આવી વૃત્તિ આવવાથી, આત્માના ભવિષ્યનો વિચાર આવે નહિ અને એથી દુન્યવી સુખ તરફ જે ઉદ્વેગ પ્રગટવો જોઈએ તે પ્રગટે નહિ એટલે આજે તમારામાં ઉદ્વેગ નથી, તો તે શાથી નથી? ધીઢાઈથી તમે આ બધી વાતોનો વિચાર કરતા નથી કે સંતોષ સાથે વિચારમૂઢતા આવી ગઈ છે?

સ૦ સંતોષ હોય કે ધીઢાઈ હોય, પણ ઉપાય શો?

વસ્તુસ્વરૂપનો વિવેકથી વિચાર કરનારા બનવું, એ જ ઉપાય છે જ્ઞાનિઓએ ફરમાવ્યું છે કે–પરમાદર્શને પમાડનારી સાચી સંસ્કૃતિ રૂચવાની પણ તેને જ, કે જેના હૈયામાં સંસારની આ સ્થિતિનો ઉદ્વેગ પ્રગટે કયી સ્થિતિ? 'ઈચ્છા હોય કે ન હોય, પણ જન્મવું જ પડે અને જન્મવાની જગ્યામાં ય કશી પસંદગી ચાલે નહિ ગમે ત્યાં જન્મવું પડે જીવવામાં ફાવે કે ન ફાવે, પણ જીવવું પડે અમુક મળે તો જ જીવવું છે, નહિ તો નહિ, એ ચાલે કરે નહિ સુખની સામગ્રી માગી ય મળે નહિ અને મહેનત કરી ય મળે નહિ–એમ પણ બને અને ઘણી સામગ્રી મળી હોય તે છતાં

ય સુખ ન હોય—એમ પણ બને બધુ ય પરાધીન ! જન્મ વાનુ પરાધીનપણે, જીવવાનુ પરાધીનપણે, ચીજ મળે તો ય પરાધીનતાથી, ચીજ જાય તો ય પરાધીનતાથી અને ચીજ હોય તો ય સુખ મળે તો તે પરાધીનતાથી !' આવી રીતિએ અત્યારની આત્માની સ્થિતિનો વિચાર કરનાર બનો, તો ઉદ્વેગ જન્મે અને ઉદ્વેગ જન્મે તો જ પરમાત્મા બનવાનો જે આદર્શ તમારા હૈયામા સ્થાપિત કરવો છે, તે આદર્શને સ્થાપિત કરી શકાય, કારણ કે—આત્મા જ્યા સુધી પરમાત્મા બને નહિ, ત્યા સુધી કાઈક ને કાઈક વિષમતા તો રહેવાની જ ! એટલે પછી તો તમને જ થાય કે—' મારે પરમાત્મા બનવુ છે ' અને એથી પરમાત્મા બનવાનો વાસ્તવિક માર્ગ કયો હોઈ શકે—એની શોધમા તમે પડો

## કેવુ સુખ જોઈએ છે ?

તમારે સુખ જોઇએ છે, એમા શકા નથી જ્ઞાનિઓ પણ તમને તમારી ઈચ્છા મુજબનુ—તમે જેવા સુખને ઝખી રહ્યા છો તેવુ સુખ તમને મળે, એ હેતુથી જ પરમાદર્શને અને પરમાદર્શનની સાધનના માર્ગને દર્શાવી ગયા છે તમે જેવા સુખને ઈચ્છો છો તેવુ સુખ તમને જરૂર મળે એવુ છે, પણ તમે એ સુખના જે સાધનો કલ્પ્યા છે તે ખોટા છે, એટલે એક વાર તો એમ થઈ જવુ જ જોઈએ કે—' આ સાધનો એ વસ્તુત સુખના સાધનો જ નથી, કારણ કે—હુ જેવુ ઈચ્છુ છુ તેવુ સુખ આ સાધનોથી મળી શકે એ શક્ય જ નથી ' આ પણ આશિક ઉદ્વેગ છે ઉદ્વેગ એટલે શોકાતુર બની જવુ, હાય-વોયમા પડી જવુ, ચિન્તાતુર બની જવુ

-એવું કાંઈ છે જ નહિ એ માટે વિચાર કરો કે-' મારે અને સૌને સુખ જોઈએ છે, પણ તે કેવું ?' સુખ પણ જો દુ:ખવાળું હોય, તો તે ગમે ? નહિ જ, એટલે જે સુખ જોઈએ છે, તે દુ:ખના લેશ વિનાનું જોઈએ છે દુ:ખના લેશ વિનાનું સુખ પણ અધુરૂં નથી જોઈતું મળતું હોય તો પૂરેપૂરૂં જ જોઈએ છે તે દુ:ખના લેશ વિનાનું અને પૂરેપૂરૂં એવું પણ સુખ, જો મળ્યા પછીથી ચાલી જનારૂં હોય તો ? એમ જ થાય છે ને કે-મળેલું સુખ ન જાય તો સારૂં ? એટલે તમે એ વાતમાં તો કબૂલ થઈ ગયા કે-ઈચ્છા તો એવા સુખની છે, કે જે સુખ દુ:ખના એક અંશવાળું પણ ન હોય, જે અધુરૂં પણ ન હોય અને જે મળ્યા પછીથી ચાલી જાય તેવું પણ ન હોય સુખની ઈચ્છામાં આ ત્રણેય પ્રકારની ઈચ્છાઓ ભેગી જ છે આમાં ફેરફાર હોય તો કહો પછી ફરી નહિ જતા

એ સુખ સંસારની કોઈ ચીજથી મળે ?

હવે તમે એ વાતનો વિચાર કરો કે-' એવું સુખ આપવાની તાકાત આ સંસારમાં કયી ચીજમાં છે ?' આ સંસારમાં જો એવી એક પણ ચીજ હોય, તો તે બતાવો કહો, આ સંસારમાં એવી એક પણ ચીજ છે, કે ચીજ મળવાથી આપણે ઈચ્છીએ છીએ તેવું સુખ આપણને મળી શકે ?

સ૦ એ ન મળે તો એથી ઉતરતું, થપ્પું ઉતરતું ય સુખ મળે ને ?

એની તો આપણે વાત કરી આવ્યા સંસારની ચીજ મળવી એ સ્વાધીન નહિ એ મળે તો ય એ આપણી પાસે

રહેવી એ સ્વાધીન નહિ એને છોડીને અવશ્ય જવુ પડે અને એ હોય ત્યારે ય એ સુખ જ આપે, દુઃખ ન જ આપે અથવા એનાથી સુખ ભોગવી જ શકાય, એ પણ નક્કી નહિ !

જેનુ અસ્તિત્વ નહિ તેની ઈચ્છા નહિ

એથી ય આગળ વાત જેવુ સુખ આપણે જોઈએ છે, તેવુ સુખ જો મળે એવુ હોય, તો આપણે એવા મૂર્ખા છીએ કે-ઓછે સતોષ માનીએ ?

સ૦ પણ એવુ સુખ છે, એની ખાત્રી કેમ થાય ?

જે ચીજનુ અસ્તિત્વ જ ન હોય, તેની ઈચ્છા થાય જ નહિ જે ચીજની સ્વાભાવિક ઈચ્છા થાય, તે ચીજ જરૂર હોય જે સુખની આપણુને સ્વાભાવિક રીતિએ ઇચ્છા રહે છે, તે સુખ આપણે જો યોગ્ય પુરૂષાર્થ કરીએ તો જરૂર મળી શકે એવુ છે આપણે જેવા સુખને ઇચ્છીએ છીએ, તેવુ સુખ અનન્તાએ યોગ્ય પુરૂષાર્થને ખેડીને મેળવ્યુ છે તત્ત્વ જ્ઞાનિઓએ પોતાના જ્ઞાનબળે અને પોતાને જેટલો અનુભવ થયેલો તેના બળે જોયું કે-દુ ખરહિત, પરિપૂર્ણ અને શાશ્વત-કાલીન સુખ મળી શકે એવુ છે એ મહાપુરૂષોએ એ પણ જોયુ કે-સસારના જીવ માત્રને વસ્તુત તો આવુ જ સુખ જોઈએ છે ભલે એ વાત બોલતા બધાને ન આવડતી હોય, પણ બધાની ઈચ્છા તો આવા જ સુખની છે માણુસ લાડુને મજેથી ખાતો હોય, પણ તેમા જો એક ગોળની ગાગડી આવી જાય છે, તો એટલા માત્રથી પણ એનુ મોઢુ બગડી જાય છે કેમ? ગોળની ગાગડી કડવી લાગે છે? કહે છે કે-' ના, કડવી તો નથી લાગતી, લાગે છે તો ગળી જ, પણ એ

આખા લાડુના સ્વાદ ઉપર પાણી ફેરવી નાખે છે!' આમ કોઈ પણ ચીજ લો અને વિચારો તો ખાત્રી થશે કે-થોડું પણ દુઃખ ગમતું તો નથી જ એટલે આપણને જે સુખ જોઈએ છે, તે દુઃખવાળું જોઈતું નથી, કારણ કે-થોડો પણ દુઃખનો લેશ આપણા આનંદને મારી નાખે છે એવી જ રીતિએ સુખ જો અધુરૂં હોય છે, તો બાકીનાની ઈચ્છા ને ચિન્તા દુઃખ પેદા કરે છે અને મળેલું સુખ જો ચાલ્યું જવાનું હોય તો ય દુઃખ થયા વિના રહેતું નથી, માટે આપણે સંપૂર્ણ અને શાશ્વત સુખ જોઈએ છે આપણી ઈચ્છા આવા જ સુખની છે અને આપણો આત્મા આવા સુખને મેળવી શકે એવું પણ છે જયાં આવા પરમ સુખને આત્મા ભોગવી શકે છે, એને જ આપણે પરમ પદ, પરમાત્મ-દશા, મોક્ષ આદિ કહીએ છીએ આત્માના શુદ્ધ સ્વરૂપનું પ્રગટી-કરણ, એ જ મોક્ષ છે

અનુભવનું સ્થાન

આપણે સ્વરૂપે તો બહુ જ ચોખ્ખા છીએ, પણ મેલ વળગેલો છે માટે માર ખાઈએ છીએ આત્મા મેલો છે, માટે જ એ પોતાના સુખને પોતે ભોગવી શકતો નથી ઈચ્છા એવા જ સુખની છે, કે જે પોતાની પાસે છે, પણ મેલ વળગેલો છે એટલે એ સુખનો અનુભવ થતો નથી અને 'સુખને માટે આ જોઈએ ને તે જોઈએ'-એમ થયા જ કરે છે તમે વિચાર કરીને નક્કી કરો કે-' ખરેખર, મારે કેવું સુખ જોઈએ છે?' દુઃખ તો જાણે કે-ગમતું જ નથી, એટલે સુખ પણ જો દુઃખવાળું હોય તો તે ગમે નહિ સુખ પૂરે પૂરૂં જોઈએ છે, કેમ કે-અધિક સુખ જો કોઈને ય છે એમ

જણાય, તો 'તે સુખ મને મળે તો સારૂ'–એમ થાય છે 'એની પાસે જેટલુ સુખછે, તેટલુ સુખ મારી પાસે નથી'–એવુ દુઃખ પણ અધિક સુખિને જોઈને પેદા થઈ જાય છે અધિક સુખિને જોઈને ઈર્ષ્યા પણ આવે ,ને ? જે સુખ પૂરૂ ન હોય, તે સુખ દુઃખરહિત પણ ન હોય વળી થોડુ પણ સુખ જો મળ્યુ હોય, તો તેટલુ પણ સુખ જાય નહિ અને સદા બન્યુ રહે, એવો વિચાર આવ્યા વિના રહે ? માલ વિનાના સુખને પણ જાળવી રાખવાને માટે તમે શુ શુ વિચારો છો અને શું શું આચરો છો, તે તો તમારા અનુભવની વાત છે આપણે વસ્તુત કેવુ સુખ જોઈએ છે, એ સિદ્ધાન્ત જો બરાબર નક્કી કરી લઈએ, તો પછી એ સિદ્ધાન્તને પહોચવાનુ મન થાય એમ થાય કે–'જ્યા સુધી હુ મે મેળવવાને માટે નક્કી કરેલા સુખને મેળવુ નહિ, ત્યા સુધી મને સાચો આનદ થાય નહિ' પછી વિચાર કરવો કે–'એવા સુખને મેળવવાને માટે મારે શુ કરવુ જોઈએ ? અગર મારે શું મેળવવુ જોઈએ ?' જગત આખાની એકે એક વસ્તુને નજરમા લાવી દેવી, ને વિચાર કરી જોવો કે–'આમા કોઈ પદાર્થ એવો છે ખરો, કે જેના યોગે, જેવા સુખને મેળવવાનુ મે નક્કી કર્યું છે, તેવુ સુખ મને મળી શકે ?' તમને જરૂર લાગશે કે–જગતની કોઈ પણ વસ્તુના યોગથી, તમે ઈચ્છો છો એવુ સુખ મળી શકે, એ બનવાજોગ જ નથી આ અનુભવનુ સ્થાન છે

<u>મેલો આત્મા ચોખ્ખો થાય એનુ નામ મોક્ષ</u>

સાચ જેવુ અને જેટલુ સુખ અહી છે, તેટલુ પણ બીજે ક્યાય નહિ જ હોય તો ?

આપણે જે ઇચ્છીએ તે ન હોય, એ બને કેમ ? પણ તમે આત્માના શાશ્વતકાલીન અસ્તિત્વમા જ ન માનતા હો, તો જૂદી વાત છે જે માણસ આવી શકા કરે, તે કદી પણ પુરૂષાર્થી બની શકે નહિ વાસ્તવિક રીતિએ સુખ તો આપણી પાસે જ છે આપણુ સુખ આપણા પોતામા જ છે, પણ જ્યા સુધી બહારના સાધનોથી જ સુખ મેળવવાની ઇચ્છા છે, ત્યા સુધી આપણો આપણા સુખનો જ અનુભવ કર્યા કરવાનો સ્વભાવ પ્રગટવાનો નથી મોક્ષ, એ કોઈ લોક બહારનો જ પ્રદેશ છે અને ત્યા મોટી મોટી મહેલાતો વિગેરે છે, આવુ આપણે કહેતા નથી મુક્તાત્માઓ અમુક સ્થલે સદાની સ્થિરતાને પામે છે, એ વાત જૂદી છે, પણ ત્યા બગલા-બગીચા આદિ છે-એવું કાઇ જ માનવાનુ નથી એવી લાલચમા નાખીને, તમને જે અત્યારે નામ માત્રનુ ય સુખ છે, તેનાથી છોડાવવા નથી મોક્ષ, એ તો આત્માની પરમ શુદ્ધાવસ્થાનુ પ્રગટીકરણ છે આત્મા અત્યારે મેલો છે તે પૂરેપૂરો ચોખ્ખો થાય, એનુ નામ મોક્ષ છે આપણે જે સુખ જોઇએ છે, તે સુખ દુનિયામા નથી, દુનિયાની કોઈ ચીજમા નથી, પણ આત્મામા જ છે આપણને એવી અવસ્થામા રહેવાનુ કેમ ગમે, કે જે અવસ્થામા આપણી સુખની ઇચ્છા કોઈ કાળે પણ પૂરી થાય તેમ ન હોય ? આપણને તો એવી જ અવસ્થા ગમે, કે જે અવસ્થા મળતાં આપણી સુખની ઇચ્છા પૂરેપૂરી સફળ થયા વિના રહે નહિ એવી જે અવસ્થા, એ જ મોક્ષ છે, પરમાત્મ-પદ છે, આત્માનુ શુદ્ધ સ્વરૂપ છે મોક્ષની ઇચ્છા એટલે આત્માને સપૂર્ણ શુદ્ધ બનાવવાની ઇચ્છા

આ પરાધીનતા પાલવે?

સુખની ઈચ્છા તો છે જ, કેવા સુખની ઈચ્છા છે, એ પણ આપણે નક્કી કર્યું, એવુ સુખ જગતના કોઇ પણ પદાર્થના યોગે મળે તેમ નથી, કારણ કે–એ સુખ આત્મામા જ છે, એટલે આપણને મોક્ષની ઈચ્છા થાય છે, કારણ કે–આત્મા પોતાના સુખને પણ શુદ્ધ બનીને જ ભોગવી શકે તેમ છે. જગતના કોઈ પણ પદાર્થમા એવુ સુખ આપવાની શક્તિ છે જ નહિ અને જગતમા જે સુખ છે તે પણ પરાધીન છે સદા જીવવાના સ્વભાવવાળા આપણે છીએ, પણ અત્યારે તો આપણે જન્મવુ પડે છે, હુ એ જીવવુ પડે છે અને મરવુ પડે છે આમ જગતમા જન્મવુ, જીવવુ ને મરવુ, પાછા જન્મવુ, જીવવુ ને મરવુ, એ આપણને ફાવતુ નથી ને? જન્મવું, જીવવુ ને મરવુ–એ શાથી છે? પરાધીનતાથી! જન્મવામાં ય પરાધીનતા, જીવવામા ય પરાધીનતા અને મરવામા ય પરાધીનતા આ આપણને પાલવે? આટલી બધી પરાધીનતા, છતા આવી સ્થિતિ પ્રત્યે ઉદ્વેગ જન્મે નહિ? અત્યારે આપણે આનદ માટે, સુખ માટે, જીવવા માટે પણ કેટલી બધી ગુલામી કરવી પડે છે? ખાવુ પડે, પીવુ પડે, પહેરવું–ઓઢવું પડે અને એવી તો અનેક ક્રિયાઓ કરવી પડે! એ વિના આનદ નહિ, ચેન નહિ આ શુ? આ બધી કેટલી મોટી, રોજની, વારવારની ગુલામી છે? માણસ વિચારે તો થાય કે–આવી ગુલામી નથી જોઇતી! ભૂખ લાગે ને ખાવુ પડે, તરસ લાગે ને પીવું પડે, એ જૂદી વાત છે, પણ એમ તો થાય ને કે–'આવી બધી ગુલામીઓથી જ મળનારૂ સુખ મારે નથી જોઇતુ? મારે તો મને સ્વાધીન એવુ સુખ જોઇએ છે!' આજે

આપણી કેવી દશા છે? ભોજનના સમયે ભોજન ન મળે અને ભૂખ પીડવા માંડે, પછી તેની હાલત થઈ જાય છે? એ વખતે એમ થાય ને કે-'ખાધા વિના સુખ ભોગવાય તો કેવુ સારૂ?' પણ તમે તો એટલો જ વિચાર કરો છો કે-'ખાવાનુ મળે તો સારૂ!' 'ખાવાનુ મળે તો સારૂ' -એ વિચારથી આગળ વધીને, જો એવો વિચાર આવે કે-'ખાધા વિના જ સુખે જીવાતુ હોય તો કેવુ સારૂ?'-તો પેલી મોક્ષની અવસ્થાનો ખ્યાલ આવે ખાવાનુ ન મળે તો ખરાબી થઈ જાય, પીવાનુ ન મળે તો ખરાબી થઈ જાય, ઇન્દ્રિયો માગે તે ન મળે તો ખરાબી થઈ જાય, મનને ગમી જાય તે ન મળે તો ખરાબી થઈ જાય,-આવી હાલતમા સુખ શુ? આવી ગુલામીમા તે સુખ હોતુ હશે? પહેલા ય વેદના, પાછળ પણ વેદના અને સુખનો અનુભવ કરતી વખતે પણ એકાન્તે સુખ તો નહિ જ! એવુ ય સુખ બહુ થોડુક જ અનુભવાય એમ થોડુક સુખ અનુભવાય, તો પણ તે બહુ જ થોડી વાર એ માટે ય ગુલામીનો પાર નહિ એટલે હાથમા ખાવાનો કોળીયો હોય ને વિચાર થાય કે-'આ કેવી ગુલામી છે?' પાણીનો પ્યાલો હાથમા લીધો ને વિચાર આવે કે-'આ કેવી ગુલામી છે?' અત્યારના જીવનમા તો ગુલામી જ ગુલામી છે, એમ લાગે

<u>દુન્યવી સુખો જ એવા છે કે-</u>
<u>એ સુખોને દુ ખ વગર ભોગવી શકાય નહિ</u>

દુનિયામા તમે જે જે સુખોની કલ્પના કરેલી છે, તેમાનું કોઈ પણ સુખ, દુ ખ વિના સુખ બની શકતુ નથી

એ સુખ અમુક કાળથી અધિક કાળને માટે એકધારૂ ભોગવી શકાતુ પણ નથી એમા વચ્ચે અમુક સમયનુ અ તર નાખવું જ પડે 'ખાવામા સુખ જ છે'–એવુ તમે માની લો, પણ એ સુખને તમે એકધારૂ કેટલોક વખત ભોગવી શકો ? ખા ખા કયા સુધી કરી શકો ? ગમે તેવુ અને ગમે તેટલુ ગમતું ખાવાનુ હોય, પણ તમે આખો ય દિવસ ખાયા જ કરો, એ બની શકે ખરૂ ? એમ દુનિયાનુ કોઈ પણ સુખ લો એ સુખનો, તમે, વચ્ચે સમયનો આતરો નાખ્યા વિના, નિર તર ભોગવટો કરી શકો જ નહિ - કારણ ? દુનિયાના જે કોઈ સુખો ગણાય છે, તે બધા ય એવા જ છે કે–એ સુખો દુ ખ વગર ભોગવી શકાય નહિ ખાવામા સુખ માનનારાઓને પૂછીએ કે–'ખાવુ એ સુખ રૂપ કયારે લાગે ?' ભૂખ લાગ્યા વિના ખાવુ, એ સુખ રૂપ લાગે ખરૂ ? ખૂબ ધરાએલા હો, તો ખાવાનુ સુખ રૂપ લાગે નહિ ને ? અને જેમ ભૂખ વધારે હોય, તેમ ખાવાનુ સુખ વધારે અનુભવાય ને ? ત્યારે ભૂખ એ દુ ખ છે કે સુખ છે ? ભૂખને કોઈ સુખ નહિ કહે ભૂખને તો દુ ખ જ કહેશે જે સુખ ખાતર પહેલા દુ ખ અવશ્ય જોઈએ, એવા સુખને વસ્તુત સુખ તો બેવકૂફ જ કહે તમે 'ખાવામા આન દ આવે છે'–એમ કહો છો, પણ આન દપૂર્વક ખવાય છે કયારે ? તમારો ખાવાનો આન દ ભૂખના દુ ખની કેટલી મોટી અપેક્ષા રાખે છે ? સ સારના બધા ય સુખો એવા જ છે કે–દુ ખ વિના એમાનુ કોઈ જ સુખ, સુખ-આપનાર બની શકે નહિ ! જે સુખ દુ ખનો અનુભવ કરાવ્યા વિના સુખનો અનુભવ કરાવી શકે નહિ, એવા જ સુખની પૂઠે લાગ્યા રહેવાનુ કોને ગમે ?

પરમાત્મા બનવા સિવાયનો પરમાદર્શ નહિ

આવી રીતિએ તમે વિચાર કરશો, તો સંસારના સર્વ સુખો પ્રત્યે તમારા હૈયામાં જરૂર ઉદ્વેગભાવ જન્મશે. સંસારના સુખો પ્રત્યે ઉદ્વેગભાવ જન્મશે, એટલે સંસારના ત્યાગી મહાપુરૂષો ઉપર સાચો પ્રેમ જન્મશે. એ મહાપુરૂષો પ્રત્યે સાચો પ્રેમ જન્મશે, એટલે એ મહાપુરૂષોએ કહેલી તત્ત્વસ્વરૂપની વાતો રૂચશે. મહાપુરૂષોની વાતો રૂચશે, એટલે નક્કી થશે કે-આપણે માટે પરમાત્મા બનવા સિવાયનો બીજો કોઈ પરમ આદર્શ હોઈ શકે નહિ, કારણ કે-આપણને જેવા સુખની ઈચ્છા છે, તેવું સુખ તો માત્ર એવી જ અવસ્થાને પામીને અનુભવી શકાય એવું છે. આપણે જેવું જોઈએ છે એવું સુખ દુનિયામાં બીજે ક્યાંય નથી, કેમ કે-દુનિયાનું કોઈ પણ સુખ ભોગવવું હોય, તો એની પૂર્વે દુઃખ અવશ્ય જોઈએ અને એ સુખને ભોગવવામાં ય માત્રા-મર્યાદા રાખવી જ પડે. એમાં ય, એ સુખ એવું નહિ જ કે-એ ભોગવ્યું એટલે દુઃખ આવે જ નહિ. થોડો વખત જાય ને પાછું એનું એ દુઃખ પણ ઊભું થાય. એટલે દુનિયાનું સુખ કેવું? બહુ બહુ તો ક્ષણિક શાન્તિ આપે એવા ઔષધ જેવું અને તે ય ક્ષણિક અસર કરનારૂં!

ભૂખ વિગેરે રોગ લાગે છે?

તમને બધાને 'ભૂખ એ વિગેરે રોગ છે'-એમ લાગે છે? ખાવાનું ગમે તેટલું આપો, પણ એથી એ રોગ સદાને માટે જાય ખરો? નહિ જ, તો એમ થાય છે કે-' આપણે કેવા રોગી છીએ, કે જેથી ગમે તેટલું ખાવા-પીવા આદિનું

કરવા છતાં ય, ભૂખ-તરસ આદિના રોગો પીછો જ છોડતા નથી ?' પણ 'ભૂખ વિગેરે રોગ છે'-એ વિચાર આવે તો ને ? આપણે તો ભૂખ ન લાગે તો ડૉક્ટરને ત્યાં જઈએ ને ? 'ભૂખ વિગેરેનું દુઃખ પેદા ન થાય તો ય આપણે મરી જઈએ'-એવું લાગે છે ને ? એટલે 'દુઃખથી જ મરાય'-એમ પણ નહિ ને ? દુઃખ ન આવે તો ય મરાય ? કોઈ વાર ભૂખ લાગી ને એવો વિચાર આવ્યો કે-'આ કેવો વિષમ રોગ છે ? આ રોગ જો જોર કરે, તો એ મને ગમે ત્યાં બેસાડી દે, કદાચ ગમે તેની પાસે હાથ પણ ધરાવી દે, જે ખાવું ન ગમતું હોય તે ય ખવડાવી દે અને જ્યાં ખાવું ન ગમતું હોય ત્યાં ય ખવડાવી દે, એમાં ય જો નહિ માગવા જેવા ઠેકાણે માગવા છતાં ય ખાવાનું ન મળે, તો હું કેવો પાયમાલ થઈ જાઉં ?' આવો વિચાર કરે, તો ભૂખ ન લાગે એવી સ્થિતિ સંબંધી વિચાર આવે ને ? ભૂખ કોને લાગે ? જેને શરીર હોય તેને જ ને ? શરીર ન હોય, તો ભૂખ વિગેરે લાગે નહિ અને ખાવાનું વિગેરે જોઈએ જ નહિ ખાધા-પીધા વિના આત્મા તો જીવે જ છે ભૂખે-તરસે મરી જનારાનો ય આત્મા મરી જતો નથી, પણ આ શરીર સાથેનો આત્માનો વિયોગ થઈ જાય છે એટલે સઘળાં દુઃખનું ઘર તો આ શરીરનું બન્ધન છે અને એ બધાનું મૂળ આત્મા ઉપર લાગેલાં કર્મો છે

## શરીર છૂટે તો જ બધી ઉપાધિ છૂટે

આત્મા તો સદા ય જીવનારો છે, પણ આ શરીરમાં જીવવાને માટે આપણે શું શું કરવું પડે છે અને શું શું વેઠવું પડે છે ? આવું જીવન કેમ ગમે ? આજે તુચ્છ સુખની

ખાતર પણ તમારે કેટલાને સલામ ભરવી પડે છે ? તમે માનતા હો કે-' આ બહુ ખરાબ માણસ છે, બોલાવવા જેવો ય નથી ' છતાં પણ તુચ્છ સુખને ખાતર એવા માણસને ય સલામ ભરવી પડે, એવું બને ને ? આવા અનુભવો તમને થયા જ નથી ? કે પછી ગમે તે કારણે પણ તમે વિચારમૂઢ બની ગયા છો ? આપણે આપણા જ કર્મોથી આવરાએલા છીએ. આપણાં કર્મોએ આપણને બંધનમાં નાખ્યા છે, અને આ શરીરના બન્ધન દ્વારા જ ભૂખ, તરસ આદિનાં દુ:ખો પેદા થાય છે એમ ભૂખ, તરસ આદિ દુ:ખો પેદા થયા પછી, એ દુ:ખોને શમાવવાને માટે, માત્ર થોડોક જ કાળ એ દુ:ખોનો અનુભવ થવા પામે નહિ એ માટે એના ઉપાય તરીકે તમે શું શું કરો છો અથવા તો તમારે શું શું કરવું પડે છે, એ બધું કાંઈ કહી શકાય એવું છે ? એમાં દાટવું પડે એવું ઘણું છે આપણી એવી દશાનો આપણને જો એકાન્તમાં વિચાર આવે, તો આપણે કપાળે હાથ દેવો પડે હવે તો વિચારો કે-' હું આત્મા ને મારી આ હાલત ? અનન્તો કાળ થયા હું આવું ને આવું કરતો આવ્યો છું સુખ માટે ઘણોય મથ્યો છું, છતાં આવી જ દશા ? પણ જ્યાં સુધી હું આ શરીરના બન્ધનમાં આનંદ માનું છું, ત્યાં સુધી મારી આવી દશા જ રહે, એમાં નવાઈ નથી શરીર છૂટે તો જ આ બધી ઉપાધિ છૂટે મારા આત્મા ઉપર વળગેલાં કર્મોએ જ મને આ શરીરનું ભૂત વળગાડ્યું છે અને એ કર્મો મારાં ઉપાર્જેલાં છે હવે હું એવા કર્મોને કરવા માંડું, કે જેથી પરિણામે હું કર્મના યોગ માત્રથી મૂકાઈ જાઉં !'

શરીર અને આપણે

આ શરીર ગમે તેવુ ભૂત હોય તો ય, કર્મોથી મૂકાવાનુ કામ પણ એના દ્વારા કરવાનુ છે, પણ આ શરીર ભૂત જેવુ છે, એમાં જરા ય શકા રાખવાની નહિ! આ કાંઈ જેવુ તેવુ ભૂત છે? ઘડીમા ભૂખ્યુ થાય ને ઘડીમાં તરસ્યું થાય, ઘડીમા આને ઠડી લાગે અને ઘડીમા આને ગરમી લાગે, ઘડીમા અમુક હાજત થાય અને ઘડીમા બીજી હાજત થાય, કયા વખતે કયી જાતિની હાજત નહિ થાય, એ કાઇ કહી શકાય એવુ છે? અને જેટલી હાજતો થાય, તે બધી ય કાઇ બોલી બતાવાય એવી છે? જો શરીર ન હોય, તો એકે ય હાજત ન હોય હવે તમને સમજાયુ ને કે–'આપણા સઘળા ય દુખનું મૂળ શરીર છે, એનુ મૂળ કર્મોનુ બન્ધન છે અને એના મૂળ આપણે પોતે જ છીએ?' અત્યારે તો આપણી એવી હાલત છે કે-ઇચ્છા હોય કે ન હોય તો પણ આપણે કદાચ ઘણા ખરાબ કર્મો પણ કરવા પડે કોઈને જુઠું બોલવુ ગમે ખરૂ? 'જુઠું બોલવુ એ સારૂ છે'–એમ કોઈ કહે ખરૂં? ના, તો કોઈ પણ કદી પણ જુઠૂં ન જ બોલ્યો હોય, એવો છે ખરો? એટલે ઘણા પાપો શરીર છે માટે કરવા પડે છે

આત્મા પરમ શુદ્ધ બને તો–

દુખ જરા ય નહિ અને સુખનો પાર નહિ

એવી સ્થિતિ મેળવવી છે ને કે–આ શરીર જ ન હોય? 'શરીર વગરની અવસ્થા હોય તો સારૂ'–એમ થાય છે ને?

સ૦ એવી અવસ્થા હોય ખરી?

જરૂર હોય શરીર વગરની અવસ્થા જરૂર હોય છે પરલોકમા તે માનો છે ને? આત્મા એક શરીરને છોડીને બીજા શરીરમા જાય છે ને? એટલે, શરીર છૂટી શકે છે, એ ય નક્કી અને શરીર ન હોય ત્યારે પણ આત્મા જીવી શકે છે, એ ય નક્કી આ સ્થૂલ શરીર નહિ હોવા છતા પણ આ આત્માને સૂક્ષ્મ શરીર-કાર્મણ શરીરનુ બન્ધન હોય છે, માટે એક શરીરમાથી છૂટેલા આત્માને એ બીજા શરીરના બન્ધનમાં જકડી નાખે છે, પણ એ સૂક્ષ્મ શરીર ય ન હોય તો?

સ૦ એ અવસ્થા કેવી હોય?

જીવવાને માટે, સુખને ભોગવવાને માટે, આનદને માણવાને માટે ન ખાવા જોઇએ, ન પીવા જોઇએ, ન પહેરવા જોઇએ, ન ઓઢવા જોઈએ-એમ કાઈ જ જોઇએ નહિ, કારણ કે-એ બધુ ભૂખ આદિ લાગે તો જ જોઇએ છે અને શરીર ન હોય એટલે ભૂખ આદિ હોય જ નહિ

સ૦ એ ન હોય તો પછી હોય શુ?

માત્ર આપણે હોઈએ તદ્દન સ્વતન્ત્ર જીવવાને માટે કે આનદને માટે કોઈ પણ ચીજની કદી પણ જરૂર પડે નહિ એવા

સ૦ સર્વથા દુખાભાવ?

માત્ર દુખાભાવ પણ નહિ દુખાભાવ સાથે પરિપૂર્ણ સુખમયતા, કેમ કે-આત્મા અનન્ત જ્ઞાન, અનન્ત દર્શન, અનન્ત વીર્ય આદિ ગુણોથી સમ્પન્ન છે

સ૦ એ બતાવો

હાથમા લઈને જેમ જડ વસ્તુને બતાવી શકાય છે, તેમ બતાવી શકાય એવી આ વસ્તુ નથી કોઈ કહેશે કે-'આત્મા લાલ છે કે પીળો છે એ બતાવો' તો કહેવુ પડે કે-

એ બતાવી શકાય અગર તો આ ચર્મચક્ષુથી જોઈ શકાય એવી વસ્તુ જ નથી આમ છતાં ય, આત્માની જ્ઞાનશક્તિ જો વિકાસને પામે, તો એ છે અને કેવો છે તથા કેવો બની શકે એવો છે-એ જરૂર સમજી શકાય એવું છે અને તમારી જ્ઞાનશક્તિનો એવો વિકાસ થાય, એ માટે જ આ પ્રયત્ન છે આત્માના આદર્શની અને શુદ્ધ સ્વરૂપની વાતને જો ભાષામાં મૂકવી હોય, તો એવું જ કહેવું પડે કે-કદી પણ દુ ખ રૂપ થાય એવું કાંઈ જ ન હોય અને સુખનો પાર ન હોય ત્યાં ખાવા-પીવા-પહેરવા-ઓઢવા આદિના તમે માનેલા, કોઈ પણ પ્રકારના સુખની જરૂર જ પડે નહિ, કારણ કે-એ જેને અ ગે જોઈએ, એવું કાંઈ જ હોય નહિ તમને ભોજનસુખની જરૂર પડે છે, પણ તે ક્યારે ? ભૂખ લાગે ત્યારે ને ? ભૂખનું દુ ખ ન હોય, તો એની જરૂર પડે ? નહિ જ ! પરમ શુદ્ધ આત્માને જરૂર માત્રનો અભાવ, કારણ કે-એને જીવવાને માટે અને સુખ ભોગવવાને માટે કોઈ જ ચીજની જરૂર નહિ. જરૂર માત્રનો અભાવ એ અવસ્થા તો એવી કે-ખાવું વિગેરે કાંઈ જ કરવું પડે નહિ અને સુખનો પાર નહિ !

<u>સરકાર અને સાધુઓ</u>

સઠ સરકારને એ જ જોઇએ છે

આપણે આ વાતમાં સરકાર સાથે કંઈ જ નિસ્બત નથી ટોળાને આધારે સરકાર રચાય અને મૂર્ખ ટોળું મોટું હોય તો શું થાય ? દુન્યવી બધી સ્થિતિનો ક્રમ તો પુણ્ય-પાપના આધારે ચાલે છે અત્યારની વ્યવસ્થા તો તમે ઉભી કરેલી છે હમણાં તમે પસ્તાવ છો, છતાં તમારે તો એની

એ ઘરેડમાં જ જીવવુ છે આજે તો તમે ય સરકાર બની શકો તેમ છો ને? ચુંટણીમા ઉમેદવારી કરો ને ફાવો, તો તમે ય સરકાર બની જાવ ને? આજની સરકારને કોઈ 'ખાવુ પડે કશું જ નહિ અને સુખનો પાર નહિ'–એવી સ્થિતિ પેદા કરવી છે, એવું નથી

> સૌ ખાય નહિ ને સુખે રહે એવુ સરકારને ગમે છે, પણ એનો સાચો ઉપાય બતાવનારા સાધુઓ આ સરકારને ગમતા નથી

સરકારને ગમે કે ન ગમે, પણ આ આર્ય દેશ છે અને જ્યા સુધી આ આર્ય દેશની પવિત્ર સંસ્કૃતિનુ તત્ત્વ વિદ્યમાન રહેશે ત્યા સુધી સાધુઓ રહેવાના જ છે સાધુઓ રહેશે ત્યા સુધી ધર્મ પણ રહેવાનો જ છે બાકી તો, અમારી સરકારનો કોઈ પણ કાયદો નડે નહિ, એવી રીતિએ જીવવાની કળા અમે કેળવી લીધી છે, છતાં કોઈ સરકાર જો અનાડીપણુ જ કરે, તો તે વખતે કેમ વર્તવુ–એ પણ અમને આવડે છે

સરકાર સાથે તમારી જવાબદારી પણ છે

સરકારને જીવાડનારા તો તમે છો ને? નક્કી કરો ને કે–'જેટલી કમાણી ઉપર ઈન્કમ ટેક્ષ આપવો પડે તેમ નથી, તેથી અધિક અમારે કમાવું જ નથી' સાધુઓને માટે કહે કે–'આવા સાધુઓને જાહેરમા બેસાડવા નહિ ને સાંભળવા નહિ' તો તમારે કહેવુ કે–'અમે બધા એ જ્યાં હશે ત્યા જઈને સાંભળીશુ!' બાકી તમારા લેકચરો બેકચરોથી એ કોઈ ડરે એવા નથી પેલા તો પરદેશી હતા તે ગભરાતા આમને તો, એમણે બધી હીલચાલો કેમ ખેલી છે, એની ખબર છે! ડેપ્યુટેશનોની અવગણના થતી હોય, તો એની જડ

આ છે ખબર છે કે-કરી કરીને શું કરશો ? સરકારને સુધારવી હોય, તો અત્યારે એ જ મુખ્ય રસ્તો છે કે-તમારે એવા સ્વતન્ત્ર બની જવું કે એને કાંઈ આપવું પડે નહિ વિરોધ ન કરી શકાય તો ય આધીન બનવું નહિ એવી રીતિએ વર્તો કે-સરકારી ઉઘરાણી આવી શકે નહિ અને આવે તો ચોપડા તૈયાર હોય કેટલી આવક ઉપર ઇનકમ ટેક્ષ નથી ?

સ૦ ૩૬૦૦ ઉપર

૩૬૦૦ કમાય ત્યાં સુધી તો ઇનકમ ટેક્ષ નહિ ને ? એટલામાં ન જ ચલાવી શકાય ? નક્કી કરી લો કે-૩૬૦૦ થી અધિક કમાણી થાય એવો વેપાર જ કરવો નથી પણ તમારાથી આ બને ? લોભના માર્યા ચોપડા ડબલ બનાવો, તો ફફડતા રહેવું પડે ને ? વધારે કમાવાનું જ માંડી વાળો, તો જોખમ પણ ઓછું ને ? પછી દોડધામ ઓછી ને ? કહે છે-કમાણી મોટી, પણ સરકાર લઈ લે છે, અને તેમ છતાં ય વધુ કમાવાની દોડધામ ચાલુ છે વિમાનમાં દોડ્યા, પણ એ તૂટ્યું તો મરવાનું કોણ ? અને કમાયા તો તે જવાનું ક્યાં ? પણ અહીં અત્યારે આપણે સરકારની વાતો કરવા બેઠા નથી. ગમે તેવી સરકાર હોય, પણ તમે સુખે જીવાય એવી રીતિએ વર્તો બાકી આજની વિષમતાને માટે તમારી જવાબદારી પણ જેવી-તેવી નથી, એ વાતે ય સમજી લેવાની જરૂર છે

## અશરીરી બનવાનો પ્રયત્ન કરો

આપણી વાત તો એ હતી કે-શરીર વગરનું જીવન હોય, તો તે કેવું દુ ખરહિત અને સુખમય જીવન હોય ? શરીર જ ન હોય, તો આજે જેટલી ઉપાધિઓ છે, તેમાની

એક પણ ઉપાધિ રહે ખરી ? કોઈ પણ ચીજની જરૂર રહે નહિ, એટલે કોઈ પણ પ્રકારની ઈચ્છા થાય નહિ દુઃખ અંશે પણ હોય નહિ અને સુખ જેવું જોઈએ તેવું હોય, તો પછી ઈચ્છા થાય જ શાની ? માટે અનન્તજ્ઞાનિઓએ દુઃખથી ત્રાસેલા અને સુખના અર્થી જીવોને, એક જ આદર્શ ઉપદેશ્યો છે કે-તમે તમારી અશરીરાવસ્થાને પ્રગટાવો ! એ મહાપુરૂષોએ જ્ઞાનથી જોઈને, આ વાત જગતના જીવોને કહી કે-તમારે દુઃખ નથી જોઈતું અને સપૂર્ણ તથા શાશ્વત સુખ જોઈએ છે, તો એ માટે અશરીરી બનવાનો જ પ્રયત્ન કરો શરીર વગરનું જ જીવન, એ જ આત્માની પરમ શુદ્ધાવસ્થા છે જે આત્માએ એ અવસ્થાએ પહોંચવુ હોય, તેને માનવજીવન વિના ચાલે નહિ શરીર વગરની અવસ્થાને મેળવવાને માટે, આ જન્મ વિના ચાલે એવું નથી અને માટે જ તત્ત્વજ્ઞાનિઓએ આ જન્મના વખાણ કર્યા છે આ જીવનનો જેટલો ઉપયોગ શરીર વગરની અવસ્થાને સાધવાને માટે થાય, તેટલો જ સફળ, બાકીનો ઉપયોગ નિષ્ફળ ને નુકશાનકારક આજે તો તમે ઘેર જઈને કહેવાના ને કે-' શરીર એ જેલ છે, આપણે બધાએ એ જેલમા સપડાએલા છીએ, એ જેલથી મુક્તિ મેળવીએ તો જ આપણને આપણે ઈચ્છીએ છીએ તેવું સુખ મળે અને એ જેલથી મુક્તિ મેળવવાને માટે ઉંચામા ઉંચો કોઈ જન્મ હોય, તો તે આ મનુષ્યજન્મ છે, માટે આ શરીર એ આપણા આત્માનુ જેલખાનું છે, એ વાતને કોઈ ભૂલશો નહિ ! ' આવુ કહેશો ને ?

સ૦ તો તો ગાંડા જ કહે

તમે આવી વાત કરો, તેમા તમને તમારા ઘરવાળા

ગાડા કહે ? અને એવાં ઘરોમા તમે આનદથી રહો છો ? એવા ઘરોની માલિકી લઈને તમે ગૌરવથી ફરી શકો છો ? આ તો છેક પાયાની વાત છે

## યોગ એ મોક્ષનુ સાધન

જે આત્મા ઉપર આ વાતના સસ્કારો પડે, તે જ આત્માને આગળ જે યોગની વાત કહેવી છે, તે રૂચી શકે યોગ તે કહેવાય, કે જે આત્માને મોક્ષની સાથે યોજે મોક્ષને મેળવવાનો, શરીર વગરની અવસ્થાએ પહોચવાનો જે સાચો ઉપાય, એનુ જ નામ યોગ છે એ યોગનો પણ ચઢતી-ઉતરતી અનેક ભૂમિકાઓ હોઈ શકે માનવજીવનના પરમાદર્શની વાત થઈ ગઈ, એટલે હવે આપણે એના સાધનની વાત કરવી પડશે ને ? આવતા રવિવારે બની શકે તો "યોગની ભૂમિકાઓ" સબધી વાત કરવાની ભાવના છે એ ભૂમિકાઓની વાત રૂચે અને એમાંથી જે ભૂમિકાએ પગલુ મૂકી શકાય તેમ હોય તે ભૂમિકાએ પગલુ મડાય, એ માટે તમારે તમારા હૃદયની ભૂમિકાને તૈયાર કરીને આવવુ પડશે ને ? એ માટે વારવાર વિચારવાનુ કે-'આ શરીર એ જેલ છે આ જેલમાથી ત્યારે જ છૂટી શકાય, કે જ્યારે અદરની કર્મ રૂપ જેલમાથી છૂટાય. કર્મ રૂપ જેલથી છૂટવાને માટે યોગ એ સાધન છે' આ જેલજીવન છે, બન્ધનવાળુ જીવન છે, આનાથી મુક્ત જીવન જોઈએ-આવુ જેના હૈયામા ઉગે, એને જ યોગની વાત રૂચી શકે ને ? મુક્ત જીવનને મેળવવાને માટે, અત્યારે સસારમા જે રીતિએ જીવાય છે, તેનાથી જુદા જ પ્રકારે જીવવાની ઈચ્છા અને

પ્રવૃત્તિ કરવી પડશે કદાચ શરીર સંસારને જીવતું હોય, તો ય મન તો બીજા જ જીવનને જીવતું અને ઝંખતું હોય, એવું કાંઈક બનાવવું પડશે

સ૦ શરીર તો ભોગાયતન છે ને?

અત્યાર સુધી ભલે આ શરીર ભોગાયતન બન્યું હોય, પણ હવે તો આને યોગાયતન બનાવવું છે ને? શરીરને ભોગનું ઘર માનીને, ભોગ માટે નહિ કરવાના કેટલા કામો કર્યા અને કેટલા પાપો સેવ્યા? હવે તો આપણે આ જ શરીરથી એવી પ્રવૃત્તિઓ કરવી છે, કે જે પ્રવૃત્તિઓ આપણને મોક્ષની સાથે યોજી આપે પામવી છે આપણે અશરીરાવસ્થા, પણ શરીરાવસ્થાનું મૂળ છે-કર્મનું બન્ધન એ કર્મનું બન્ધન સર્વથા છૂટે, એટલે અશરીરાવસ્થા પ્રગટ્યા વિના રહે જ નહિ હવે આપણે આ શરીરનો ઉપયોગ ભોગને માટે નહિ, પણ કર્મના બન્ધનને તોડવાને માટે કરવો છે કર્મના બન્ધનને તોડવાનો જે સાચો ઉપાય, એ જ છે યોગ એની ભૂમિકાઓ આદિને લગતી વાત, બની શકશે તો આવતા રવિવારે

# ત્રીજું પ્રવચન

વિ સં ૨૦૦૭, જેઠ વદી દ્વિ ૧૨, રવિવાર
તા. ૧ ૭ '૫૧, સવારે ૮ાા થી ૧૦ાા
સ્થલ–પ્રેમાભાઈ હૉલ, ભઠ, અમદાવાદ

[ તા ૧ ૭ '૫૧ રવિવારે સવારે ૮ાા થી ૧૦ાા વાગ્યા સુધી પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચનશ્રેણિ અંગેનુ ત્રીજુ જાહેર પ્રવચન થયુ હતુ પહેલાં બે પ્રવચનોએ જનતામાં એટલો બધો રસ પેદા કર્યો હતો કે–આ પ્રવચન વખતે "સંદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદકની જેમ, "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક પણ, પોતાના અખબારમાં આ પ્રવચનનો ભાવાર્થ પ્રગટ કરવાને માટે નોંધ લેવાને આવ્યા હતા તા ૨ ૭ '૫૧ સોમવારના દિવસે, આ પ્રવચનનો પોતપોતાનો તૈયાર કરેલો ભાવાર્થ, તેમણે "સંદેશ"માં તેમજ "ગુજરાત સમાચાર"માં પ્રગટ કર્યો હતો બન્ને ય વૃત્તાન્તનિવેદક ભાઈઓએ પોતાના તૈયાર કરેલા ભાવાર્થ ઉપર નોંધ લખી હતી. જેમાં "સંદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યુ હતુ કે–

"આજે આચાર્યશ્રીએ યોગની પૂર્વ (પ્રથમ) ભૂમિકા સરળ અને સચોટ શબ્દોમાં સમજાવી હતી "

જ્યારે "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યુ હતુ કે–

"વિદ્વાન જૈનાચાર્ય શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે "રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ" એ વિષય ઉપર અત્રેના પ્રેમાભાઈ હૉલમાં વ્યાખ્યાનમાળા શરૂ કરી છે એ વ્યાખ્યાનમાળાના ત્રીજા મણકા રૂપે આજે ૮ાા વાગે તેઓશ્રીએ 'યોગભૂમિકા' ઉપર વ્યાખ્યાન આપ્યુ હતુ આ પ્રસંગે જૈન સાધુ તથા સાધ્વીઓ, ભાવિકો તેમજ શ્રોતાજનોથી હૉલ ચીકાર ભરાઈ ગયો હતો આચાર્યશ્રીએ

તેમની વિશિષ્ટ, સ્પષ્ટ પ્રેરક અને અસરકારક શૈલીમાં આ જીવનનો પરમ આદર્શ શું હોઈ શકે અને સુખમય જીવન શું છે-એ વિષે મનનીય ઉદ્બોધન કર્યું હતુ "

ત્રીજા પ્રવચનનું આ નીચે આપવામા આવતું સાનૂન અવતરણ અમારા કાર્યાલયના અવતરણકારે તૈયાર કરેલુ છે

સ શ્રી જૈન પ્રવચન ]

<u>દાનની પ્રવૃત્તિઓને તજી દઈને-</u>

<u>પાપમય પ્રવૃત્તિઓને આચરનારા અનન્તુ પડશે</u>

આ આર્ય દેશના મહાપુરૂષોએ માનવજીવનની મહત્તા જે હેતુથી ગાઈ છે તે અને આ જીવનનો પરમાદર્શ શો હોઈ શકે તે, એ બન્ને ય વસ્તુઓને અંગે આપણે ગયા બે રવિવારોએ કેટલોક વિચાર કરી આવ્યા અને એથી એ વાત નક્કી થઈ ગઈ કે-જે વિવેકી માનવ છે, તેને પરમ પદને પામવા સિવાયના કોઈ પણ પરમ આદર્શને સિદ્ધ કરવાનુ લક્ષ્ય હોઈ શકે જ નહિ અને આ માનવજીવનની મહાપુરૂષોએ જે મહત્તા ગાઈ છે, તે પણ એ પરમ આદર્શને સિદ્ધ કરવાના આશયને જ આભારી છે પરમ પદ શું હોઈ શકે અને શા માટે આપણે એને જ 'જીવ માને સ્વીકારવા યોગ્ય પરમાદર્શ ' તરીકે માનીએ છીએ, તેની સ્પષ્ટતા કરતા જોયુ કે-' સઘળા ય જીવો સદા જીવવાના અર્થી છે, સૌને સદા ય જીવવુ છે-એટલુ જ નહિ, પણ સૌને એવા જ સુખમય જીવનની ઈચ્છા છે, કે જે જીવનમાં દુ ખના અંશ માત્રને ય અવકાશ ન હોય તથા સુખમા જરા પણ ઉણપ અગર ખામી ન હોય અને એ સુખ પાછુ કોઈ પણ કાળે

જવાનું ન હોય, પણ શાશ્વત કાલને માટે ટકી રહેવાનું હોય!' આવુ સુખમય જીવન શક્ય છે, પણ તે પરમ પદની પ્રાપ્તિ સિવાય શક્ય નથી એક પરમ પદ જ એવુ સ્થાન છે, કે જેને પામ્યા સિવાય, એટલે કે–એ સ્થાનને પામવા લાયક આત્માની સ્થિતિને પામ્યા સિવાય, સદાને માટે માત્ર સુખમા જ જીવવાની ઈચ્છા પાર નથી પડવાની! આથી, આપણે એવા પરમ પદને જ, આ માનવજીવનના પરમ આદર્શ તરીકે જણાવીને નક્કી કરેલ છે એ આદર્શની સિદ્ધિ કાઈ ઈચ્છા માત્રથી જ થઈ જવાની નથી આદર્શને સિદ્ધ કરવાને માટે આપણે જરૂરી પ્રવૃત્તિને આ જીવનમા જીવવી પડશે આપણે આપણને સ સારમા પરિભ્રમણ કરાવનારી પ્રવૃત્તિઓને જીવનમા જીવતા અટકી જવુ પડશે અને અનાદિકાળથી ચાલુ એવુ આપણુ પરિભ્રમણ અટકી જાય તથા પરમ પદની સાથે આપણને જોડી દે, એવી જ પ્રવૃત્તિઓને આપણે કરવી પડશે એવી પ્રવૃત્તિઓને, મહાજ્ઞાનિઓએ યોગ કહ્યો છે આપણે યોગનો અર્થ કરી આવ્યા છીએ આત્માને મોક્ષની સાથે જે યોજે, તેનુ નામ યોગ આત્માને પરમ પદે જે પહોચાડે, તેનુ નામ યોગ અત્યારે આત્મા મલિન બનેલો છે. તેને તેની પોતાની જે શુદ્ધાવસ્થાને પમાડે, તેનુ નામ યોગ એવી યોગમય પ્રવૃત્તિને કરવાને માટે, આપણે આત્માની જે પરમ શુદ્ધ અવસ્થાને પરમાદર્શ તરીકે નક્કી કરેલ છે, તે અવસ્થાની પ્રાપ્તિની તીવ્ર ઈચ્છા જાગવી જોઈએ એ અવસ્થા એટલે કેવી અવસ્થા? શરીર વગરની અવસ્થાવાળુ જીવન, એનુ જ નામ આત્માનુ પરમ પદ શરીરથી છૂટવાને માટે શુ કરવુ જોઈએ? શરીરને લઈને જેટલી ટેવો પડી છે, તે બધી જ ટેવો ઉપર

આપણે જ્યારે વિજય મેળવીએ, ત્યારે જ આપણે શરીરના યોગથી સદાને માટે સંપૂર્ણપણે છૂટી શકીએ. જ્યારે એવી અશરીરાવસ્થાને આપણે પ્રાપ્ત કરીશું, ત્યારે જ આપણે જેવા દુઃખરહિત અને સદાના સુખમય જીવનને જીવવાને ઈચ્છીએ છીએ, તેવા જીવનને જીવનારા બની શકવાના છીએ.

અયોગાવસ્થાને ક્યારે પમાય?

એવા જીવનને આપણે પામી શકીએ એ માટે, અહીં આ જીવનમાં આપણે જીવવાની કળાને હસ્તગત કરી લેવી પડશે. એવા પ્રકારની જીવવાની જે કળા, તેને જ મહાપુરૂષોએ ઉંચામાં ઉંચી કોટિની સંસ્કૃતિ કહી છે. આજે તો આપણી કેટલી બધી ચંચળ અવસ્થા છે? આપણું મન, આપણી વાણી કે આપણી કાયા—એ ત્રણેમાંથી એકેના ય ઉપર આજે આપણો કાબૂ નથી. જે જીવનમાં એ કાબૂ સંપૂર્ણ કોટિનો આવી જાય, તે આ જગતમાં ઉંચામાં ઉંચી કોટિનું જીવન છે અને પરમાવસ્થાની પરમ નિકટ બનાવનારૂં જીવન પણ એ છે. એવા જીવનને જીવતે જીવને, છેવટે પણ એવી અવસ્થા પ્રાપ્ત થાય છે, કે જેને અયોગાવસ્થા કહેવાય છે. જ્યારે જીવ એવી અવસ્થાને પામે, એટલે તરતમાં જ જીવ પોતાના સ્વાભાવિક એવા અશરીરાવસ્થા રૂપ સ્વરૂપને અથવા તો કહો કે-પોતાના પરમ શુદ્ધ સ્વરૂપને પામે છે. અશરીરાવસ્થાને પામવાને માટે અયોગાવસ્થાને પામવી જોઈએ, પણ અયોગાવસ્થા રૂપ જીવન કાંઈ એમ ને એમ આવી જાય? એ માટે તો, આત્માનો જે અનન્ત જ્ઞાનનો ગુણ છે, તેને પ્રગટ કરવો પડશે, અનન્ત જ્ઞાન રૂપ ગુણને પ્રગટ કરવાને માટે, વીતરાગાવસ્થાને પેદા

કરવી પડશે, વીતરાગ અવસ્થાને પેદા કરવાને માટે, મોહને મારવો પડશે, અને મોહને મારવાને માટે, ઇચ્છાઓ અને પ્રવૃત્તિઓ ઉપર વિજય મેળવવો પડશે એ માટે જે જીવનને જીવવાની આવશ્યક્તા છે અને જેને આપણે શ્રમણ સંસ્કૃતિ તરીકે ઓળખીએ છીએ, તે જીવનને જીવવાની કળામા પ્રવીણ બનવુ પડશે જો એવા જીવનને જીવવાની શક્તિ હોય, તો એ શક્તિને જરા ય ગોપવવા જેવી નથી–એવુ નક્કી કરીને, એવા જીવનને જીવવાને માટે, અત્યારે જેમા જેમા સુખ માન્યુ છે, તે સઘળાયને તજી દેવુ પડશે! આમ એ સઘળાયને સાચી રીતિએ તજી દેવાને માટે તૈયાર કોણ થાય? જેને પરમાદર્શનુ ખરેખરૂ મમત્વ જાગ્યુ હોય, જેના હૈયે એ પરમાદર્શને સિદ્ધ કરવાની ભારે તાલાવેલી જાગી હોય અને એ માટે જરૂરી એવી નિર્મલતા પણ જેના આત્મામા પ્રગટી હોય, તે જ એ સઘળાને સાચી રીતિએ તજી દેવાને માટે તૈયાર બની શકે છે

<u>અત્યાર સુધીની ખુવારી</u>

એ માટે, અહીં આપણે એ વાતની પણ ચર્ચા કરી આવ્યા કે–તુચ્છ સુખમા રક્ત બનવાના યોગે જ, આપણે ખુવાર થઈ ગયા છીએ અનાદિકાળથી આપણે છીએ અને અત્યાર સુધીમા આપણા અનન્તા જન્મ–મરણો થવા પામ્યા છે આ બધી રખડપટ્ટી, આવી ભયંકર ખુવારી, જો આપણે તુચ્છ સુખોમાં રક્ત બન્યા ન હોત તો થાત નહિ, પણ જે થઈ ગયુ, તેનો માત્ર અફસોસ કર્યે શું વળે ? એ વખતે આપણને ભાન નહોતુ અને કદાચ ભાન આવ્યુ હશે તો ય પરમ પદની

સાધનાની તાલાવેલી નહિ લાગી હોય હવે તો આપણો નિર્ણય છે ને કે-જેવી ભૂતકાળમા ભૂલ કરી, તેવી ભૂલ હવે તો કરવી જ નથી ? અહી આપણુને આપણી દશાનું ભાન થયુ આપણે કોણ છીએ, કેવા છીએ અને કેવા બની શકીએ એવા છીએ-એનો ખ્યાલ આવે, એવી સુન્દર સામગ્રી આપણુને મળી ગઈ છે આવી તક મળવા છતા પણ, આપણે જે પરમાદર્શને સિદ્ધ કરવાનો નિર્ણય કરી શકીએ નહિ, તો શુ થાય ? ' તુચ્છ સુખોમા રક્ત બનવાથી મારી ખુવારી જ થઈ છે અને પરમ પદ રૂપ પરમાદર્શને સિદ્ધ કર્યા વિના મારી સદા સુખે જીવવાની ઈચ્છા ફલીભૂત થવાની નથી જ '-આવા પ્રકારનો નિર્ણય થયા વિના, શ્રમણજીવનને જીવવાનો જે પુરૂષાર્થ કરવાની જરૂર છે, તે પુરૂષાર્થ થવાનો નથી અનન્ત સુખમય અનન્ત જીવનને પામવાની ખરેખરી ઈચ્છા જાગી હોય, તો અત્યારની સ્થિતિ આપણુને કનડવી જોઈએ જેનો મન ઉપર કાબૂ નહિ, વચન ઉપર કાબૂ નહિ અને કાયા ઉપર કાબૂ નહિ-કશા ઉપર જેનો કાબૂ નથી, તે કદી પણ સુખી થાય ખરો ? દુનિયાનુ સામાન્ય સુખ પણ કાબૂ વિના ભોગવી શકાતુ નથી, જ્યારે આપણે તો ઉચામા ઉચી કોટિના સુખને ભોગવનારા બનવુ છે, એટલે એ માટે મન-વચન-કાયાના યોગો ઉપર કાબૂ મેળવવો જ પડે

મોહને મારવાની પહેલી જરૂર

વસ્તુત તો આપણે એક પણ યોગ જોઈ તો નથી, મન, વચન કે કાયાના યોગનો સર્વથા અભાવ જ જોઈએ છે, પણ એ માટે તો કેવલજ્ઞાનને પ્રગટ કરવુ પડે આત્માનો

અનન્ત જ્ઞાન રૂપ ગુણ પ્રગટ્યા વિના અયોગાવસ્થાને પમાય નહિ અને આત્માનો અનન્ત જ્ઞાન રૂપ ગુણ તો તો જ પ્રગટે, કે જો રાગ અને દ્વેષનો સર્વથા અભાવ થઈ જાય જ્યાં રાગ અને દ્વેષ હોય, ત્યાં અજ્ઞાન એટલે જ્ઞાનની કાંઈક પણ ઉણપ પણ અવશ્ય હોય જ્યાં જ્ઞાનની ઉણપ રૂપ અજ્ઞાન ન હોય, ત્યાં તો રાગ-દ્વેષ હોય જ નહિ જ્યાં રાગાદિ હોય, ત્યાં અનન્ત જ્ઞાન સંભવે નહિ, એટલે અનન્ત જ્ઞાન રૂપ ગુણને પ્રગટાવવાને માટે વીતરાગતાને અવશ્ય મેળવવી જોઈએ અને વીતરાગતાને મેળવવાને માટે મોહને મારવો પડે મોહ મર્યા વિના વીતરાગતા પ્રગટે નહિ, વીતરાગ બન્યા વિના અનન્તજ્ઞાની બનાય નહિ, અનન્તજ્ઞાની બન્યા વિના અયોગાવસ્થાને પમાય નહિ અને અયોગાવસ્થાને પામ્યા વિના સંપૂર્ણ અશરીરાવસ્થા, પરમ પદ, મોક્ષ, આત્માની પરમ શુદ્ધાવસ્થા—એ વિગેરે જે કાંઈ કહો તે, કે જે પરમ આદર્શ છે, તેને પમાય નહિ આથી નક્કી થયું કે—સૌથી પહેલું કામ, મોહને મારવાનું કરવું પડશે.

<u>શ્રમણપણા વિના મોહ મરે નહિ</u>

હવે આપણે એ વિચાર કરવો છે કે—મોહને મારવાને માટે કેવા પ્રકારના જીવનને જીવવાનો પ્રયત્ન કરવો જોઈએ? મોહને મારવાને માટે જીવવા લાયક ઉંચામાં ઉંચા પ્રકારનું કોઈ જીવન હોય, તો તે એક શ્રમણજીવન જ છે મોહ મરે, એ પછીથી વીતરાગ અવસ્થા પ્રગટે, વીતરાગ અવસ્થા પ્રગટે એ પછીથી અનન્તજ્ઞાની બનાય અને એ પછીથી અયોગાવસ્થાને પામીને પરમાદર્શને સિદ્ધ કરાય—એ ક્રમ છે અને

મોહને મારવાને માટે શ્રમણજીવન સિવાયનુ કોઈ સર્વોત્તમ જીવન નથી હેયે શ્રમણપણાનો શુદ્ધ ભાવ સ્પર્શ્યો વિના, કોઈનો ય મોહ મર્યો નથી અને કોઈનો ય મોહ મરવાનો પણ નથી એટલે આપણે વર્તમાનમા શ્રમણજીવનને જ લક્ષ્ય બનાવવુ જોઈએ આપણી અનેક ખામીઓથી, ઉચામા ઉચી સસ્કૃતિનુ વહન જેમાં છે તેવુ સર્વોત્તમ પ્રકારનુ શ્રમણ જીવન જીવાવુ, એ વર્ત્તમાનને માટે શક્ય ન હોય-એ બનવા જોગ છે, છતા પણ બહુ ઉચી કોટિનો બનેલો જીવ જો મોહના પ્રસંગોથી ખૂબ જ સાવધ રહે અને એક પરમ પદને જ લક્ષ્યમા રાખીને મોહને જરા ય મચક નહિ આપવાનુ સામર્થ્ય કેળવે, તો યથાશક્ય ઉચ્ચમા ઉચ્ચ કોટિનુ શ્રમણ જીવન પણ ન જીવી શકાય એવુ નથી પણ જેને ક્ષુદ્ર પદાર્થોના યોગમા આનદ આવે છે, એવાની દૃષ્ટિ આ જીવન તરફ જાય ? પરમાદર્શ મોટો માનવો છે ને જીવનની દૃષ્ટિ ક્ષુદ્ર બનાવી રાખવી છે, તે ચાલે ? સાધ્ય જેમ ઉચુ હોય, તેમ સાધન પણ ઉચુ જોઈએ પરમાત્મ-દશાને મેળવવાને માટે જીવનને પરમ બનાવવાની કોશિષ કરવી જ જોઈએ એ માટે સૌથી પહેલા ઉચ્ચ જીવનનુ અશે અશે નિરૂપણ કરવું છે બધા જીવો, પરમાદર્શને સિદ્ધ કરવાની અભિલાષા વાળા પણ બધા જીવો, એકદમ એવા ઉચ્ચ જીવનને જીવનારા બની શકે નહિ-એ વાતે ય જ્ઞાની મહાપુરૂષોના ખ્યાલમા જ હતી, એટલે મહાપુરૂષોએ જીવનની એક એકથી ઉતરની કક્ષાઓ પણ બતાવી છે જેઓથી શ્રમણજીવન જીવાવું એ શક્ય ન હોય, તેઓ પણ પરમાદર્શને અને પરમાદર્શના પરમ સાધન તરીકે શ્રમણજીવનને લક્ષ્યમા રાખીને, એથી

Cતરતી કોટિનુ જીવન જીવવાને મથે અને એ ય શકય ન હોય તો એવી ય ઉતરતી કોટિનુ પણ સુન્દર જીવન જીવવાને મથે એ બધી એક એકથી ઉતરતી કોટિઓની પણ સામાન્ય સામાન્ય વાતો આપણે કરી છે, પણ પહેલા તો પરમાદર્શના પરમ સાધન જેવા શ્રમણ-જીવનની વાત કરવી પડે ક્રમમા ક્રમ કેવુ જીવન જીવે, તો ય પરિણામે શ્રમણજીવનને પામીને પરમાદર્શને સિદ્ધ કરી શકે, એ વિષે પણ થોડુ ક નિરૂપણ કરવાની ભાવના છે જ, પણ પરમાદર્શના સાધક બને એવા જીવનોમા સર્વોત્તમ જીવન કયુ કહેવાય, એનો તમને ખ્યાલ તો આપવો જ જોઈએ ને ?

શ્રમણજીવન જ યોગજીવન

આપણે વિચારી આવ્યા છીએ કે-આત્માને મોક્ષની સાથે, પરમ પદની સાથે જે જોડી આપે, એનુ નામ યોગ છે અને શ્રમણજીવન એ એકાન્તે યોગજીવન ગણાય છે શ્રમણજીવનની સઘળી ય ક્રિયાઓનો યોગમા જ સમાવેશ થાય છે, એટલે શ્રમણજીવન એ જ સ પૂર્ણ યોગજીવન છે જેનાથી સ પૂર્ણ યોગજીવનને જીવી શકાય તેમ ન હોય, તેમને માટે વધુ-ઓછા અ શે યોગજીવન જીવાય, એવી પણ યોગની ભૂમિકાઓ છે યોગજીવનને પામવાની લાયકાતવાળુ જીવન કયુ હોઈ શકે, એ વિષે પણ મહાપુરૂષોએ વર્ણન કરેલુ છે, કારણ કે-યોગજીવનને પામ્યા વિના પરમાદર્શ સધાય એ શકય નથી આત્મા શરીરના બન્ધનમા હોય, એવા સમયે સૌથી ઉચી અવસ્થા તે અયોગાવસ્થા છે અયોગાવસ્થા, એ એવી અવસ્થા છે કે-એ વખતે મનોયોગ,

વચનયોગ કે કાયયોગ એ ત્રણેયમાથી કોઈ યોગ કાઈ જ કરવાને સમર્થ હોતો નથી એવી અયોગાવસ્થાને પામવાને માટે યોગજીવન જરૂરી છે કારણ કે-અનન્તજ્ઞાની બન્યા વિના અયોગાવસ્થાને પામી શકાય નહિ, અનન્તજ્ઞાની બનવાને માટે વીતરાગતાને પ્રગટાવવી જ જોઈએ, વીતરાગતાને પ્રગટાવવાને માટે મોહને મારવો જ જોઈએ અને મોહને મારવાને માટે યોગજીવન જીવવું, એ જ સર્વોત્તમ ઉપાય છે સપૂર્ણ યોગજીવન શ્રમણજીવન જ હોઈ શકે અને જે શ્રમણ ન હોય, તેનુ જીવન સપૂર્ણ યોગજીવન હોઈ શકે જ નહિ, આથી જેઓના હૈયે પરમાદર્શના સબધમા બરાબર નિર્ણય થઈ ગયો હોય અને પરમાદર્શને સિદ્ધ કરવાની તાલાવેલી લાગી હોય, તેઓએ જ્યા સુધી પોતાનાથી શક્ય હોય ત્યા સુધી તો, શ્રમણજીવનને જ જીવવાને માટે તત્પર બનવુ જોઈએ

## સર્વથા પાપરહિત અને મોક્ષસાધક જીવન

શ્રમણ કોને કહેવાય? અહી આપણે બહુ જ સ્થૂલ વ્યાખ્યા કરવી છે હાલ આપણે એની ઝીણવટમા ઉતરવુ નથી, કેમ કે-તમારામાના કેટલાકોને માટે આ વાત જાણે કે તદ્દન નવા વિષય જેવી છે મહાપુરૂષોએ તો, શ્રમણજીવનને માટે ઘણી ઘણી મર્યાદાઓ દર્શાવી છે, પણ હાલ તો આપણે બહુ જ સ્થૂલ વાતો કરીશુ શ્રમણ એટલે એ, કે જેના જીવનમા એક માત્ર મોક્ષની સાધના સિવાયની કોઈ પણ સાધના નથી આવુ કયારે બની શકે? જેના જીવનમા કોઈ પણ પ્રકારનુ પાપાચરણ ન હોય અને જે કાઈ સાધના હોય તે-

મોક્ષને ઉદ્દેશીને હોય, એવો જે કોઈ હોય તે શ્રમણ કહેવાય. જેના જીવનમા પાપનો ત્યાગ ન હોય, તેને ઉચામા ઉચા પ્રકારના જીવનને જીવનારો કહી શકાય ? નહિ જ પાપ ખરાબ છે, એમા તો કોઈ ના પાડે નહિ ને ? તમારામાનો કોઈ પાપને સારૂ કહે ? 'પાપ જીવનમા જીવવા જેવુ છે'–એવુ કહે ? 'પાપ કરવામા વાધો નહિ'–એવું કોઈ પણ આત્મવાદી કહે ખરો ? આત્મવાદી પાપને આચરનારો હોય–એ બનવાજોગ છે, બધા જ આત્મવાદિઓ સર્વથા પાપરહિત જીવનવાળા જ હોય–એવું ન કહેવાય, પરન્તુ પાપને આચરનારો હોવા છતાં પણ, પાપને આચરનારો જો આત્મવાદી હોય, તો તે 'પાપ આચરવા જેવું છે'–એમ તો ન જ કહે ત્યારે એવું જીવન પણ હોવું જોઈએ ને, કે જે જીવનમા પાપ ન હોય ? જે જીવનમા પાપનો અભાવ હોય અને જે જીવનની સઘળી ય પ્રવૃત્તિઓ યોગ રૂપ બની હોય, એવુ જીવન કયુ હોઈ શકે, તેની કલ્પના કરી જુઓ ! તમને લાગશે કે–શ્રમણજીવન સિવાયનું કોઈ પણ જીવન એવુ હોઈ શકે નહિ પરમાદર્શમાં માનનારો કોઈ પણ માણસ, આવુ જીવન એ જ ઉચામા ઉચુ જીવન છે, એમા ના પાડી શકે ખરો ? નહિ જ

<u>સાભળવુ તે આચરવાને માટે</u>

ત્યારે 'જ્યા સુધી શાશ્વત સુખમય જીવન ન મળે, ત્યા સુધી એવું જીવન જીવવુ છે, કે જેમા પાપ કરવુ પડે નહિ'–આવુ હૈયામા ઉઠેલુ ખરૂ ? બે રવિવારમા અહી આપણે જે જે વાતો કરી, તે તો તમે સાભળી ને ? પરમ આદર્શની વાતમા કેટકેટલી વાતો થઈ ? સદા જીવવુ છે ને તે ય માત્ર

સુખમા જ જીવવુ છે, એવી અવસ્થાને આપણે આપણી આદર્શ અવસ્થા તરીકે નિશ્ચિત કરી ને ? એ સાભળ્યા પછી, ' એવી અવસ્થાને પામવાને માટે આપણે પાપરહિત જીવનને જીવનારા બનવુ જોઈએ '–' જીવનમા પાપને જીવાય અને આપણે ઈચ્છીએ છીએ એવી અવસ્થા આપણને મળે એ બને નહિ '– ' ત્યારે જીવાય ને છતા ય પાપ સ્પર્શે નહિ એવુ જીવન કયું હોઈ શકે ? '–એવા એવા વિચારો તમને આવેલા કે નહિ ? હૈયામા આવુ કાઈ ઉઠેલુ કે નહિ ? આજે કેટલાકો એવા નિર્ણયવાળા બની ગયેલા છે કે–' આવી વાતો માત્ર સાભળવા જેવી હોય છે સાધુ સતો જે કાઈ કહે તે સાભળવા જેવુ ખરૂં, પણ આચરવા જેવુ તો આપણે જે આચરીએ છીએ તે જ ! ' તમે એમાના તો નથી ને ? સાભળવુ શા માટે જોઈએ ? આચરવાને માટે ! સાભળવાથી શું સારૂ ને નરસુ તે સમજાય અને એ સમજાય એટલે નરસાને છોડવાનો ને સારાને જીવનમા ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ એટલે સાભળવાની સાથે આચરવાના વિચારો પણ જોઈએ ને ?

## પરમ પદના પુરૂષાર્થનો વિચાર આવેલો ?

' સાભળતાં સાભળતા જે કાઈ આચરવા જેવુ લાગે, તે આચરવાનું જો આપણાથી બની શકે તેવુ હોય, તો આપણે તે આચરવું જ છે '–આવો નિર્ણય હોય, તો કેવા વિચારો આવે ? આપણે એ નક્કી કર્યું કે–સુખ કેવુ જોઈએ છે ! આપણે તો દુ ખરહિત, સપૂર્ણ અને શાશ્વત સુખ જોઈએ –એવુ નક્કી કર્યું , એટલે જો એવા સુખવાળા જીવનને મેળવવુ હોય, તો ' પાપ આપણા જીવનમા ન જોઈએ '–આ વિચાર

ઉઠે એવો છે કે નહિ ? 'પાપ કર્યે જઈએ અને એવા સુખવાળુ જીવન મળે, એ કાઈ બનવાજોગ છે ?'–આવો વિચાર મ્હેજે ઉઠે એવી વાત હતી, પણ તમે અહી જે વ ત થાય–તેનો જીવનમા આચરવાની દૃષ્ટિએ વિચાર જ કરો નહિ, તો શું થાય ? હાલ તો તમે, ક્ષુદ્રમા ક્ષુદ્ર સુખોને મેળવવાને માટે પણ કેટકેટલી કોશિષો કરો છો ? એ સુખોને મેળવવાને માટે કેટકેટલી યોજનાઓ ઘડયા કરો છો ? એ વાતમા એમ અને આ વાતમા વિચારે ય નહિ, તેનું કારણ શું ? શું એમ માની લીધેલુ કે–આપણને ઉપાડીને કોઈ ત્યા મૂકી આવશે ? પરમ પદને મેળવવાને માટે પુરૂષાર્થ કરવાની વાત તો થઈ હતી, તો કેમ વિચાર ન આવ્યો કે–'ક્ષુદ્ર સુખો માટે ય રાત–દિવસ મહેનત કરવી પડે છે, જ્યારે આ તો શાશ્વતકાલીન સુખ મેળવવાનુ છે, એટલે ઘણી મહેનત કર્યા વિના નહિ ચાલે !' ? આવો વિચાર કરીને, જેવુ સુખ જોઈએ છે,–એવા સુખવાળા જીવનને મેળવવાને માટે, કોઈ યોજના તમે વિચારી હોય કે ઘડી હોય તો કહો !

મેલો આત્મા કેટલા મેવા કરાવે છે ?

અહી સાભળીને ગયા પછી, રાતે એ વિષે વિચાર કરેલો ? રાતે નહિ, તો દિવસમા નિવૃત્તિના વખતે વિચાર કરેલો ? 'આપણો આત્મા અનાદિકાળથી મેલો છે અને અનાદિકાળથી મેલા એવા આપણા આત્માને જો આપણે તદ્દન ચોખ્ખો કરીએ, તો જ આપણે માટે એવુ જીવન આવે, કે જે જીવનમા દુ ખનો એક અ શ પણ ન હોય, સુખ પૂરેપૂરૂ હોય અને જે જીવનનો કદી પણ અન્ત આવવાનો ન હોય '—

આવુ નક્કી કર્યો પછીથી, તમને એ જોવાનુ મન થાય નહિ કે-'હુ કેવો મેલો છુ ?' તમને એમ થયુ કે-'હુ કેવો મેલો છુ, કે જેથી મારે અનેક પાપો કરવા પડે છે ?' તમે હાલ જીવવાને માટે, સુખે જીવવાને માટે, કેટકેટલા પાપો કરો છો અને એથી તમે કેવા મેલા છો, એ વિગેરે શું તમારી આખ સામે તરવરતું નથી ? ઈચ્છા આત્માને ચોખ્ખો કરવાની છે અને મેલો આત્મા આપણી પાસે અનેક મેલા કરાવે છે, તેની દરકાર નથી ! મેલુ કરવાની ઈચ્છા કોને થાય ? મેલો હોય તેને કે સારો હોય તેને ? સારાને મેલુ કરવાની ઈચ્છા થાય ખરી ? આપણને મેલુ કરવાની ઈચ્છા થાય છે, તો એ એમ સૂચવે છે કે-આપણે મેલા છીએ તમને એટલો ય વિચાર આવ્યો છે ખરો કે-'આપણે મેલા છીએ, માટે વર્ત્તમાનમા આપણે અનેક મેલા કરવા પડે છે ?' જ્યારે જ્યારે કોઈ પણ મેલુ કામ કરવુ પડે, મેલો વિચાર આવે, ત્યારે ત્યારે ય એમ થાય કે-'હું મેલો છુ ?' હું તો ધારતો હતો કે-આપણે જે પરમાદર્શની વાત નક્કી કરી, તે આદર્શને અગે તમે વિચાર કર્યો હશે કે-અત્યારે આપણે જેવુ જીવન જીવીએ છીએ, તેવુ જ જીવન જો જીવીએ, તો કદી પણ એ આદર્શ સિદ્ધ થાય નહિ, આવી તમે 'હવે તો આપણે એવા જીવનને જ જીવવાનો પ્રયાસ કરવો જોઈએ, કે જે જીવનમાં પાપનો અશ ન હોય'-એવુ નક્કી કરીને આવ્યા હશો આવી મારી માન્યતા હતી, પણ તે ફળી નહિ ! આપણો આત્મા મેલો છે-એવી વાત કરી, ત્યારે 'મેલા બીજા હશે પણ આપણે નહિ'-એમ લાગેલુ ? નહિ, તો 'આપણે ય મેલા છીએ'-એમ લાગેલુ ? જો 'આપણે ય મેલા

છીએ'-એમ લાગેલુ, તો આપણે મેલા રહીએ, તો તેથી આપણને શું નુકશાન થાય, એની ખબર પડેલી?

યોગસહિત બનવાને પ્રવૃત્તિ કરવી પડશે

માટે મારી તમને સલાહ છે કે–અહી જે કાંઈ પણ વાતો થાય, તેનો તમે વિચાર કરો આ તો આત્માની વાતો છે, એટલે તમારે આ બાબતમા તો બીજી બધી બાબતો કરતા વધારે વિચાર કરવો પડશે તમે વિચાર કરી શકો, એ માટે તો અહીનો વિષય સાત સાત દહાડે ચર્ચવાનો કાર્યક્રમ ગોઠવાયો છે અહી બે કલાક વાતો થાય, તેનો જો તમે સાત દિવસ સુધી વિચાર કરો અને એ વિચારો જો આત્મ સ્પર્શી થાય, તો યોગ તમારાથી દૂર રહી શકે ખરો? તમારા જીવનમા જરૂર શકય એટલો યોગ આવી જાય યોગની સર્વથા અપ્રવૃત્તિ, એ તો અન્તિમ અવસ્થા છે મોક્ષની નિકટમા નિકટની અવસ્થા એ છે એ અવસ્થાનો કાળ પણ અતિ અલ્પ છે એ અવસ્થા આજે આવી જાય તેમ નથી એ અવસ્થાએ પહોચવાને માટે, અત્યારે તો આપણે પ્રવૃત્તિ કરવી પડશે આપણે પ્રવૃત્તિ તો કરીએ છીએ, પણ હવે આપણે એવી પ્રવૃત્તિ કરવી છે, કે જે પ્રવૃત્તિ પરિણામે આત્માને પરમ પદની સાથે યોજે કોઈ પણ પ્રવૃત્તિ જો અદરના મેલાની આજ્ઞાથી એને આધીન બનીને થાય, તો તે પ્રવૃત્તિ યોગ રૂપે બને જ નહિ

કર્મમલ કહે તેમ જીવવુ નથી

કર્મને પરાધીન પડેલા જીવને જન્મવાનુ, જન્મીને જીવાય ત્યા સુધી જીવવાનુ અને જ્યા જન્મ્યા ત્યા જીવાડનારૂ

કર્મ પૂરૂ થાય એટલે મરવાનુ, એ ક્રમ ચાલુ જ છે એ ક્રમ અહી આ જીવનમા પણ ચાલુ જ છે અહીથી ય મરવું પડશે અને મરીને ક્યાક જન્મવું પડશે, એ નક્કી જ છે પરન્તુ અહી આપણે આપણા મેલાપણાને ઓળખી શકયા, આપણુ મેલાપણુ જ આપણને આ જન્મ-જીવન-મરણના ક્રમે ભમાવ્યા કરે છે-એની આપણને ખાત્રી થઈ ગઈ, કર્મરૂપ મલથી જ આપણે મેલા બનેલા છીએ-એ આપણા ખ્યાલમા આવી ગયુ, એટલે હવે આપણે આ જીવનમા એવી શરૂઆત કરવી છે કે-કર્મમલ કહે તેમ જીવવુ નથી, પણ સ્વતત્રપણે વિવેકપૂર્વક વિચાર કરીને જીવવું છે કર્મમલ તો જડ છે, પણ કર્મમલને આધીનપણે જે કાઈ કરાય, તે કર્મમલે કહ્યું અને કર્યું એમ કહેવાય આપણને આ વિચાર આવ્યો, એ એટલો વિવેક આવ્યો કહેવાય વિવેકી આત્મા કહે તેમ કરવાનો, હવે તો આપણો નિર્ણય ને?

ત્યાગ ઈર્ષ્યાથી બતાવ્યો નથી

હવે કહો કે-કેવું જીવવુ ગમે છે? પાપ વગર જીવાય તો સારૂ કે જે રીતિએ હાલ જીવાય છે તે રીતિએ જીવવું એ બરાબર છે? અત્યારે જે રીતિએ જીવાય છે-તેમા પરિવર્તન કરવા જેવું છે, એમ તો લાગે છે ને? જો પરિવર્તન કરવા જેવું છે-એમ લાગતુ હોય, તો કેવું પરિવર્તન કરવા જેવું છે, એ વિચારો! તમે આવો વિચાર કરો અને તેમા તમારા દિલમા ઉઠે કે-' જીવન તો પાપથી રહિતપણે જ જીવવું જોઈએ ' તો કામ ઘણુ થાય અને તે પણ જલદી થાય પછી હું કહું કે-પાપરહિતપણે જીવવું હોય, તો સર્વ-

ત્યાગ કરીને અમુક અમુક પ્રકારે જીવવુ જોઈએ, તો એ વાત તમને ઝટ ગમી જાય એમ થાય કે-' ખરેખર, એ વિના પાપરહિતપણે જીવાય નહિ અને પાપરહિતપણે જીવાય નહિ ત્યા સુધી પરમાદર્શ સિદ્ધ થાય નહિ ' જ્ઞાનિઓએ ત્યાગ કરવાનુ કહ્યુ, તે શું આપણે સુખે ખાઈએ-પીઈએ, એ એમનાથી ખમાયુ નહિ હોય એ માટે કહ્યુ ? તમે મોટા મોટા ઘર બાધો, ધધા કરીને પૈસા કમાઓ, ભોગના સાધનોને એકઠા કરો ને ભોગવો, એ બધાની જ્ઞાનિઓને શું ઈર્ષ્યા આવી હશે ? અને એથી એ મહાપુરૂષોએ એ બધાને છોડવાનુ કહ્યું હશે ? ના, તો તમને લાગે છે કે-એ મહાપુરૂષોએ ત્યાગનો જે માર્ગ દર્શાવ્યો છે, તે કેવળ દયાથી જ દર્શાવ્યો છે ?

દયા આવી માટે સર્વત્યાગને સબોધ્યો

તમારા હૈયામા એ વિચારને પેદા કરવો છે કે-' આજે જે જીવનની વાત માડી છે, તે જીવન એવું સુન્દર છે કે-જો જીવી શકાય તો એ જ જીવનને જીવવુ છે, અને એ જીવનને જીવી શકાય તેમ ન હોય તો એનાથી નીચી કોટિના જીવનને જીવવુ છે, પણ હવે પરમ પદને પમાડે એવા જીવનને થોડે અશે પણ જીવવા તો માડવુ જ છે ! ' એ માટે આ વાત કરૂં છુ, કારણ કે-શ્રમણજીવનથી નીચી કોટિના જીવનમા પણ ત્યાગની વાત તો આવવાની જ છે તમારે એ વાત સમજી લેવી જોઇએ કે-મહાપુરૂષોએ સર્વત્યાગને સબોધ્યો છે, તેનુ કારણ શુ ? પોતે પોતાના જીવનમા સર્વત્યાગને એ મહાપુરૂષો જીવ્યા છે, એ જીવનમા એ મહાપુરૂષોએ ખૂબ ખૂબ રસ અનુભવ્યો છે, એમા એ મહાપુરૂષોએ આદર્શની

સિદ્ધિ ભાળી છે, માટે જ એ મહાપુરૂષોએ સર્વત્યાગને સંબોધ્યો છે એ મહાપુરૂષોએ એમને જે કોઈ મળ્યા તેમને પણ સર્વત્યાગની જ પ્રેરણા આપી, તે દયાથી આપી કે એમનાથી બીજા જીવોનુ સુખ ખમાયુ નહિ–બીજા જીવો મોજમજાહ કરે તે ખમાયું નહિ, એ માટે એમણે સર્વત્યાગની પ્રેરણા આપી ? તમે આ વાતનો બરાબર વિચાર કરો તુચ્છ સુખોમા રાચવાથી મહા દુઃખ અને સર્વત્યાગના પરિણામે સર્વ સુખ એ મહાપુરૂષોને દેખાયુ, માટે તુચ્છ સુખોની પાછળ લાગેલા જીવોની એ મહાપુરૂષોને દયા આવી ને ?

નાસ્તિકોનો અને આસ્તિકોનો આદેશ

આમા તમે 'હા' કહો છો, એટલે અત્યારે જે કાંઈ મળ્યુ છે તેનાથી મોજમજાહ કરવાની જે કોઈ સલાહ આપે, તે ખરેખર ઉપકારી હોય તેમ તમને લાગતુ નથી ને ? એવા માણસો તમને કેવા લાગે ? હિતકારી તો ન જ લાગે ને ? અજ્ઞાન લાગે ને ? આ શરીર ભોગાયતન છે–એમ માન્યુ, એથી આ શરીર દ્વારા ભોગોને જ ભોગવવા જેવા છે–એમ માન્યુ, એટલે ભોગોની પાછળ લાગ્યા અને ભોગોની પાછળ લાગવાથી અત્યાર સુધી ભટકયા, માટે હવે તો આપણે આ શરીરને યોગાયતન બનાવવુ છે, એવી વાત પણ થયેલી ને ? એટલે તમે વિચાર કર્યો હોત, તો ભોગને તજવાનો અને ભોગને તજીને યોગને ભજવાનો વિચાર આવત ને ? આ દેહને ભોગાયતન કરવાનો ભોગિઓનો આદેશ છે અને આ શરીરને યોગાયતન કરવાનો યોગિઓનો આદેશ છે એ બેમાંથી કયો આદેશ ગમે છે ? જેઓના હૈયા નાસ્તિકતાથી

ઓતપ્રોત બનેલા છે, તેઓ જ 'આ શરીરથી તો ભોગ જ ભોગવવા જોઈ એ'–એમ કહે છે, એટલે 'આ શરીરને ભોગાયતન કરવુ'–એવો એમનો આદેશ છે, જ્યારે 'ભોગસુખોનો ત્યાગ કરીને પરમાદર્શની સિદ્ધિ માટે યોગની સાધના કરવી, એમા જ આ માનવદેહ મળ્યાની સાર્થકતા છે'–એવુ મહા-પુરૂષોએ કહેલુ છે, એટલે 'આ શરીરને યોગાયતન કરવુ' –એવો મહા આસ્તિકોનો આદેશ છે આ બે આદેશોમાથી તમને કયો આદેશ ગમે છે? આત્મવાદિઓને તો, મહા આસ્તિકોનો જ આદેશ ગમે

ભોગાયતન બનેલાને યોગાયતન બનાવો

ભોગ, એ સુખનુ કારણ છે કે દુ ખનુ કારણ છે? તમને જો ભોગ વળગ્યા ન હોત, તો આજે તમને જે અનેકવિધ પીડાઓ છે, તેમાની કશી પીડા હોત નહિ ને? ભોગને તજો, તો તમારે આજે છે તેવી આળપપાળ હોય ખરી? ભોગમા ફસ્યા, એકમાથી અનેક બન્યા અને અનેકની ઉપાધિઓ માથે પડી અમે અનેક ભેગા છીએ છતા એકલા છીએ અને તમે એકલા હો ત્યારે ય અનેક ભેગા હો, એટલો મનનો ભેદ પણ છે અને તેમા ભોગ મુખ્ય છે ને? તમે તો ભેગા થાવ તો ય ભોગ માટે અને છૂટા પડો તો ય ભોગ માટે, એવુ જ લગભગ ચાલે છે ને? આમ જે શરીર ભોગાયતન બની જવા પામ્યુ છે, તે શરીરને હવે તો યોગાયતન બનાવવુ છે ને? એકદમ યોગાયતન ન બની શકે, તો ય 'યોગાયતન બને તો સારૂં'–એવુ તો હવે મનમા ઉગ્યુ છે ને? આ શરીર યોગાયતન ક્યારે બને? ભોગ છૂટે અને

યોગ આવે ત્યારે, પણ ભોગ રોગ જેવા લાગે તો ને ?

મોટા પાપો પાચ-તેમા ય

ભેને પાપ કહેવાય એ ઘણાને ગમે નહિ !

'મહાપુરૂષોએ ભોગોના ત્યાગનો આદેશ ઉપદેશ્યો, તે આપણા પ્રત્યેની ઉંચામા ઉંચીકોટિની દયાને અગે જ ઉપદેશ્યો છે અને એ મહાપુરૂષોએ ભોગના ત્યાગનો અને યોગના સેવનનો જે માર્ગ દર્શાવ્યો, તે મોટામા મોટો ઉપકાર કર્યો છે'–એવુ તમને લાગે, એટલુ હૈયુ તૈયાર થયુ છે ? આજે તમને ભોગનો સર્વથા ત્યાગ કદાચ ખૂબ જ કઠિન લાગે એ બનવાજોગ છે, પણ 'ભોગનો ત્યાગ કરવા જેવો છે'–એમ માનવુ, એ તો કઠિન લાગતુ નથી ને ? જ્યા સુધી તમે 'ભોગ ભોગવવા એ સુખના અનુભવ માટે જરૂરી છે'–એમ માનતા રહેશો અને 'ભોગ વિના તો ચાલી શકે જ નહિ' –એમ માનતા રહેશો, ત્યા સુધી તો તમે માત્ર સ્થૂલ દૃષ્ટિથી પણ જેમા પાપ માનો છો, તેવા ય મોટા પાપો કર્યા વિના તમારે ચાલવાનુ નથી સૂક્ષ્મ પાપો તો ઘણા છે માણસ વિવેકી અને જ્ઞાની બને, તો સમજી શકે કે–' પાપની ફૂસામણ બહુ મોટી છે અને પાપ માત્રથી મુક્ત બન્યા રહેવુ હોય, તો મન-વચન-કાયા એ ત્રણેય ઉપર ભારે અકુશની જરૂર છે ' શ્રમણને તો એ સર્વ પાપોનો ત્યાગ હોય છે, પરન્તુ ભોગના ત્યાગની વાતમા નિશ્ચિત માન્યતાવાળા થયા પછીની એ વાત છે અત્યારે તો માત્ર તમે જેમા પાપ માનો છો, એવા પાપોની વાત કરીએ, તો ય ભોગને જરૂરી માનનારને, એ પાપોને સેવ્યા વિના ચાલતુ જ નથી સર્વ આસ્તિક

દર્શનકારોએ મોટા પાપો પાચ છે એમ કહ્યુ છે એ પાચ મહા પાપોમા પણ, પણ મહા પાપોની પાપ તરીકે વાત કરીએ તે તો કદાચ ગમે, પણ એ પાચમા બે પાપો એવા છે કે એની પાપ તરીકે વાત કરીએ, તો તે ઘણાને ગમવી પણ બહુ મુશ્કેલ છે પણ અહીં હુ તમને ગમશે શુ તે જોવાને નથી બેઠો હુ તો અહી તમને શુ ગમાવવુ જોઈએ—એ જોવાને બેઠો છુ પાચ મોટા પાપોમા પહેલુ પાપ હિંસા હિંસા, એ પાપ? બીજુ પાપ અમત્ય અસત્ય બોલવું, એ પણ પાપ ને? ત્રીજુ પાપ ચોરી ચોરી એ પણ પાપ ને? ચોથુ પાપ અબ્રહ્મ, કે જેને પાચેય ઈન્દ્રિયોના વિષયસુખનો ભોગવટો પણ કહી શકાય પાચેય ઈન્દ્રિયોના વિષયસુખનો ભોગવટો, એ પણ પાપ ને? પડી ગડબડ અહી પહેલા ત્રણ પાપોની વાતમા ગડબડ પડી નહિ, પણ અહી ગડબડ પડી ને? જવાબ દેતા, હા પાડતા, કેમ અટકી ગયા?

સ૦ અમે વિષયસુખ ભોગવીએ એ અમાગ ધર્મવિરૂદ્ધ તો નથી જ ગીતાજીમા પણ અમુક મર્યાદાથી ભોગ ભોગવવાનુ કહ્યુ છે

ફાવતી રીતિએ વાક્યોને પકડી લેવાની આ કુશળતા છે! ગીતામા ભોગના સર્વથા ત્યાગિને, મર્યાદામા ભોગ ભોગવનારના કરતા, સારો કહ્યો છે કે નહિ?

સ૦ હાજી

એટલે વાત આવી ગઈ ને? મર્યાદામાં પણ ભોગને ભોગવે, એના કરતા ભોગને સર્વથા તજી દે એ સારો, એટલે ભોગનો ત્યાગ જેનાથી બની શકે તેમ હોય, તેણે તો ભોગનો ત્યાગ કરવો એ જ સારૂ છે, એમ નક્કી થયું ને? પણ તમે-

આવો વિચાર કયા કર્યો છે ? પેવી વાત આવી એટલે ઝટ માની લીધુ કે-આપણે ભોગ ભોગવીએ એમા વાંધો નહિ ! વિષયસુખનો ભોગવટો, એ ય પાપ છે-એમા શકા ખરી ને ?

ભોગનો સર્વથા ત્યાગ જરૂરી છે

-એ લક્ષ્ય તો આવવુ જોઇએ ને ?

રાગ ન તજી શકે તેની વાત છે !

એમા તો આખી વસ્તુ ફરી જાય છે 'ન તજી શકાય' એ એક વાત છે અને 'તજવા જેવા નથી એમ માનવુ ' એ બીજી વાત છે પાચેય ઇન્દ્રિયોના વિષયસુખોનો વિષયસુખો તરીકેનો ભોગવટો, એ ય પાપ મહા પાપોમાનુ એક મહા પાપ છે આ તો એવુ મહા પાપ છે કે-હિસા, અસત્ય અને ચોરી-એ આના આગળ મામુલી પાપો બની જાય છે, કારણ કે-એ પાપો જ મુખ્યત્વે આને આભારી છે એટલે યોગની સાધનાને માટે, પહેલા તો ભોગનો સર્વથા ત્યાગ એ આદર્શ છે, એમ નક્કી કરવુ છે 'ભોગનો સર્વથા ત્યાગ જરૂરી છે' એ લક્ષ્ય આવી જાય, તે છતા પણ જેઓ ભોગનો સર્વથા ત્યાગ કરવાને શક્તિમાન ન હોય-એવાને માટે દેશથી ત્યાગ કરવાની વાત છે જ અને દેશથી ત્યાગ ન કરી શકે, તેઓ પણ ભોગને ભોગવતે ભોગવતે ય ' આ ભોગો સર્વથા તજવા જેવા જ છે અને આ ભોગોને સર્વથા તજ્યા વિના મારો પરમ પદનો આદર્શ સિદ્ધ થવાનો નથી '—એવી માન્યતાવાળા બન્યા રહે, એની વાત પણ આવશે છેવટે આપણે તો એ વાતનો વિચાર કરવાની પણ ભાવના છે કે-જીવ છેવટ કયી ભૂમિકાએ હોય તો યોગને પામવાને લાયક ગણાય, એટલે

કે–યોગની પૂર્વ ભૂમિકાની વાત કરવાની પણ ભાવના છે તમારી પાસે ક્રમવાર ઉતરતી ભૂમિકાઓ મૂકવી છે યોગની ભૂમિકાઓ અને યોગની પૂર્વભૂમિકા પણ! આજે આપણે યોગની ઉચામા ઉચી ભૂમિકા કયી છે, તેની વાત કરી રહ્યા છીએ માટે પાચ મહા પાપોની વાત લીધી છે ભોગ, એ ચોથું મહા પાપ છે, જેને શાસ્ત્રોમા મૈથુન, અબ્રહ્મ આદિ તરીકે ઓળખાવેલ છે અબ્રહ્મનો જો વિશાલ અર્થ કરીએ, તો તેના ત્યાગમા પાચેય ઇન્દ્રિયોના વિષયોથી જનિત સર્વ સુખોના ત્યાગનો સમાવેશ થઈ જાય છે હજુ હિસા એ મહા પાપ છે–એ સમજાવવુ સહેલુ છે, અસત્ય એ મહા પાપ છે–એ સમજાવવું પણ સહેલુ છે અને ચોરી એ મહા પાપ છે–એ સમજાવવુ ય સહેલુ છે, ગમે તેવા નાસ્તિકથી ય એમ તો ન જ કહી શકાય–‘ હિંસા એ તજવા જેવી નથી, અસત્ય એ તજવા જેવું નથી અથવા તો ચોરી એ તજવા નથી ’ પણ ‘ પાચેય ઈન્દ્રિયોના વિષયોનો ભોગવટો એ પણ પાપ છે ’–એવું સમજાવવાનો પ્રયત્ન કરવા છતા પણ, એ વાત કેટલાકોને ગળે ઉતરે? આટલી વાત પછી, તમને તો વિષયોનો ભોગ –એ પાપ છે એમ લાગ્યુ ને? હિસા, અસત્ય અને ચોરી જેમ પાપ છે, તેમ વિષયોનો ભોગવટો એ પણ પાપ છે, એ વાત તમારા હૈયામાં નક્કી થઈ ગઈ?

સ૦ કુદરની મળેલી વસ્તુ છે

કુદરતી મળેલી છે કે નહિ–એ વાત અવસરે, મેલા આત્મામા જ જાગે એવી એ વૃત્તિ છે, પણ કુદરતી મળેલી વસ્તુને ય ન ભોગવવી, એમા શું મૂર્ખાઈ છે? નહિ જ

સ૦ ભોગવવી પણ ભોગવવામાં મર્યાદા રાખવી એમ કહ્યું છે.

મર્યાદા કોણ રાખી શકે ? ભોગમા જ સુખ કલ્પે તે ? ભોગમા જ સુખ હોય તો મર્યાદા રાખવાની જરૂર શી ? ભોગ ભોગવવા જેવા જ હોય, તો મર્યાદા રાખવાની જરૂર શી ? ભોગ તજવા જેવા છે–એવી માન્યતામા જે પક્કો હોય તે ભોગવવા પડે તો ય ભોગ ભોગવવામા મર્યાદા રાખી શકે કે એ માન્યતામા જે કાચો હોય તે મર્યાદા રાખી શકે ?

સ૦ પક્કો હોય તે

એ માન્યતામા જે કાચો હોય, તે તો અવસર આવ્યે બધી મર્યાદાઓને ચાવી ખાય, એવુ પણ બને ને ? કુદરતી મળેલી વસ્તુ ભોગવવી, એ શુ સાચો પુરૂષાર્થ છે ? નહિ જ જાવું છે ક્યા ? મોક્ષે આપણે હવે તો મોક્ષે જ જાવુ છે ને ?

સ૦ એ તો નક્કી

ત્યારે એ માટેનો ઉત્તમમા ઉત્તમ પુરૂષાર્થ કરવાની વાત ચાલે છે એ પુરૂષાર્થ માટે જેવુ જીવન જોઈએ, તે જીવનમા ભોગનો સર્વથા ત્યાગ જોઈએ જેમનાથી એ બની શકે તેમ ન હોય, તેમને ય ધીરે ધીરે મોક્ષે કેમ પહોચાય એનો ઉપાય બતાવવો પડશે જ્યા એ ઉપાયની વાત આવશે, ત્યા મર્યાદાની વાત આવશે

## શ્રમણ બનવાને પાચે ય મહા પાપોને તજવા પડે

સર્વથા પાપરહિતપણે જીવવુ, એ શ્રમણ સસ્કૃતિ છે એ જ, પરમ પદની સાધનાને માટે જીવવાની, ઉચામા ઉચી કોટિની કળા છે જીવનની એ કળાને અપનાવવી હોય, તો એ માટે હિસાનો ત્યાગ પણ કરવો પડે, અસત્યનો ત્યાગ પણ કરવો પડે,ચોરીનો ત્યાગ પણ કરવો પડે અને પાચેય ઈન્દ્રિયોના

વિષયસુખોના ભોગવટાનો વિષયસુખોના ભોગવટા તરીકેનો ત્યાગ પણ કરવો પડે આ ચાર ઉપરાન્ત પાંચમું મહા પાપ છે તેનો ત્યાગ પણ કરવો પડે પાંચમું મહા પાપ કયું ? પરિગ્રહ, એ પાંચમું મહા પાપ છે વિષયસુખોનો ભોગવટો કાંઈ પૈસા વિના જ થાય ? વિષયસુખની અભિલાષા જ ન હોય, તો ય પૈસાની જરૂર પડે એ બને, પણ તે કેવી ? શ્રમણને તો પૈસાની જરૂર જ નહિ, પણ ગૃહસ્થ જિતેન્દ્રિય હોય તો ? પણ એ વાત મર્યાદામાં સમાશે અહીં તો એ નક્કી કરો કે-જેને વિષય સુખનો જ અભિલાષ હોય, તેને પૈસા વિના ચાલે ? નહિ, એટલે જ્યાં ચોથું મહા પાપ હોય, ત્યાં તો પાંચે ય મહા પાપો હોય ને ? પરિગ્રહ, એ પણ એક મહા પાપ છે, એ વાત તમને જચે છે ખરી ? પાંચ હજાર હોય તેના પચીસ હજાર થાય, તો 'પરિગ્રહ રૂપ પાપ વધ્યું'– એવો વિચાર આવે અને એથી કંપારી અનુભવાય, એમ લાગે છે ? પરિગ્રહને મેળવવામાં અને સાચવવામાં મન-વચન-કાયા કેમ કેમ પ્રવર્તે છે, એનો જરા શાન્તિથી વિચાર કરશો, તો અનેક પાપો નજરે ચઢશે અને લાગશે કે–'પરિગ્રહ એ પણ મહા પાપ છે ' મહાપુરૂષોએ આ હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ–એ પાંચને મહા પાપો કહ્યા છે તેમાં ય ચોથું સૌથી મોટું, તેને વળગ્યું પાંચમું અને એ માટે કામ પડે ત્યારે પહેલું, બીજું અને ત્રીજું તૈયાર, એટલે હિંસાદિક મહા પાપોથી જો સર્વથા બચવું હોય, તો ભોગનો સર્વથા ત્યાગ કરવો, એ અતિશય જરૂરી છે

મોહને મારવાને માટે

આ પાંચ મહા પાપો ઉપરાન્ત, બીજા પણ ઘણા પાપો

છે પાપ માત્રનો ત્યાગ કર્યો વિના છૂટકો નથી, પણ ભોગ સર્વથા તજવા જેવા છે, એ વાતનું ઠેકાણું પડવું જોઇએ ને? ભોગનો સર્વથા ત્યાગ કર્યો વિના, શ્રમણ-સસ્કૃતિ, કે માનવજીવનને જીવવાની ઉંચામાં ઉંચી કળા છે, તે આચરણમાં ઉતરી શકે નહિ. અનન્તજ્ઞાનિઓએ નિરૂપ્યું છે કે-જીવવાની ઉંચામાં ઉંચી કળા તે શ્રમણ સંસ્કૃતિ છે અને જે માનવ પોતાના પરમાદર્શને સિદ્ધ કરવાને માટે શ્રમણપણાનો સ્વીકાર કરે અને એ પ્રકારના જીવનને કાળજીપૂર્વક જીવે, તેનો પરમાદર્શ તેની નજીકમાં આવ્યા વિના રહે નહિ. એવું જીવન જીવવા માંડો, એટલે મોહ કંપી જાય. એને ખાત્રી થઇ જાય કે-હવે આ મને મારી નાખવાનો. આના ઉપરની મારી અનાદિકાળથી જે સત્તા હતી, તે હવે હાથી-એમ મોહને લાગે. આપણે ય મોહને મારવો છે ને? મોહને આપણે મારવો છે, માટે ભોગમાં સુખ માનનારાઓ જેને ભોગાયતન બનાવીને પાયમાલ થાય છે, તેને જ આપણે યોગાયતન બનાવી દેવું છે. આપણે કહીએ કે-'અનાદિકાળથી શરીરને ભોગાયતન બનાવવાનો ધંધો કરતા આવ્યા છીએ, જ્યારે જ્યારે મનુષ્યપણું મળ્યું હશે, ત્યારે ત્યારે માનવદેહને ય ભોગાયતન બનાવ્યો હશે, પણ હવે તો આ દેહને યોગાયતન જ બનાવવો છે.' શરીરને યોગાયતન બનાવવાને માટે, ભોગનો સર્વથા ત્યાગ તો અવશ્ય કરવો પડે, કેમ કે-ભોગનો સર્વથા ત્યાગ જ્યાં સુધી ન કરાયો હોય, ત્યાં સુધી તો સર્વથા પાપરહિત જીવનને જીવી શકાય જ નહિ.

<u>માનનાનું ય ઠેકાણું નથી:</u>

અત્યાર સુધી ભોગમાં સુખ ભલે માન્યું, પણ હવે તો

સમજાઈ ગયુ ને કે-ભોગસુખની લાલસાએ તો બહુ ખરાબ કરી નાખ્યા? ભોગમા સુખ માનીને દોડનારા કેટલા? લગભગ આખુ ય જગત્ ભોગ પાછળ ગાડુ બની ગયેલુ છે, એમ કહીએ તો ચાલે ને? આવા જગતમા દુ ખ ઘણું હોય, એમા નવાઈ છે? જો બધાઓએ 'ભોગના સર્વથા ત્યાગવાળુ નિષ્પાપ જીવન, એ જ આદર્શ જીવન છે'–એમ સ્વીકારેલુ હોત, ભોગ પરિમિતપણે ભોગવતા હોત તો પણ જો ભોગનો ત્યાગ જ ગમતો હોત અને એથી મનમા જો એમ હોત કે–'ભોગ બહુ ભૂડા છે, તજાય તો સર્વથા તજવા જેવા છે, મારાથી નથી તજાતા એ મારી નબળાઈ છે, પણ ભોગ માટે મારાથી એવું તો ન જ થાય, કે જેથી મારૂ કુળ લાજે, મારી જાત લાજે અને મારી માનવતા લાજે,' જો બધા આવા હોત, તો આ માનવલોક તો દેવલોક જેવો હોત તમારે માનવલોકને દેવલોક જેવો બનાવવો છે કે રાક્ષસલોક જેવો બનાવવો છે? આજે કેવી સ્થિતિ સર્જાઈ રહી છે? ભોગ ભૂડા લાગવાને બદલે કેવળ ભોગની જ ભૂખ વધે, જ્યાથી મળે ત્યાથી ને જે રીતિએ મળે તે રીતિએ પણ ભોગ જ જોઈએ–આવી વૃત્તિ વધે, પછી માનવતાની મર્યાદાઓ પણ નાશ જ પામે ને? આજે માણસ માણસથી ડરે છે, માણસને માણસથી સુઅવણ રહે છે, માણસને માણસનો વિશ્વાસ રાખવો પાલવતો નથી, એ શાથી બન્યું? માનવને માનવથી ડર, માનવને માનવથી સુઅવણ, માનવને માનવ પ્રત્યે અવિશ્વાસ, આવી સ્થિતિ ઉભી કરી તે માનવતા છે? છેવટ કાંઈ નહિ, તો ય તમારે માનવતાને તો જીવનમાં જીવવી છે ને? સાચી માનવતાને પણ જો જીવનમાં જીવવી હોય, તો તે ક્યારે જીવાય?

'ભોગ તજવા જેવા છે અને ભોગનો ત્યાગ જે જીવનમાં છે તે જ ઉચ્ચ જીવન છે'-આવું લાગે તો ને? આવું લાગે છે અરૂ ? હજુ માનવતાનું તો ઠેકાણું નથી અને બનવુ છે પરમાત્મા, તે ચાલશે ?

ભોગે ભટકાવ્યા

આત્મા પરમાત્મા ક્યારે બની શકે ? અયોગાવસ્થાને પામે ત્યાર પછીથી તરતમા જ ! અયોગાવસ્થાને ક્યારે પમાય ? અનન્તજ્ઞાની બન્યા પછીથી જ ! અનન્તજ્ઞાની ક્યારે બનાય ? વીતરાગ બન્યા પછી જ ! વીતરાગ ક્યારે બનાય ? મોહ મરે તે પછીથી ! મોહ ક્યારે મરે ? સર્વથા પાપરહિત એવુ શ્રમણજીવન એટલે ઉચ્ચ યોગજીવન જીવાય ત્યારે ! શ્રમણ જીવનને પામવાને માટે શુ કરવુ જોઈએ ? ભોગનો સર્વથા ત્યાગ તો અવશ્ય કરવો જોઈએ આ સકલના સમજાય છે? તમારે કહેવુ જોઈએ કે-' અનાદિકાળથી શરીરને ભોગાયતન બનાવતા આવ્યા છીએ, પણ હવે આ શરીરને ભોગાયતન નથી બનાવવુ એવો નિર્ણય કર્યો છે, કેમ કે-હવે અમારે અહી ભટકતા રહેવુ નથી ' આ તમારી વતી કહું છુ તમે આવુ કહેશો તો કોઈ પૂછશે કે-' શાથી ભટકયા ? '

સ૦ ભોગથી !

ભોગે ભટકાવ્યા, એમ કહેશો ને ? ભોગ ગમ્યા ન હોત તો ભટકત નહિ, એમ કહેશો ને ? આર્ય દેશમા આવી વાતોની નવાઈ ન હોય જે માનવો ભોગનો સર્વથા ત્યાગ કરીને યોગમય જીવનને જીવવા માડતા, તેવા આત્માઓ જ આ આર્ય દેશમા સર્વમાન્ય આત્માઓ ગણાતા હતા એવુ

જીવન જીવાઈ જાય તો આ માનવજીવન, કે જેની ઉચામાં ઉચી કિમત આકવામા આવી છે, તે મળ્યુ સાર્થક થાય એ વાત અમારા દિલમાં છે, એમ કહેશો ને ? કદાચ કોઈ કહેશે કે–' આવી વાત દિલમા છે, તો પછી ઉભા કેમ નથી થયા ભોગનો ત્યાગ કરવાને માટે ?' એને કહેજો કે–' કોડ તો એ જ છે, પણ એવુ જીવવાની શક્તિ નથી માટે અહીં બેસી રહ્યા છીએ ' આજે જો તમારી ભોગનો સર્વથા ત્યાગ કરવાની શક્તિ હોત, તો તમે કાઈ આમ બેસી રહ્યા હોત ? નહિ ને ? એટલે કહેવુ કે–' શક્તિ નથી માટે જ હજુ ત્યાગી બનતા નથી '

પાપસ્થાનકો

મોટે ભાગે સઘળા ય પાપો જીવનમા શા માટે ઉત્તવા પડે છે ? ભોગ માટે ને ? ભોગની ઈચ્છા નીકળી જાય અને ભોગ ભોગવવાનું સર્વથા બધ થઈ જાય, તો કયુ પાપ કરવુ પડે ? ભોગે ય નહિ ને ભોગની ઈચ્છા ય નહિ, પછી હિસા, અસત્ય, ચોરી અને પરિગ્રહ–એ મહા પાપો રહે નહિ અને રહે તો કેવા પાગળાં બની જાય ? એ પાચ જેમ મહા પાપો છે, તેમ ક્રોધાદિક પાપો પણ છે ક્રોધ, માન, માયા અને લોભ, રાગ અને દ્વેષ, કલહ, આળ દેવુ અને ચાડીચુગલી, ભૌતિક સુખમા રતિ અને દુ ખમા અરતિ, પારકી નિન્દાખોરી, માયાવી અસત્ય વચનો બોલવા અને જે જેમ છે તેને તેમ નહિ માનવું, જેમ કે–ભોગ તજવા જેવા જ છે, છતા તેને ભોગવવા જેવા માનવા–આ બધા પાપો છે અતિ મલિન આત્મા ભોગમાં જ સુખ માને છે અને તેથી તે આ બધા

પાપોમાના કોઈ પાપથી બચી શકતો નથી હિંસાદિકને પાપ માનવાની પણ એ ના પાડે, તો એમા નવાઈ નહિ "અમે જેમ હિંસાને, અસત્યને, ચોરીને, વિષયભોગને, પરિગ્રહને, ક્રોધને, માનને, માયાને, લોભને, રાગને, દ્વેષને, કલહને, કોઈને આળ દેવુ એને, ચાડી ચુગલી કરવી એને, અનુકૂળતાથી હર્ષ થાય ને પ્રતિકૂળતાથી શોક થાય એને, પારકી નિન્દા-ખોરીને અને માયાવી વચનો બોલવા-એ બધાને પાપના સ્થાનકો માનીએ છીએ, તેમ 'ભોગ ભોગવવા જેવા છે અને એને અંગે જરૂરી પાપો પણ કરવા જેવા છે'-એવુ લગાડે, એવી મનોદશાને પણ પાપ માનીએ છીએ "-આવુ તમે છાતી ઉપર હાથ મૂકીને બોલી શકો તેમ છો ? 'ભોગ સારા જ છે'-એવુ લગાડે એવી વૃત્તિ, એ એક એવું પાપ છે કે-અવસરે અવસરે હિંસાદિ સત્તરે ય પાપો કરાવે તમને ભોગ સારા છે એમ લાગે છે કે ભોગ ખરાબ છે એમ લાગે છે?

સ૦ ખરાબ છતાં સારા જેવા લાગે છે

ખરાબ છે એ વાત હૈયામા તો છે જ, પણ ભોગવતા આનંદ આવી જાય છે અને પછી એ આનંદ આવ્યો એ ઠીક ન થયું એમ લાગે છે, આવું કહી શકવા જેગી ય સ્થિતિ છે ? આવું કહી શકવા જેગી સ્થિતિ હોય તો અઢારમુ પાપ સહેલાઈથી જાય એક અઢારમુ પાપ એવુ છે કે-જ્યા સુધી એ જાય નહિ, ત્યા સુધી એક પણ પાપ સાચી રીતિએ જાય નહિ અને જ્યા સુધી ભોગ તજવા જેવા છે-એમ લાગે નહિ, ત્યા સુધી તો અઢારમુ પાપ માંદુ ય પડે નહિ અઢારમુ પાપ ન હોય તો હિંસાદિ સત્તરે ય પાપો કમજોર બની જાય છે અને અઢારમુ પાપ હોય તો હિંસાદિ નહિ

કરનારો ય હિસાદિકથી સર્વથા પર મનોવૃત્તિવાળો કદી પણ બની શકતો નથી એટલે ભોગમા જ સુખની કલ્પના, એ સર્વ પાપોની જડ છે

## આર્ય દેશની મોટામા મોટી મુડી

ભોગમા જ સુખ માનનારો, ગમે ત્યારે ગમે તેવા પાપોને આચરવાને તત્પર બની જાય, તો એમા નવાઈ પામવા જેવું કાઈ નથી જીવનને ઉચુ બનાવવુ હોય, તો ભોગ તજવા જેવા જ છે—એ વાતમા સુનિશ્ચિત બની જવું જોઈએ અને ભોગનો સર્વ પ્રકારે ત્યાગ કર્યા વિના ઉચામા ઉચી કોટિનુ જીવન, કે જે શ્રમણજીવન છે, તેને જીવી શકાય જ નહિ, એમ સમજી લેવુ જોઈએ આ શ્રમણ સસ્કૃતિનો પ્રવાહ છે આ પ્રવાહ કાઈ આજ-કાલનો નથી આ આર્ય દેશમા તો, અત્યાર સુધીમા એવા અનન્તા આત્માઓ થઈ ગયા છે, કે જેમણે ભોગની સામગ્રીઓ સામે આવી આવીને પટકાય, તો ય તેની સામે નજર સરખી ય કરી નથી; એને સ્પર્શ્યા સુદ્ધા નથી અને એને લાત મારી મારીને ચાલી નીકળ્યા છે આર્ય દેશની તો એ મોટામા મોટી મુડી છે એવા ત્યાગી મહાપુરૂષોથી જ આર્ય દેશ ગૌરવવતો છે તમે પણ, એમા જ આર્ય દેશનું ગૌરવ માનો છો અને એથી તમને જે જીવનમા ભોગનો સર્વ પ્રકારે ત્યાગ હોય એવું જીવન ઉચામા ઉચુ જીવન લાગે છે, એ વાતને યથાર્થપણે વ્યક્ત કરનારા બનો તમારા અને બીજાઓના કલ્યાણને માટે એ જરૂરી છે, કે-તમે આ વાતને બરાબર સમજનારા, માનનારા અને બોલનારા બનો દેખી શકાય એવી યોગની ઉચામા ઉચી

ભૂમિકા સાચુ શ્રમણજીવન છે શ્રમણજીવનમા પણ ઉચ્ચ કોટિની યોગની ભૂમિકાઓ તો છે, પણ તે તો જે અનુભવે તે જાણે અથવા જ્ઞાની જાણે એવી છે, એટલે આપણે માટે તો યોગની પહેલી ભૂમિકા આ છે

પછીની ઉચ્ચ ભૂમિકાઓ

આત્મા આ ભૂમિકા દ્વારા મોહને માત્વાનુ યુદ્ધ ખેલશે, પછી મોહને મારશે, પછી રાગ-દ્વેષનો ક્ષય કરી નાખશે, પછી આત્માના અનન્તજ્ઞાનાદિ ગુણોને આવરનારા બારે કર્મમલને સર્વથા સાફ કરી નાખશે અને તે પછીથી આત્મા અયોગાવસ્થાને પામશે, પણ એ બધી ભૂમિકાઓ આપણી આ નજરે ચઢે તેવી નથી નજરે ચઢે એવી ઉંચામા ઉચી ભૂમિકા આ છે અને મુખ્યત્વે આ ભૂમિકા દ્વારા જ એ બધી ભૂમિકાઓને પેદા કરવાની છે હવે તો આપણે કહી દઈએ કે-' અમારે મોહને માર્યા વિના, મોહને મારીને વીતરાગ અવસ્થાને પેદા કર્યા વિના, વીતરાગ બનીને અનન્તજ્ઞાની બન્યા વિના, અનન્તજ્ઞાની બનીને અયોગાવસ્થાને પામ્યા વિના અને અયોગાવસ્થાને પામીને પરમ પદને પામ્યા વિના જ૫વું નથી ' તમે આવો નિશ્ચય કર્યો છે, કરવો છે કે કરવાનો વિચાર કરો છો ? પછીની ભૂમિકાઓનુ જીવન, કે જે અનુભવગમ્ય છે અને જ્ઞાનિગમ્ય છે, એ ક્યારે જીવાશે ? પહેલા ભોગ સર્વથા ત્યાજ્ય છે, એવો નિર્ણય થશે અને એ નિર્ણયનો અમલ થશે તો ! બાકી તો પાચેય ઇન્દ્રિયોના વિષયસુખોનો ભોગવટો-એ જ જેમનો આદર્શ છે અને એ ભોગોને માટે ગમે તેમ કરવુ પડે તો ય તેમ કરવામા વાધો.

નહિ–એવી જેમની માન્યતા છે, એવાઓથી યોગ રૂપ બને તેવા જીવનને નહિ પામી શકાય કે તેવા જીવનને નહિ જીવી શકાય ત્યારે તુચ્છ જીવન જીવે, તેની સાથે મહાપુરૂષોને નિસ્બત પણ શી છે ? એવા જીવોની દયા જ ચિન્તવવાની રહે ને? આપણે તો, જેઓને પરમાદર્શને સિદ્ધ કરવો છે, તેઓને માટેની આ વાત કરીએ છીએ

ભોગનો ત્યાગ એ પહેલો આદર્શ

પરમાદર્શને સિદ્ધ કરવાને માટે યોગજીવનને જીવવુ જોઈએ, યોગજીવનને જીવવાને માટે નિષ્પાપ જીવનને જીવવું જોઈએ, અને નિષ્પાપ જીવનને જીવવાને માટે ભોગનો સર્વથા ત્યાગ તો કરવો જ જોઈએ ઉચ્ચ જીવનને જીવનારા બનવુ હોય, તો કોઈ પણ પાપ નહિ કરવું જોઈએ અને પાપ કરાવનાર મુખ્યત્વે ભોગજીવન છે, માટે ભોગજીવન ત્યાજ્ય છે ભોગ માટે હિંસા ન કરવી હોય તો ય કરવી પડે, અસત્ય ન બોલવું હોય તો ય બોલવુ પડે, ચોરી ન કરવી હોય તો ય કરવી પડે અને પરિગ્રહ વિના પણ ભોગને ભોગવી શકાય નહિ દુનિયામા ભોગ માટે કેટકેટલા પાપો કરાય છે ?

સ૦ કાળુ બજાર પણ

હિંસાદિમાં એ વાત આવી જ ગઈ એવુ કરવામા શ્રેય માનનારાઓને, ભોગ એ જ સાધ્ય બની ગયું છે અહીં આપણે એવી ક્ષુદ્ર વાતો કરવી નથી જ્યા પરમાદર્શની વાત હોય, ત્યા કાળા બજારની વાત હોય ? સામાન્ય નીતિ ય નહિ હોય, તો ચાલશે શી રીતિએ ? બાકી તો એવા ય માણસો છે, કે જેઓ આપણે જેને પાપ માનીએ છીએ,

તેને પાપ જ ન માને હિંસાદિમાં પાપ નહિ માનનારાઓ તો, એમ પણ કહે કે-' આમાં પાપ શું છે?' અહીં હિંસાદિ પાપને સેવનારાઓ છે, પણ 'હિંસાદિ એ પાપ નથી'-એવું માનનારાઓ તો નથી ને? હિંસાદિ અને ક્રોધાદિ એ પાપ છે, એમ તમે જાણો પણ છો અને માનો પણ છો, છતાં કેમ કરવા પડે છે? મોટે ભાગે ભોગ માટે! એ ભોગનો સર્વથા ત્યાગ, તે અત્યારે પહેલો આદર્શ

ત્યાગ કરનારના ઉત્સવો

આ દેશમાં તો, જે કોઈ ભોગનો સર્વથા ત્યાગ કરે, તેનો ઉત્સવ ઉજવાતો પહેલાં એવા ઉત્સવો બહુ ઉજવાતા આજે થોડા ઉજવાય છે ઉત્સવો શા માટે? એ માટે કે-કોઈ ભોગનો સર્વથા ત્યાગ કરે, તેના તરફ સારા માણસો માનની દૃષ્ટિએ જોતા ઉત્સવ ઉજવવા દ્વારા ઉદ્‌ઘોષ કરતા કે-' કરવા લાયક આ છે ' ભોગનો સર્વથા ત્યાગ કરનારને, સારા માણસો નબળો માને નહિ સૌને થાય કે-' આપણાથી જે નથી તજી શકાતું, તેને આ તજે છે!' ભોગનો સર્વથા ત્યાગ, એ શું સહેલી ચીજ છે? એક કવિએ કહ્યું છે કે-'વાળ ધોળા થયા, દાંત પડી ગયા, મોઢામાંથી લાળ પડવા માંડી અને શરીર જીર્ણ થઈ ગયું, તે છતાં પણ ભોગની આશા જીર્ણ બની નહિ!' ભોગની આશાને પણ તજવી, એ રમત વાત નથી ભોગની આશાની પીડાને જે સમજી શકતો હોય, તે ભોગને ને ભોગની આશાને પણ સર્વ પ્રકારે તજનારને કેવો માને? એને ત્યાગ કરતો જોઈને હાથ જોડાઈ જાય ને? એને હાથ કેમ જોડાય છે? એ વખતે

હૈયામા ભાવ ઉઠે છે કે-' આ જેને તજે છે, તેને તજવાનુ આપણુ ગજુ નથી, પણ કરવા જેવુ તે આ જ છે !' તમને ય લાગે છે ને કે-પરમાદર્શને સિદ્ધ કરવાને માટે કરવા જેવું તો આ જ છે? આ જીવનમા કદાચ આટલી હદ સુધીનુ ત્યાગી જીવન ન પણ મેળવી શકાય, ત્યાગ થઈ શકે પણ થોડો થઈ શકે અથવા થોડો ત્યાગે ય ન થઈ શકે, તો પણ 'આ જીવનમા કરવા જેવુ તો આ જ છે -એટલુ તો તમારે હૈયે કોતરાઈ ગયુ ને ?

છાતી કાઢીને ચાલવાનો હક્ક

તમે તો કદાચ છાતી કાઢીને નહિ ચાલતા હો, પણ ઘણા માણસો છાતી કાઢીને રૂઆબભેર ચાલે છે જગતમા છાતી કાઢીને ચાલવાનો હક્ક કોને ? વસ્તુત તો ત્યાગી મહાપુરૂષોને જ ને ? મુઝાશો નહિ, મહાપુરૂષો છાતી કાઢીને ચાલે નહિ, મોટે ભાગ ખરાબ, ખરાબ એટલે નિર્ગુણી માણસો જ છાતી કાઢીને ચાલે છે, પણ જો એ વાત નક્કી કરવાની હોય કે-' દુનિયામા છાતી કાઢીને ચાલવાનો હક્ક કોને છે ?' તો કોઈ પણ ડાહ્યો માણસ શુ કહે ? એમાં સૌથી પહેલો નબર કોનો ગણી શકાય ? જેના જીવનમા એક પણ ખરાબ કામ, એક પણ પાપ નથી, તેનો જ ને ? જેણે પાપજીવનનો સર્વથા ત્યાગ કર્યો છે, એવા જ મહાપુરૂષોનો ને ? એવા નિષ્પાપ જીવનને જીવનારા, આજ સુધીમા અનેકો થઈ ગયા છે અને આજે ય એવા મહાપુરૂષો જીવે છે કાલાદિક દોષે અમુક અશે ક્ષન્તવ્ય કોટિની ગણાય તેવી ક્ષતિઓ હોય -એ વાત જૂદી છે, પણ આજે ય પાપજીવનનો સર્વથા ત્યાગ

કરીને યોગજીવનને જીવનારા મહાપુરૂષો તો છે જ દુનિયામા છાતી કાઢીને ચાલવાનો હક્ક જો કોઈને ય હોય, તો સૌથી પહેલો હક્ક એવા મહાપુરૂષોને જ હોય ને? બાકી જેઓ જીવવાને માટે અનેક પ્રપચો કરતા હોય, અનેક પાપોને સેવતા હોય, તેઓએ તો જાહેર રસ્તા પર ચાલવુ પડે તો ય શરમાતા શરમાતા જ ચાલવુ જોઈએ ને? એવાઓ છાતી કાઢીને ચાલે, તો તે ધીઠાઈ કહેવાય ને? ઊલટુ, એવા માણસોને તો એમ થવુ જોઇએ કે-' હુ કેવો નાલાયક છુ કે-લજ્જા પામવા જેવી સ્થિતિ મારી છે, છતા પણ હુ અહકા થી અક્કડ બનીને ફરુ છુ ' પણ આવો ખ્યાલે ય, જીવમા માનવતાનો ગુણ આવ્યા વિના પ્રગટતો નથી

પાપ એમ બોલે પણ માને નહિ

ભોગને તમે હમણા ભલે સર્વથા તજી શકો તેમ ન હો, પણ ભોગ સર્વથા તજવા જેવા છે, કારણ કે-સઘળા ય પાપોનુ મૂળ ભોગ છે, આ વાત તમારા હૈયામા બેસે છે? એમ થાય છે કે-' મારે હિ સાદિ પાપો કરવા પડતા હોય, તો ય તે એને લઈને જ કરવા પડે છે? અને પરિગ્રહાદિની જરૂર પણ પ્રાય એને લઈને જ પડે છે? નિર્વાહ જોગા પૈસા હોય, છતા વધારે પૈસા જોઈએ છે-એમ જે થાય છે, તેનું મૂળે ય એ છે?' યોગની બીજી ભૂમિકાની વાતમા, પૈસા આદિના પરિમાણની વાત પણ આવવાની છે, પણ પૈસા આદિનું પરિમાણ કોણ કરી શકે? રાખવા એ ખોટુ છે-એમ લાગ્યા વિના, જેમ બને તેમ ઓછા રાખવા, એટલે કે-જેટલાનો ત્યાગ થઈ શકે તેટલાનો ત્યાગ તો કરવો જ-એવી વૃત્તિ પ્રગટે કયાથી? જરાક

અનુકૂળતા મળે કે આનંદ થાય છે અને જરાક પ્રતિકૂળતા આવે એટલે મન દુઃખી થઈ જાય છે, કોઈ આડે આવે તો ગુસ્સો આવે છે, ધાર્યું ને ગમતું મળે તો ઠસ્સો આવે છે, મળે એ માટે કરામત કરવાનું મન થાય છે, ક્યારે મળે ને કેમ મળે–એ વિચારો ચાલુ જ હોય છે–આ બધાનું મૂળ પણ શું છે? ક્રોધાદિ પાપો પણ ભોગની લાલસાને આશરે જ સુખે જીવી શકે છે ને? 'હિંસાદિ અને ક્રોધાદિ એ બધા પાપો છે, મુખ્યત્વે ભોગને લીધે જ એ પાપોને મારે જીવનમાં જીવવાં પડે છે અને એનું મને મનમાં દુઃખ છે'–આટલું તો તમે કહી શકો ને? ભોગને સારા જ માને, ભોગમાં જ આનંદ છે–એમ માને, જેટલું ભોગવ્યું તેટલું આપણું–એવું માને, એવા માણસોને પાપ બાપ જેવું કાંઈ છે–એમ લાગે નહિ એવાઓ હિંસાદિને અને ક્રોધાદિને પાપ તો ન માને, પણ જરૂરી માને કરવાં જ જોઈએ, એમ કહે એવાઓ કદાચ પાપની વાત કરતા હોય, તો ય તે સારા ગણાવાને માટે જ!

## શ્રમણજીવન આદિનો ત્યાગ

પાપની સાચી ભીતિ લાગ્યા વિના, સાચું શ્રમણજીવન જીવી શકાય જ નહિ હિંસાનો, અસત્યનો, ચોરીનો, મૈથુનનો અને પરિગ્રહનો મનથી પણ ત્યાગ, વચનથી પણ ત્યાગ અને કાયાથી પણ ત્યાગ અને તે ય કરવા રૂપે પણ ત્યાગ, કરાવવા રૂપે પણ ત્યાગ અને જે કોઈ કરે, કરાવે કે કરનારને સારા માને તેમને સારા માનવા રૂપ અનુમોદના રૂપે પણ ત્યાગ કરનારો જ સાચા શ્રમણજીવનને પામી શકે અને સાચા શ્રમણજીવનને જીવી શકે એ પ્રકારનો ત્યાગ કરનારના ક્રોધાદિ

પાપ રૂપ રહે નહિ એવા મહાપુરૂષોના ક્રોધાદિને પણ પ્રશસ્ત કહેવાય મહાપુરૂષોના કોપને પણ પુણ્યકોપ કહેવાય છે અને મહાપુરૂષોના અભિમાનને પણ પ્રશસ્ય અભિમાન કહેવાય છે એ માયા કરે નહિ અને કરે તો પોતાના તથા બીજાઓના કેવળ આત્મકલ્યાણને માટે એમને લોભ હોય, તો ય તે આત્માના ગુણોને પ્રગટાવવાનો આમ ભોગજીવનમા દોષ રૂપ બનતા ક્રોધાદિ પણ મહાપુરૂષોને માટે ગુણ રૂપ બની જાય એટલે આ જગતમા જો કોઈ પણ જીવન ઉમદામા ઉમદા હોય, સર્વથા નિષ્પાપ જીવન જો કોઈ હોય, તો તે સાધુ જીવન જ છે આવા જીવનને પામવાને માટે, ભોગનો સર્વથા ત્યાગ કર્યા વિના ચાલે એવુ છે ખરૂ ? કહો કે–નહિ જ ત્યારે આવા જીવનને પામ્યા અને જીવ્યા વિના પરમાદર્શ સિદ્ધ થઈ જાય, એ પણ શકય છે ? નહિ જ એ માટે જ, શાસ્ત્રોમા માનવજીવનને ઉચામા ઉચી રીતિએ કેવા પ્રકારે જીવી શકાય, એનુ વર્ણન કરતા આ શ્રમણજીવનનુ જ વર્ણન કરવામા આવ્યુ છે

## મોહની સાથે યુદ્ધ ખેલવાનુ

પરમાદર્શને સિદ્ધ કરવો હોય, તો આવુ જીવન જીવવુ એ જ શ્રેષ્ઠ છે, એ વાતમા તો તમે હવે પક્કા બની ગયા ને ? એટલે હવે તો તમને એમ જ થાય કે–' જ્યા સુધી અમારાથી બની શકશે ત્યા સુધી તો અમે આવા ત્યાગી જીવનને જ પામવાનો પ્રયત્ન કરીશું અને આવો મોટો ત્યાગ નહિ થઈ શકે, તો બનશે તેટલો ત્યાગ કરીશું, પણ જેટલુ જીવન ત્યાગ વિનાનુ હશે, તેટલા જીવનને અધન્ય માનીશું

હવે અમારો પ્રયત્ન તો આ જીવનને પામવાની દિશાએ જ હશે, કારણ કે–અમને ખાત્રી થઈ ગઈ છે કે–આવા જીવનને જીવ્યા વિના મોહ મરે નહિ, મોહ મરે નહિ તો વીતરાગ બનાય નહિ, વીતરાગ બનાય નહિ તો અનન્તજ્ઞાની બનાય નહિ, અનન્તજ્ઞાની બનાય નહિ તો અયોગી બનાય નહિ અને અયોગી બન્યા વિના પરમ પદે પહોચાય નહિ! પરમ પદે પહોચવાને માટે, મોહની સાથે યુદ્ધ ખેલવુ પડે મોહની સાથે યુદ્ધ ખેલવાનુ અને મોહને મારવાનુ સામર્થ્ય કેળવવુ પડે એ સામર્થ્ય જેવુ આ ત્યાગમય જીવનમા કેળવી શકાય, તેવુ પ્રાય બીજે કેળવી શકાય નહિ આવુ જીવન અત્યારે ને અત્યારે પામી શકાય નહિ, તો જતે દહાડે પણ આવુ જીવન પામી શકાય એવા પ્રયત્નો કરવા છે' મોક્ષના સાચા સાધક માર્ગે મોક્ષને માટે થોડુ પણ પ્રયત્નશીલ જીવન, એ પણ યોગજીવનની એક ભૂમિકા છે આપણે અહી યોગની ભૂમિકાઓને અગે સ્થૂલ વિચારણા કરી લેવાની ભાવના છે અને તે પછીથી રામાયણમાથી એવા એવા પ્રસગો લઈને ચર્ચવાની ભાવના છે, કે જે પ્રસગો યોગની ભૂમિકાઓને કેમ જીવાય, તેનો ખ્યાલ આપનારા હોય પરમાદર્શનો, પરમા દર્શને સિદ્ધ કરવાને માટે યોગની આવશ્યકતાનો, યોગની સાધનાને માટે ભોગજીવનના ત્યાગની જરૂરનો અને ભોગ-જીવનનો સર્વથા ત્યાગ થઈ શકે તેમ ન હોય તો ય યોગજીવન અશે અશે પણ કેવા પ્રકારે જીવી શકાય–એ બધી વાતોનો ખ્યાલ હોય, તો જે પ્રસગોને આપણે જોવાના છે, તે પ્રસગોના વાસ્તવિક હાર્દનો ખ્યાલ આવી શકે એ માટે આપણે પહેલા પરમાદર્શની વાત કરી આવ્યા

અને પછી યોગની વાત શરૂ કરી
ઠરીને ઠામ બેસાય ક્યારે ?

યોગની પ્રથમ કક્ષાની ભૂમિકાની વાત ચાલુ છે તમને હવે એમ લાગે છે ને કે-આ શરીરને યોગાયતન બનાવ્યા વિના આપણો છૂટકો થવાનો જ નથી? આ શરીરને ભોગાયતન બનાવીને તો, અનન્તી વાર જીવ્યા અને મર્યા ભોગ કર્યા માટે જ આપણે અત્યાર સુધી ભટકયા પરાધીનપણે જન્મ્યા, પરાધીનપણે જીવ્યા ને પરાધીનપણે મર્યા હવે આમ જન્મવુ, જીવવુ ને મરવુ એ ગમતું નથી પરાધીન રહેવુ એ ગમતું નથી જરાક ઠરીને બેઠા, ત્યા નાશભાગ કરવી પડે તે ગમતુ નથી હવે તો આપણે તદ્દન સ્વાધીનપણે ઠરીને ઠામ બેસવુ છે આત્મા ઠરીને ઠામ કયારે બેસી શકે ? પરમાદર્શને સિદ્ધ કરે તો જ પરમાદર્શ કયારે સિદ્ધ થાય ? સદેહે પણ અયોગાવસ્થાને પામ્યા પછીથી જ સર્વથા અશરીરી બનાય અને ઠરીને ઠામ બેસી શકાય એ માટે અનતજ્ઞાની બનવુ પડે, અનતજ્ઞાની બનવાને માટે વીતરાગ બનવું પડે, વીતરાગ બનવાને માટે મોહને મારવો પડે અને મોહને મારવાને માટે શુ કરવુ પડે ? પાપનો ત્યાગ અને યોગનુ સેવન પાપનો ત્યાગ અને યોગનુ સેવન કરવાને માટે, સૌથી પહેલા ન બરનુ જીવન કયુ ? શ્રમણજીવન જ ! શ્રમણજીવન એટલે એકનું યોગજીવન અને એકનુ યોગજીવન સર્વથા નિષ્પાપ જીવન હોય સર્વથા નિષ્પાપ જીવન ભોગનો સર્વથા ત્યાગ કર્યા વિના સભવે નહિ એ માટે ભોગના ત્યાગની વાત પહેલી લીધી
કુટીમાવી અનાજ નીકળે તો બેઉ

ભોગે આપણને કેટલા બધા ખરાબ કરી નાખ્યા છે, તે

સમજાયું ને ? એ સમજાયું હોય, તો ‘ભોગ આ જીવે ઘણા કર્યા અને એનું કડવું ફળ પણ આજ સુધી ઘણું ભોગવ્યું, હવે ભોગ જોઈતા નથી, ભોગથી છૂટવાની પેરવી કરવી છે, કેમ કે–હવે ભોગના કડવા ફળને અનુભવવું નથી’–એમ થવું જોઈએ તમારી હુ ટીમાંથી આવા અવાજો આવવા જોઈએ હુ ટીમાંથી આવા અવાજો નીકળે અને એ બહાર આવે, તો કેટલું સરસ કામ થઈ જાય ? હવે તો તમે ‘ભોગે જ મને ભટકાવી માર્યો, માટે ભોગનો જ મારે પહેલો ત્યાગ કરવો જોઈએ’–આવા અવાજો કરતા જવાના ને ? મોટેથી નહિ બોલવાનું, પણ ઉર્મિઓ આવી ઉઠવાની ને ? વિચારો આના જ આવવાના ને ?

જે ગમે તેના વિચારો આવે

જેમ ભોગ ગમે છે, તો ભોગના વિચારો પ્રાયઃ બધે જ આવે છે ને ? ગમે ત્યાં બેઠા હો, પણ ‘આમ જોઈએ ને તેમ જોઈએ, આ જોઈએ ને તે જોઈએ’–એ વિગેરે વિચારો આવ્યા કરે છે ને ? વખતે એવા વિચારો અહીં યે ય ચાલુ હશે હવે ભોગ તજવા જેવા જ છે–એમ લાગ્યું, એટલે કેમ ને ક્યારે ભોગનો ત્યાગ થઈ શકે, એવા વિચારો આવ્યા કરવાના ને ? ‘ત્યાગ જરૂરી છે, ત્યાગ વિના સાચો ઉત્કર્ષ થવાનો જ નથી’–આ વાત જો હૈયામાં સુનિશ્ચિત થઈ જાય, તો જરૂર એવા વિચારો આવ્યા કરે પછી તમે ત્યાગ ન કરી શકો, તો ય તમને એમ થાય કે–‘મહાપુરૂષોએ ત્યાગનો જે ઉપદેશ આપ્યો છે, તે વ્યાજબી જ કર્યું છે ત્યાગનો ઉપદેશ આપનારા મહાપુરૂષો અમારા ભલામાં જ રાજી

હતા અમે ભોગ ભોગવીએ અને અમન ચમન કર્યા કરીએ, એ એમનાથી ખમાયુ નહિ માટે એમણે ત્યાગનો ઉપદેશ આપ્યો છે એવું નથી, પણ કેવળ અમારા ભલાને માટે જ એમણે ત્યાગનો ઉપદેશ આપ્યો છે '

મહાપુરૂષોનો આશય

દુનિયામા મોટામા મોટા સુખી ગણાય, રાજા-મહારાજા આદિ ગણાય, જેમની પાસે અઢળક ઋદ્ધિ હોય અને ભોગ સામગ્રી પણ ભરપૂર હોય, એવા પણ માણસોને મહાપુરૂષોએ ભોગનો ત્યાગ કરવાનુ જ ઉપદેશ્યુ છે અને ઉપદેશે છે, તે શું એમના સુખની ઈર્ષ્યા આવતી હશે, એટલે? એમના વચનથી, એમના ઉપદેશથી એવા મોટા મોટા ગણાતા માણસો પણ જ્યારે ભોગજીવનને લાત મારી દે અને બધા ભોગસુખોને તજી દઈને ત્યાગજીવન સ્વીકારે, ત્યારે એ મહાપુરૂષોને શું એમ થતું હશે કે-' મે આને ઠીક રખડતો કરી નાખ્યો? આ રખડતો થયો એ ઠીક થઈ ગયુ?' ના, ઊલટુ એમને તો એમ થાય કે-' ચાલો, એટલુ ય સારૂં થયુ કે આ એક જીવ પણ દુ ખમાથી અને દુ ખી થવાના ઉપાયને સેવવામાથી બચી ગયો આ જીવ ત્યાગમય સુન્દર જીવનને જીવીને પોતાના પરમાદર્શને સિદ્ધ કરનારો બની જશે આમા આને અત્યારે કદાચ થોડુક કષ્ટ પણ વેઠવું પડશે, પણ પરિણામે તો આ શાશ્વત કાળને માટે અનન્તા સુખને ભોગવનારો બની શકશે!'

ગરજી થવામા બેવકૂફી

અમે, તમને થોડુક સુખ મળે-એમ ઈચ્છીએ કે તમને અનન્તુ સુખ મળે-એવું અમે ઈચ્છીએ? તમને અનન્તુ

સુખ મળે તેવું હોય, તે છતા પણ અમે જો તમારા થોડા! સુખમા રાજી થઈ જઈએ, તો બેવકૂફ અમે જ કહેવાઇએ ને? સુખ થોડું અને દુઃખનો પાર નહિ, એવા તમાર સુખમા અમારાથી રાજી થવાય? તમે તો ગાડા છો તે એવ તુચ્છ સુખ મળવા માત્રથી રાજી થઈ જાવ છો, પણ અમે કાંઈ એવા ગાડા છીએ? તમને મોટરમા બેસીને ઠસ્સાબંધ જતા જોઈએ અને તમારા મોઢા ઉપર ખૂબ આનંદ જણાતે હોય, એથી જો અમે માનીએ કે–'આ માણસો ખરેખર સુખી છે' તો તો અમે તમારાથી ય વધારે બેવકૂફ ગણાઇએ તમે મોટરમા બેસીને જતા હો અને અમને તમે ઉઘાડા પગે ને ઉઘાડા માથે ચાલીને જતા જૂઓ, ત્યારે તમને શું થાય? અમારી દયા આવે? અમે મૂર્ખા લાગીએ?

સ૦ ના, ના, કેવા ત્યાગી મહાત્મા છે એમ થાય!

પણ એવા ય ઘણા માણસો છે, કે જેઓને અમને પગે ચાલતા જોઈને એમ થાય છે કે–'આ બીચારાઓને આવા કાળમા આવી લત ક્યાથી લાગી ગઈ?' જ્યારે મોટર આદિમા બેસીને ઠસ્સાબંધ જનારાઓને જોઈને અમને તો ખરેખર દયા આવે છે. અમને થાય છે કે–'આ બીચારા કેવા અજ્ઞાન છે? ભૂતકાળના દુઃખને ભૂલી ગયા છે, ભવિષ્ય કાળમાં કેવા દુઃખી થવું પડશે–તેનું આમને ભાન નથી અને વર્ત્તમાનમા પણ આમને અનેક દુઃખો ભોગવવા પડે છે, છતા આટલા તુચ્છ સુખમાં રાજી રાજી થઈ જાય છે!' એવાઓ જો અમને જોઈને ઉભા રહે અને અમને-'પગે કેમ ચાલો છો?'–એવું કાંઈ પૂછે, તો અમને એમની સાથે વાત કરવાનું મન થાય એ સાભળે એવા હોય, તો અમે એમને સમજાવીએ

કે-' અમે દયા ખાવા લાયક નથી, પણ તમે કેટલા બધા દયા ખાવા લાયક છો!' પણ અમારી દયા ખાઈને ય અમારી જોડે વાત કરવા આવે, એવા પણ આ જગતમા દુર્લભ છે

ભોગનુ પરિણામ વિચારો

મહાપુરૂષોએ ભોગનો ત્યાગ-રાજા મહારાજાઓ અને શેઠ-શાહુકારો આદિની પાસે ય કરાવ્યો છે મહાપુરૂષોએ તો ભોગના ત્યાગની વાત મરતા સુધી કર્યા કરી છે જેની પાસે ભોગસામગ્રી ઘણી હોય અને સારી હોય, તેની પાસે ય મહાપુરૂષોએ તો ભોગના ત્યાગની જ વાત કરી છે મહા પુરૂષોએ મહાભોગિઓને પણ સમજાવ્યું છે કે-' તમે આના પરિણામને નથી જોતા, માટે જ તમને આમા આનદ આવે છે ' ' ચોરીનુ પરિણામ જેલ '-એવું જેને હૈયે બેઠુ છે, તેને ચોરી કરતા, કોઈના ૨૦૦-૫૦૦ ઉચાપત કરતા, શું થાય છે? ' પકડાયા તો ખલાસ, ન પકડાઈએ તો સારૂ '-આવું એને થયા કરે ને? પરિણામના ભાનવાળો છે, એટલે કદાચ એ સ્વાર્થ માટે, દુ ખનો માર્યો ચોરી કરતો પણ હોય, તો ય એનુ હૈયુ ફફડતુ રહે છે તેમ ભોગ ભોગવનારને પણ જો ભોગના પરિણામનો બરાબર ખ્યાલ આવી જાય તો? ભોગ માટે ઘણા ઘણા પાપો કરવા પડે છે ને? એટલે આ પાપોના યોગે મારે રવડી મરવુ પડશે, એવો ખ્યાલ આવી જાય તો? હુ બહુ ભોગરક્ત બન્યો ને ઘણા પાપો કર્યા, તો કદાચ એવો ય વખત આવશે કે-' પેટમા મોટો ખાડો હશે ને માગી ભીખ પણ નહિ મળે '-આવી કલ્પના આવે તો? બહુ ભોગિની મહા ભૂડી હાલત થાય, તેમાં નવાઈ

છે ? બહુ ભોગી અનેકોના ભોગે ભોગ કરે છે એના યોગે બધાએલા પાપોનુ પરિણામ ભોગવવાનો વખત જ્યારે આવી લાગશે, ત્યારે કેવી હાલત હશે? પેટમા ખાડો હોય, અનાજનો કણ પણ પાસે ન હોય અને ભીખ માગતા ય પેટમા નાખવાને મળે નહિ, એવુ ય બને કે નહિ ? આ દુનિયામા એવી હાલતવાળા માણસો પણ છે ને ? ખાવાનુ જોઈતુ હોય ને હાથ ધરીને માગતા હોય, છતા ખાવાનુ મળતુ નથી-એવા માણસોને જોયા છે ? મહેનત માગે ને મહેનત મળે નહિ, એવા માણસોને ય જોયા છે ?

ભીખબધીનો કાયદો

તમે તો કહો છો ને કે–' હાથ પગવાળો છે ને માગે કેમ ? ' પણ માગી મહેનતે ય મળતી ન હોય અને પેટની ભૂખ જોર કરતી હોય, તો ન માગે તો કરે શુ ? ડાકુ બને ? આજે ભીખ નહિ માગવાનો કાયદો તો કરી દીધો, પણ એ વિચાર કર્યો કે–ભીખ નહિ માગવાનો કાયદો કોણ કરી શકે ? ભીખ નહિ માગવાનો કાયદો તે કરી શકે, કે જે કોઈને પણ ભીખ માગવી પડે નહિ તેવી સ્થિતિનુ સર્જન કરી શકે એવી સ્થિતિનું સર્જન કરાયુ નહિ ને કાયદો ઠોકી દીધો એવા કાયદાને ચલાવી લેવાથી તો, આર્યોની આર્યતામા દેવતા મૂકાઈ જાય આજે એવા સેકડો માણસો છે, કે જેઓ કહે છે કે–મજુરી દો ને ખાવા દો મજુરી આપવાની તેવડ નથી 'અને એ બીચારાઓને ખાવાનુ દેવુ તે ગૂન્હો ગણાય, આ આર્યતા છે ? આવા કાયદાઓનો વિરોધ જૂદી જ રીતિએ કરી શકાય દરેકે દરેક ગૃહસ્થ સરકારને લખી દે કે–' તમે

આપણાથી ન કરી શકાય એવો કાયદો કર્યો છે, તો હવે તમે અમારા ઘર આગળ પોલીસ ગોઠવી રાખજો, કારણ કે-અમારે આગણે જે કોઈ માગતુ આવે, તેને હુ પણ ખાવાનુ દઉ છુ, મારી સ્ત્રી પણ ખાવાનુ દે છે અને અમારા છોકરા પણ ખાવાનુ દે છે ભૂખ્યો ભીખ માગવા આગણે આવે અને એને થોડુ પણ ખાવાનુ આપવામાથી અમે જઈએ, એ અમારાથી નહિ બને !' પણ આ વાત તમારા હૈયામા ઉગવી જોઈએ ને ? તમને જ જ્યા એમ લાગતુ હોય કે-' સાલા, વગર મફતના માગવા નીકળ્યા છે ' ત્યા તમારી સરકાર ભીખબધીનો કાયદો કરે, એમા નવાઈ પામવા જેવુ પણ શું છે ?

આગણે આવનારનુ સ્વાગત, એ ગૃહસ્થાઈ છે

તમારે આગણે માગવા આવે, એનુ સ્વાગત છે ? કે પછી એનો તિરસ્કાર છે ? મોટા ગૃહસ્થ બની બેઠા છો ને ? ગૃહસ્થ પણ જો સાચા હો, તો ઘર બહાર બૉર્ડ મારો કે-'આ ઘરમા આવીને કોઈનેય પોતાના સુખ-દુ ખની વાત કરવાની છૂટ છે !' કોઈ પણ માણસ દુ ખી થઈને તમારી પાસે આશાએ આવે, તો એને પ્રેમપૂર્વક બોલાવો, સ્વાગત પૂર્વક બેસાડો, સહાનુભૂતિ બતાવવાપૂર્વક એની વાત સાભળો, ખાવાનો અવસર હોય તો ખવડાવો અને જ્યા સુધી તમારાથી શકય હોય ત્યા સુધી એના દુ ખને દૂર કરવાનો પ્રયત્ન કરો, એમા જ સાચી ગૃહસ્થાઈ છે એવી રીતિએ આવનારો કદાચ લુચ્ચો હોય એમે ય બને એ લુચ્ચો હતો એમ જાણીને પણ અકળાવુ જોઈએ નહિ આજે લુચ્ચાઈ કોણ

છે ? બહુ ભોગી અનેકોના ભોગે ભોગ કરે છે એના યોગે બધાએલા પાપોનુ પરિણામ ભોગવવાનો વખત જ્યારે આવી લાગશે, ત્યારે કેવી હાલત હશે? પેટમા ખાડો હોય, અનાજનો કણ પણ પાસે ન હોય અને ભીખ માગતા ય પેટમા નાખવાને મળે નહિ, એવુ ય બને કે નહિ ? આ દુનિયામા એવી હાલતવાળા માણસો પણ છે ને ? ખાવાનુ જોઈતુ હોય ને હાથ ધરીને માગતા હોય, છતા ખાવાનુ મળતુ નથી–એવા માણસોને જોયા છે ? મહેનત માગે ને મહેનત મળે નહિ, એવા માણસોને ય જોયા છે ?

ભીખબ ધીનો કાયદો

તમે તો કહો છો ને કે–' હાથ પગવાળો છે ને માગે કેમ ? ' પણ માગી મહેનતે ય મળતી ન હોય અને પેટની ભૂખ જોર કરતી હોય, તો ન માગે તો કરે શુ ? ડાકુ બને ? આજે ભીખ નહિ માગવાનો કાયદો તો કરી દીધો, પણ એ વિચાર કર્યો કે–ભીખ નહિ માગવાનો કાયદો કોણ કરી શકે ? ભીખ નહિ માગવાનો કાયદો તે કરી શકે, કે જે કોઈને પણ ભીખ માગવી પડે નહિ તેવી સ્થિતિનુ સર્જન કરી શકે એવી સ્થિતિનુ સર્જન કરાયું નહિ ને કાયદો ઠોકી દીધો એવા કાયદાને ચલાવી લેવાથી તો, આર્યોની આર્યતામા દેવતા મૂકાઈ જાય આજે એવા સેકડો માણસો છે, કે જેઓ કહે છે કે–મજુરી દો ને ખાવા દો મજુરી આપવાની તેવડ નથી અને એ બીચારાઓને ખાવાનુ દેવુ તે ગૂન્હો ગણાય, આ આર્યતા છે ? આવા કાયદાઓનો વિરોધ જુદી જ રીતિએ કરી શકાય દરેકે દરેક ગૃહસ્થ સરકારને લખી દે કે–' તમે

આપણાથી ન કરી શકાય એવો કાયદો કર્યો છે, તો હવે તમે અમારા ઘર આગળ પોલીસ ગોઠવી રાખજો, કારણ કે-અમારે આંગણે જે કોઈ માગતુ આવે, તેને હુ પણ ખાવાનુ દઉં છુ, મારી સ્ત્રી પણ ખાવાનુ દે છે અને અમારા છોકરા પણ ખાવાનુ દે છે ભૂખ્યો ભીખ માગવા આગણે આવે અને એને થોડુ પણ ખાવાનુ આપવામાથી અમે જઈએ, એ અમારાથી નહિ બને!' પણ આ વાત તમારા હૈયામાં ઉગવી જોઈએ ને? તમને જ જ્યા એમ લાગતુ હોય કે-'સાલા, વગર મફતના માગવા નીકળ્યા છે' ત્યા તમારી સરકાર ભીખબધીનો કાયદો કરે, એમા નવાઈ પામવા જેવુ પણ શું છે?

આગણે આવનારનુ સ્વાગત, એ ગૃહસ્થાઈ છે

તમારે આગણે માગવા આવે, એનું સ્વાગત છે? કે પછી એનો તિરસ્કાર છે? મોટા ગૃહસ્થ બની બેઠા છો ને? ગૃહસ્થ પણ જો સાચા હો, તો ઘર બહાર બૉર્ડ મારો કે-'આ ઘરમા આવીને કોઈનેય પોતાના સુખ-દુ ખની વાત કરવાની છૂટ છે!' કોઈ પણ માણસ દુ ખી થઈને તમારી પાસે આશાએ આવે, તો એને પ્રેમપૂર્વક બોલાવો, સ્વાગત પૂર્વક બેસાડો, સહાનુભૂતિ બતાવવાપૂર્વક એની વાત સાભળો, ખાવાનો અવસર હોય તો ખવડાવો અને જ્યા સુધી તમારાથી શકય હોય ત્યા સુધી એના દુ ખને દૂર કરવાનો પ્રયત્ન કરો, એમા જ સાચી ગૃહસ્થાઈ છે એવી રીતિએ આવનારો કદાચ લુચ્ચો હોય એમે ય બને એ લુચ્ચો હતો એમ જાણીને પણ અકળાવુ જોઈએ નહિ આજે લુચ્ચાઈ કોણ

કરે છે ને કોણ નથી કરતુ ? ઘર ભરીને બેઠેલાઓમા પણ લુચ્ચા હોઈ શકે છે ને ? ભણેલા-ગણેલાઓમા પણ લુચ્ચા હોય છે ખરા ? બહુ કેળવાએલા ગણાતાઓ પણ શઠવિદ્યા કરે છે ખરા ? સારા માણસ તરીકેની નામનાં ભોગવનારાઓ પણ તક મળે તો ભોળાને ભમાવી દે, એમ બને ને ? જો આ બધામા હા, તો પછી જેને ખાવાને માટે પણ ફાં-ફાં મારવા પડતા હોય, જેમ તેમ કરીને પેટ ભરવા દ્વારા ગુજારો કરવો પડતો હોય, એવાઓ કદાચ લુચ્ચાઈ કરે, તો તેમનો તિરસ્કાર જ કરવો અને એવા લુચ્ચાઓના નામે, માગવા આવનારા બધાઓનો પણ તિરસ્કાર જ કરવો, એ બેવકૂફી જ છે ને ?

<u>આર્યતા મરી પરવારી નથી, પણ પ્રચારની જરૂર છે</u>

વિચાર કરો કે-ભોગની લાલસાએ કેવા કેવા સારા માણસોને પણ સ્વાર્થપરાયણ અને અનીતિખોર આદિ બનાવી દીધા છે ? જે કાળમા આવા માણસો ઘણા હોય અને જ્યા ત્યા પ્રાય ભોગને માટે જ લૂટાલૂટ ચાલતી હોય, એવા કાળમા ભોગના સર્વથા ત્યાગની વાત પ્રેમથી સાભળે પણ કેટલાક ? ઘણાઓને તો ભોગના સર્વથા ત્યાગની વાત ઝેર જેવી લાગે ને ? આમ છતા ય, અહી ઘણા માણસો આ વાતને પ્રેમથી સાભળે છે અને 'વાત તો આ જ સાચી છે' એવો ભાવ વ્યક્ત કરે છે, એ હજુ પણ આ આર્ય દેશમા જે આર્યતા રહી છે, તેની ઝાખી કરાવે છે આજે ય આર્ય દેશમાથી આર્યતા મરી નથી પરવારી, પણ એના પ્રચારની ઘણી જરૂર છે વર્તમાન પત્રો જેવા આજના પ્રચારક

સાધનોના સારા જેવા ભાગને પણ 'અમુક ઠેકાણે લાય લાગી અને અમુક ઠેકાણે મારામારી થઈ'–એ વિગેરે વાતોના પ્રચારનો જેટલો રસ છે, તેટલો રસ આના પ્રચારનો નથી બાકી તો, હજુ પણ આ દેશમા અનેક રત્નો જીવે છે આર્ય દેશમા મનુષ્યપણાને પામે તે ય પુણ્યવાન હોય છે એવાને જો આ વાત સાભળવા ને સમજવા મળે, તો આર્ય મનોદશા વિકસિત થયા વિના પ્રાય રહે નહિ પણ આજે તો મોટે ભાગે 'ભોગના ત્યાગની કેવી અને કેટલી જરૂર છે'–એની વાતો કાને જાય નહિ અને કદાચ ત્યાગની વાત કાને જાય તો ય તે પ્રાય એવા રૂપમા જાય કે–'સાધુ લોકો જેને ને તેને મુડી નાખે છે! અમુકને બાવો બનાવી દીધો!' પણ એવી વાત તો ભાગ્યે જ લખે કે–'અમુક માણસે ભોગોને લાત મારી અને પાપરહિત જીવનનો સ્વીકાર કર્યો! આખુ જગત જેની ઈચ્છા અને તૃષ્ણાથી મરી રહ્યુ છે, તે ભોગનો અમુકે સર્વથા ત્યાગ કર્યો અને એણે એવું જીવન સ્વીકાર્યું કે–જે જીવનમા પાપ માત્રને કોઈ અવકાશ નથી!' આવુ લખે તો કેવી અસર થાય?

## ભોગની ભૂખને મરાય

માણસ મોટે ભાગે પાપ ક્યારે કરે? ભોગનો ભૂખ્યો બનેલો માનવી જેવું અને જેટલુ પાપ કરે છે, તેવુ ને તેટલુ પાપ બીજુ કોઈ કરે છે ખરૂ? કહેવાય છે કે–'ભૂખી કુતરી બોટીલાને ખાય' તો ભોગનો ભૂખ્યો માનવી કોને ન ખાય? ભોગનો ભૂખ્યો માનવી, એનું ચાલે તો અને એને જરૂર લાગે તો, એની ભૂખને સતોષવાને માટે એ આખા

જગતને મારે, એમ તમને લાગે છે? પેટની ભૂખને હજુ પૂગય, પણ ભોગની ભૂખને તો મરાય ભોગની ભૂખ મરે એમા નુકશાન કાઈ નહિ અને ફાયદો ઘણો પોતાને ય ફાયદો ને જગતને ય ફાયદો પરમાદર્શને સિદ્ધ કરવાને માટે આ શરીરને યોગાયતન બનાવવુ છે, પણ તે કયારે થાય? ભોગનો સર્વથા ત્યાગ કરાય તો જ તમારાથી બને તો તમે ભોગનો સર્વથા ત્યાગ કરજો, નહિ તો જેમણે ભોગનો સવથા ત્યાગ કરેલો હોય તેમને અને જેઓ ભોગનો સર્વથા ત્યાગ કરે તેમને હાથ જોડજો જે કોઈ ભોગનો સર્વથા ત્યાગ કરતા હોય, તેમને બને તો સહાય કરજો અને સહાય કરવાનુ ન બની શકે તો ય એની પ્રશસા જરૂર કરજો ભોગનો સર્વથા ત્યાગ કરીને યોગજીવન જીવવુ, એ ઉચ્ચ કોટિનુ માનવજીવન છે, કારણ કે–મોહને મારવાનુ સામર્થ્ય પ્રાય એવુ જીવન જીવ્યા વિના આવે નહિ મોહ મરે નહિ તો વીતરાગ બનાય નહિ, વીતરાગ બનાય નહિ તો અનંતજ્ઞાની બનાય નહિ અને અનતજ્ઞાની બન્યા વિના અયોગી અવસ્થાને પામીને મોક્ષને પામી શકાય નહિ મૂળ આદર્શ એ અને એ માટે ભોગના સર્વથા ત્યાગ રૂપ જીવન, કે જે જીવનમા કોઈ પાપ નહિ, એ જીવન આદર્શ એ જીવન આજે પમાય તો આજે, આજે ન પમાય તો કાલે અને છેવટ આ ભવમા પણ ન પમાય તો આવતા ભવેય એ જીવનને પામવુ છે, આટલો નિર્ણય કરી લેવો જોઈએ.

### તો આદર્શ ગૃહસ્થ બનાય

ભોગનો સર્વથા ત્યાગ કરવો, એ જ મુશ્કેલ છે કે

'ભોગનો સર્વથા ત્યાગ કરવા જેવો છે'–એમ હૈયામા સ્થાપિત કરવુ, તે ય મુશ્કેલ છે ? 'ભોગનો સર્વથા ત્યાગ અવશ્ય કરવા લાયક છે'–આટલી વાત પણ જો તમારા હૈયે સ્થાપિત કરીને પછી ઘેર જાવ, તો ય તમે ધીરે ધીરે આખા ને આખા પલટાઈ જાવ આ વાત જેના હૈયે સ્થાપિત થઈ જાય, તે ત્યાગી ન બની શકે તો ય, આદર્શ ગૃહસ્થ જરૂર બની શકે તમારે સાચા નાગરિકો તો જોઈએ છે ને ? શ્રમણપણાથી ઉતરતી ભૂમિકા, એ દેશવિરતિ સુશ્રાવકપણાની ભૂમિકા છે ગૃહસ્થપણે રહેવા છતા પણ શક્ય એટલા ત્યાગની એ ભૂમિકા છે એ ભૂમિકાને પામેલો જે હોય, તેનામા સાચુ નાગરિકપણુ અને સાચી માનવતા જરૂર હોય ગૃહસ્થ તરીકે ઉચામા ઉચો નાગરિક અને ઉચામા ઉચો માનવી એ હોય કેમ ? જે જીવનમા ભોગનો સર્વથા ત્યાગ હોય અને જે જીવન સર્વથા નિષ્પાપ હોય, એવુ જીવન મેળવવુ–એ એનો આ જીદગીનો આદર્શ હોય છે અને એવા જીવનને મેળવવાને માટે એ બને તેટલો ત્યાગ કરીને, વધુ ને વધુ ત્યાગ કરવાની વૃત્તિવાળો હોય છે આવો માણસ સાચો નાગરિક ન હોય, એ બને ? 'સાચો નાગરિક કોને કહેવાય ?'–એની વ્યાખ્યા કરો, તો એમા જે આવે, તે બધુ ય પેલામા હોય સાચા ત્યાગજીવનને પામવાનો આદર્શ ન હોય અને માન ભોગમા જ સુખ છે–એવી માન્યતા હોય, એવા માણસો સાચા નાગરિક હોઈ શકે ખરા ? ભોગ તજવા જેવા લાગ્યા વિના, ભોગના ભોગે પણ સારા રહેવુ જોઈએ–એવુ લાગ્યા વિના, કોઈ સાચો નાગરિક બની શકે ? ભોગનો ભૂખ્યો, નાગરિક તો નહિ પણ નગ્ન બને તો છે ! ઉચ્ચ કોટિના

નાગરિક બનવાને માટે તો ઉંચો આદર્શ જોઈએ, પરમ પદ સામે આખ જોઈએ અને એના સાધન ત્યાગી જીવન તરફ જીવનનુ વહેણ જોઈએ

આદર્શ પુરૂષો આખ સામે

તમે બધા તો દુખિઓના આધાર ગણાવ ને ? સાચા નાગરિકો તો નગરના દુખિઓના આધાર હોય ગૃહસ્થ એટલે સાધનસમ્પન્ન માણસ જો દુખિઓના દુખોને ફેડે નહિ, તો એ શું એની લક્ષ્મીને ખડકી રાખે ? સોનૈયાને ને રૂપૈયાને એ ચાટ્યા કરવાનો છે ? જેણે પરમાદર્શ સિદ્ધ કરવો હોય, તેને માટે ભોગના સર્વથા ત્યાગવાળુ જીવન આદર્શ રૂપ બની જવુ જોઈએ જે કોઈ એ જીવનને જીવતા હોય ને એ જીવનને સ્વીકારતા હોય, તેમના તરફ ધન્ય દષ્ટિ બની જવી જોઈએ રોજ વિચાર આવવો જોઇએ કે–' આવી રીતિએ જીવનારાઓ જ ધન્ય આત્માઓ છે અને મારે પણ આવા બનવુ છે આવા આદર્શ પુરૂષો આખ સામે હોવા છતા પણ, આવા જીવનને જીવવાની તેવડ મારામા કેમ આવતી નથી ?' રોજ સવાર થાય ને વિચાર આવે કે–' હજુ હુ ત્યાગી બન્યો નથી મારૂ જીવન કેવું અધન્ય છે ? ધન્ય જીવન તો તેઓનુ, કે જેઓ પરમાદર્શને સિદ્ધ કરવાને માટે ત્યાગમય નિષ્પાપ જીવનને જીવે છે ' આ વાત બરાબર છે ? કોઈ વિરોધ કરતુ નથી, એટલે માની લઉ ને કે–સૌને ગમે છે તો આ જ ? -

આ વાત ચાલે તો અમદાવાદ કેવુ બને ?

તમે રસ્તે વાત ન કરો તો સારૂ, પણ વાત કરવાના

તો આ જ વાત કરતા જવાના ને? ઘેર જઈને બધા કુટુંબિજનોને ભેગા કરીને પણ આ જ વાત કહેવાના ને? આ વાત જો ઘરમાં બધાયને ગમી જાય, તો બધા ઘરના મહેમાન જેવા બની જાય મહેમાનની માફક ઘરમા સૌ જીવે, તો સસાર પણ સુદર બની જાય પછી જે કાઈ સ્વાર્થનો ત્યાગ મદ્દગૃહસ્થાઈને માટે કરવો પડે, તે ત્યાગ સહેલો લાગે દરેકને વિચાર થાય કે-'સહન કરવું પડે તો સહન કરવુ તે હા, પણ આપણી મદ્દગૃહસ્થાઈ લાજે એવુ તો આપણાથી થાય નહિ' આવુ કુટુબ કેવુ સુખી બની જાય? પણ તે 'ભોગ સર્વથા તજવા જેવા જ છે, માટે ક્યારે હુ તજી શકુ?'-આવી મનોદશા કેળવાય તો બને ને? હવે તો 'આ શરીર ભોગાયતન છે, માટે આ શરીર છે ત્યા સુધી ભોગો તો ગમે તેમ કરીને પણ ભોગવવા જોઇએ'-એ વિગેરે વિચારો તો ગયા ને? 'ત્યાગની વાતો કરનારા તો લોકોને સુશીબતમા મૂકનારા છે'-એવી એવી વાતો પણ તમે નહિ જ કરવાના ને?

સ૦ એ તો નક્કી થઈ ગયુ

અને એ પણ નક્કી થઈ ગયુ કે-પરમાદર્શને સિદ્ધ કરવો છે, માટે ભોગનો સર્વથા ત્યાગ જેમા છે એવુ યોગ મય જીવન એ અમારો તાત્કાલિક આદર્શ છે! આટલા બધા માણસો જો આ વિચારોનો પ્રચાર કરવા માડે, તો પછી આ અમદાવાદ કેવુક બની જાય? તમે બધા જીવતા ગેઝેટ બનો, એવા છો ને? જે કોઈ સ્નેહી-સબધી આદિ સાથે બેસો, તેમને કહેશો ને કે-ભોગ, એ તો માનવજીવનની ફજેતી છે!'?

ભોગ કે ફજેતી ?

વિચાર તો કરો કે–માનવ માનવ જીવ સાથે ભોગની વાત કરે, તો તે કેવી લાગે ? તમે જે ભોગોને બહુ રસવાળા માનો છો, તે ભોગો ઉઘાડી રીતિએ ભોગવી શકાય એવા છે? જેમાં તમારો બહુ રસ છે, એ ભોગ તો છૂપી ચીજ છે ને ? સુખ ભોગવીએ છીએ કહેવું ને છાનું છપનું કરવું પડે, આ ઓછી ફજેતી છે ? ભોગનો અતિશય રાગી તો ગમે ત્યાં માણસાઈ મૂકે એ બીજાનું સારૂં જેટલું જોઈ શકે નહિ, તેટલું ન હોય ત્યાંથી ય ખરાબ જૂએ ભોગના અતિ રાગિને જમવા બેસાડયો હોય અને પચાસ ચીજ પીરસી હોય, તો એમાં કયી ચીજ ખરાબ હતી, એ કહ્યા વિના એને ચાલે નહિ અતિ ભોગિને પાપ ઘણું કરવું પડે આજે ભોગનો રોગ વધી ગયો છે, તો સારા કપડા પહેરેલાઓ, શાહુકાર થઈને ફરનારાઓ, મોટા માણસના જેવો દેખાવ કરનારાઓ અંદરથી કેવા બની જવા પામ્યા છે, એ કાંઈ તમારાથી અજાણ્યું છે ? એ પણ મારે કહેવું પડશે ?

જે જેવું હોય તેવું હૈયે પ્રતિબિમ્બિત થાય

આર્ય દેશના મહાપુરૂષોએ, માનવ માટે પરમાદર્શને સિદ્ધ કરવાના પ્રયત્ન તરીકે જે ઉંચી ભૂમિકા દર્શાવી છે, તે ભોગના સર્વથા ત્યાગવાળું જીવન છે જે માનવોથી એ થઈ શકે તેમ ન હોય, જે માનવો સર્વત્યાગી બની શકે તેમ ન હોય, એવા માનવોને માટે દેશત્યાગી બનવાની બીજી ભૂમિકા છે જેમનાથી એ ય બની શકે તેમ ન હોય, તેઓ ય શુદ્ધ હૈયાના ધણી તો રહે જે સર્વત્યાગી અને દેશત્યાગિના

વર્ણનની હરિફાઈ એ ભલે ન કરી શકે, પણ શું કરવા જેવું છે અને શું તજવા જેવું છે–એ વિષેની માન્યતામાં તો એ જરૂર હરિફાઈ કરી શકે તેવો હોય એ વિષયમાં એનું હૈયું બહુ ચોખ્ખું હોય એનું હૈયું એવું કે–એમાં બધું જેવું હોય તેવું પ્રતિબિમ્બિત થઈ શકે જે જેવું હોય તેને તેવા રૂપે જ હૈયું ગ્રહણ કરે યોગની આ ત્રીજી ભૂમિકા છે આ ભૂમિકામાં પણ ' ભોગ સર્વથા તજવા જેવા જ છે અને ભોગને તજ્યા વિના સાચું કલ્યાણ થવું એ શક્ય જ નથી '–આ વાત તો ય હૈયે હોય, હોય ને હોય જ આથી એ કેવાને દેવ માને, કેવાને ગુરૂ માને અને કેવા સ્વરૂપવાળો હોય તેને શુદ્ધ ધર્મ માને–એ વિગેરે વાતો એ ભૂમિકાની વાતમાં કરવાની રહે છે આજે તો પહેલી ભૂમિકાની વાત છે, પણ આ વાતમાં ઉતરતી ભૂમિકાઓની માન્યતાની વાત તો આવી જ જાય છે ભોગનો સર્વથા ત્યાગ કરીને નિષ્પાપ ને યોગમય જીવન જેનાથી જીવી શકાય તેમ હોય, તેણે તો આ પહેલી ભૂમિકાએ જ આવી જવું જોઈએ અને આવા જીવનને જીવી શકાય તેમ ન હોય તો આવા જીવનને આદર્શ તરીકે સ્વીકારવું જોઈએ ભોગને ન તજી શકાય, તો ય ભોગ તજવા જેવા જ છે–એવું હૈયામાં લખાઈ ગયેલું હોય કોના હૈયામાં ? માત્ર ત્યાગિના હૈયામાં નહિ, પણ ભોગ ભોગવનારના હૈયામાં પણ !

### જે તજે તે મોટા

તમે બધા ભોગ ભોગવનારા તો છો ને ? તમે ભોગ સો ભોગવો છો, પણ તે પ્રેમથી કે અપ્રેમથી ? એટલે કે–

ભોગવવા જેવા છે એમ માનીને કે છોડવા જેવા છે પણ છૂટતા નથી એમ માનીને ?

સ૦ ટેવથી

તજવા જેવા લાગે તો ટેવ ટળે ખરી ને ? ભોગને ભોગવતા ભોગવતા પાયમાલ થઈ જવાને તૈયાર થતા હોય અને ભોગની સામગ્રી ઘણી હોય, એવાના ય હૈયામા આ વાત લખાએલી હોય કે–' ભોગ તો તજવા જેવા જ છે ' આવુ હૈયુ બન્યા વિના, ' આ પહેલી ભૂમિકાનુ જીવન જ ઉચુ જીવન છે '–એવુ લાગે શી રીતિએ ? ભોગને છોડી શકાય તેમ ન હોય તો પણ, એ છોડવા જેવા જ છે–એ વાતમા ચોક્કસ બની જવુ જોઈએ આજે તમે ભોગને મૂકી જ દો એ વાત નથી, આજે ને આજે તમે ભોગને મૂકી દ્યો તો ખરાબે ય ન માનૂ, પણ ભોગ તજવા જેવા જ છે, એમા તો હવે શકા નથી ને ? ભોગને તમારાથી તજી શકાય તેમ નથી માટે તમે ભોગને નથી તજતા કે ભોગને નથી તજવા માટે તમે નથી તજતા ? હાલ તજી શકો તેમ નથી, માટે તમે નથી તજતા ને ? એટલે ભોગ તજવા જેવા જ છે, એ નક્કી ? તો પછી તમને એ વાત તો કબૂલ છે ને કે–જે કોઈ ભોગનો સર્વથા ત્યાગ કરી શકે, તે મારાથી મોટા ?

સ૦ જરૂર

ઉમ્મરે નાના હોય તો ય ?

સ૦ મોટા તો ખરા જ

તમારી જેમ ડાહી ડાહી વાતો કરતા ન આવડતુ હોય તો ય ?

સ૦ એમાં શકા નહિ

માનવ માત્રને માટે પરમાદર્શ કયો ? પરમ પદને પ્રાપ્ત કરવું તે ! એ પરમાદર્શને સિદ્ધ કરી આપી શકે, એવા જીવનની કલ્પના કરો, તો લાગે કે-જીવનને આવું ત્યાગી, નિષ્પાપ ને યોગમય બનાવ્યા વિના પરમાદર્શ સિદ્ધ થાય નહિ એટલે આવું જીવન જેટલું વહેલું જીવવા મળાય, તેટલું સારૂં ને?

અશક્તો માટે જ ઉતરતી ભૂમિકાઓ

જેનાથી આવું જીવન જીવી શકાય તેમ ન હોય, તેનો પણ આવું જીવન મેળવવાનો આદર્શ હોય ને ? આજે તો તમે ભોગનો સર્વથા ત્યાગ કરી શકો તેમ નથી ને ? આમાં મારી ભૂલ થતી હોય તો બોલજો તમે જો આજે ને આજે તજવા તૈયાર હો, તો તમારે માટે બીજી, આનાથી ઉતરતી ભૂમિકાની વાત છે જ નહિ ઉતરતી ભૂમિકાઓની વાત તો, જે સર્વત્યાગ કરવાને અશક્ત હોય, તેમને માટે જ છે ગૃહવાસને જેઓ તજી શકે એવા સમર્થ હોય, તેમને ' ગૃહવાસને તજ્યા સિવાય પણ ધર્મ થઈ શકે છે '-એવું કહેનારને તો, શાસ્ત્રે, પાપનો ભાગીદાર કહ્યો છે ધર્મનો ઉપદેશ આપનારાઓને શાસ્ત્રે કહ્યું છે કે-' ધર્મના અર્થિને પહેલાં તો સર્વત્યાગનો માર્ગ જ બતાવજો તમે સર્વત્યાગનો માર્ગ દર્શાવ્યો અને એ માર્ગને સેવી શકવાની ધર્મનો અર્થી અશક્તિ બતાવે, તો પછી દેશત્યાગનો માર્ગ બતાવજો ' દેશત્યાગના માર્ગને સેવવાને પણ હું અશક્ત છું '-એમ જો ધર્મનો અર્થી કહે, તો જ તેને તેનાથી પણ ઉતરતી કોટિની ભૂમિકા બતાવજો બાકી, પહેલાં સર્વત્યાગનો માર્ગ બતાવવાને બદલે જો બીજી-ત્રીજી વાતો કરી ને એથી ધર્મનો અર્થી જો સર્વત્યાગના

માર્ગને પામતો રહી જાય, તો એ જે કાંઈ પાપ કરે, તે પાપના ભાગીદાર તમે પણ છો!'

## સો લાયક બનો અને સો સાધુ બનો

એટલે આજે તમે બધા સર્વત્યાગને માટે તૈયાર નથી એવુ માની લેવામા મારી ભૂલ તો થતી નથી ને? જેની તાકાત હોય, તેણે તો સર્વત્યાગનો માર્ગ જ ગ્રહણ કરવા જેવો છે તમે બધા ય આજે ને આજે સર્વત્યાગ કરો, તો એમા હુ બહુ રાજી મારી ભાવના તો એ જ છે કે-'સૌ સાધુ બને તો સૌથી સારૂ ' આ તો તમે આજે સર્વત્યાગ કરી શકો તેમ નથી, માટે જ ઉતરતી ભૂમિકાની વાત તમારી પાને મૂકવી પડશે બાહ્ય સામગ્રીની અપેક્ષાએ જે સુખી હોય અને એવા સુખમા જ જે સુખ માનતો હોય, તેને 'આખુ જગત સુખી થાય'-એમ થાય કે 'માત્ર હુ જ સુખી રહુ' એમ થાય? 'તાકાત હોય તો સૌને સુખી કરી દઉ' -એવુ મનમા થયા કરે, એવા સુખી માણસો પણ હોય ને? તે વખતે એમને એમ તો ન થાય ને કે-'બધા સુખી થશે તો આપણે ઘેર વાસણ માજવા કોણ રહેશે?' કોઈ કાળે બન્યુ ય નથી અને બનવાનુ ય નથી કે-દુનિયામા બધા એવા સુખી બની જાય, પણ બાહ્ય સામગ્રીમા સુખ માનનારો પણ સુખી માણસ જો હૈયાવાળો હોય, તો એને એમ તો થાય ને કે-'હુ જેમ સુખી છુ, તેમ સૌ સુખી હોય તો કેવુ સારૂ?' પોતાની આ ભાવના ફળે, એ માટે તાકાત અને તક હોય તે મુજબના પ્રયત્નો પણ એ કરે ને? તેમ અમને પણ જો આ જીવન ગમ્યું હોય, ભોગના સર્વથા

ત્યાગવાળા જીવનમા ખરેખરો રસ ઉપજ્યો હોય, 'આ જીવનથી વર્ત્તમાનમા ય ઘણુ સુખ અને પરિણામે શાશ્વત સુખ'-એમ લાગ્યુ હોય, તો અમારા હૈયામા શુ હોવુ જોઈએ ? અમારા હૈયામા પણ એ જ ભાવના હોય ને કે-'બધા આવા ત્યાગી અને સુખી બને તો કેવુ સારૂ ?' તમારામા પેલો સ્વભાવ છે, કે જેથી 'હુ સુખી છુ તેમ સૌ સુખી થાય તો સારૂ'-એવો વિચાર આવ્યા જ કરે ? જેનો એ સ્વભાવ હોય, તેને આ વાત ઝટ સમજાય કોઈને પણ દુ ખી જોઈને તમારૂ હૈયુ દ્રવે ખરૂ ? શક્તિ હોય તો તમે એના દુ ખને દૂર કર્યા વિના રહો નહિ ને ? જે માણસ સાધનસમ્પન્ન છે અને પોતે સાધનસમ્પન્ન હોવાથી સુખી છે એમ જે માને છે, તે જો હૈયાવાળો હોય, તો એને એમ એમ થાય કે-'સૌ મારા જેવા સુખી બને તો સારૂ' તેમ જેમણે શ્રમણજીવનને સ્વીકાર્યું છે અને જેમને લાગ્યુ છે કે-'ખરૂ સુખ તો આ જીવનમા જ છે અને આ જીવનથી જ છે' તેમને એમ થાય જ કે-'સૌ શ્રમણ જીવનને પામો !' આવુ અમે ઈચ્છીએ અને જે કોઈ શ્રમણજીવનને પામે તેવા હોય તેમને અમે શ્રમણજીવન પમાડીએ, તો એમા કોઈ ગુન્હો તો નથી જ કરતા ને ? એમ કરવામા અમે કરવા યોગ્ય જ કરીએ છીએ ને ? એટલે તમે સાભળો કે-'ફલાણા સાધુએ અમુકને સાધુ બનાવ્યો' તો એ સાભળીને તમને શી અસર થાય ? હવે તો એમ નહિ કહો ને કે-'એ તો એ જ ધધો લઈ બેઠા છે !' ? એમ જ કહેશો ને કે-'બહુ સારૂ કર્યું !'? જો બધા આવુ કહેતા થઈ જાય, તો આ માર્ગ કેટલો પ્રચાર

પામે ? આ દેશમા મહિમા તો ભોગના ત્યાગિઓનો જ હતો એક કાળે અહીનો અધમમા અધમ પણ પ્રાય ભોગના ત્યાગ સામે આગળી ચીધી શકતો નહિ આગાઉના કાળમા જે કોઈ વખતે ત્યાગિઓ રાજસભામા જતા, તો રાજા રાજ-સિહાસનને છોડીને ઉભો થઈ જતો ત્યાગિઓને ઉચા આસને બેસાડતો કહેતો કે-' હુ રાજા હોઉ તો પ્રજાનો છુ, પણ આપનો નહિ હુ તો આપના ચરણે બેસવાને લાયક છુ ' આ આર્ય દેશમા એક કાળ આવો હતો આજે ઘણુ બગડી ગયુ છે અને બગડી રહ્યુ છે, એમ લાગે છે? જે બગડ્યુ છે ને બગડી રહ્યુ છે, તેનુ તમને બહુ દુ ખ છે?

કુટુબ સાથે કરવા જેવી વાતો

આપણી વાત તો એ છે કે–આજે તમને યોગની આ ભૂમિકાનુ જીવન પામવા જેવુ છે, એમ તો લાગ્યુ જ છે, ભલે આજે ને આજે તમે સર્વત્યાગ કરી શકો તેમ નથી, પણ ' સર્વોત્તમ જીવન તો સર્વત્યાગવાળુ જ ગણાય '–એવી ખાત્રી થઈ ગઈ છે અને એથી મનમા એમ પણ થયુ છે કે-' જો એવુ જીવન છેવટ અહી મરતા ય પમાઈ જાય તો બહુ સારૂ ' જો આ વાત હૈયામા બરાબર બેસી ગઈ હશે, તો હવે ઘરે જઈને કુટુબ સાથે પણ આ વાત થવાની જ ને? કહેવાના ને કે-' આપણુ જીવન પાપમય છે સર્વોત્તમ જીવન તો શ્રમણજીવન જ છે એ જીવન પમાય તો કેવુ સારૂ ?' તમે આવી વાત કરો, એમા કોઈ કદાચ એમ પણ કહી દે કે-' તો આજે જ જાવ ને ! ' એવુ કોઈ કહે, તો કહેજો કે-' જો શક્તિ હોત તો ઘેર પણ આવ્યો ન હોત !

આ તો હજુ માત્ર વાતનો સ્વાદ લઈને આવ્યો છુ દિલમા એ વાત બેસી ગઈ છે કે-જીવાય તો જીવવા લાયક તો એ જ જીવન છે! મને એ વાત બહુ ગમી ગઈ છે, માટે તમને કહી ' કોઇ વાત સારી લાગે, તો તે બની શકે તેવી ન હોય તો પણ તે સાથીને તો કહીએ ને? પણ આજે કુટુબ સાથે બેસીને આવી વાતો પ્રાય થતી જ નથી અહીથી મરીને ચાલ્યા જવાનુ છે, એ નક્કી છે, સુખના સાધનો તરીકે અહી જે કાઈ ભેગુ કરો-તેમાનુ કાઈ જ સાથે આવવાનુ નથી કે સાથે લઈ જઇ શકાવાનુ નથી, એ પણ એટલુ જ નક્કી છે, અહીથી મરીને ક્યાક જન્મવુ પડશે, એ ય નક્કી છે અને જ્યા સુધી પરમ પદની પ્રાપ્તિ રૂપ પરમાદર્શ સિદ્ધ નહિ થાય, ત્યા સુધી આ સસારમા ભટક્યા કરવુ પડશે ને કર્મના ફલો ભોગવ્યા કરવા પડશે, એ ય નક્કી છે, આ વિગેરે બધુ ખૂબ ખૂબ નક્કી હોવા છતા પણ, કુટુબ સાથે આવી વાતો થતી નથી, એ જેવી-તેવી વાત છે?

નાગરિક જીવન ઉપરે ય અસર થાય

આપણે અહી જેવી વાતો કરીએ છીએ, તેવી વાતો જો આત્માની સાથે થાય, કુટુબની સાથે થાય, મિત્રમડલાદિની સાથે ય થાય, તો જેમ ત્યાગજીવનનો મહિમા ઘણો વધે, તેમ નાગરિક તરીકેના જીવન ઉપર પણ એની સુન્દરમા સુન્દર અસર થયા વિના રહે નહિ આર્ય દેશનું નાગરિક જીવન પણ કેવી ઉચી કોટિનુ હોય, તેની પણ આજે ઘણાઓને ખબર નથી, કેમ કે-' ઉચ્ચ જીવન માટે જેમ બને તેમ ભોગનો ત્યાગ જરૂરી છે અને ભોગને તજ્યા વિના સાચુ કલ્યાણ

થવાનુ નથી '–આ વાત ખ્યાલમા આવી નથી ત્યાગની ભાવના વિનાની નાગરિકતા સ્વાર્થી જ રહેવાની ભોગના સર્વથા ત્યાગવાળુ જીવન જો આદર્શ તરીકે હોય, તો ગૃહસ્થાઈ પણ ઉચા પ્રકારે જીવાય

<u>સીધુ લક્ષ્ય મોહને મારવાનુ</u>

આજે તમને હિસાદિક પાપો કરવાના વિચારો આવે છે, તે શાથી આવે છે ? એ વિચારોનું મૂળ કયું, એ કદી વિચાર્યું છે ખરૂ ? 'ભોગમા મે સુખ માન્યુ છે, એટલે જ મને હિસાદિક પાપોના વિચારો આવે છે'–એમ થયેલુ ? અત્યાર સુધી તો ગમે તેમ થયુ, પણ હવે તો લાગ્યું ને કે–'સર્વથા પાપરહિત બન્યા વિના સદા સુખે જીવી શકાય એવી અવસ્થા મળે તેમ નથી અને ભોગનો સર્વથા ત્યાગ કર્યા વિના સર્વથા પાપરહિત જીવન જીવી શકાય એ શક્ય નથી!' ? માટે ઉચામા ઉચુ કોઈ માનવજીવન હોય, તો તે શ્રમણજીવન છે, એ વાત પણ સમજાઈ ગઈ યોગની ઉચી ભૂમિકા તો શ્રમણજીવન જ હોઈ શકે ને ? પરમાદર્શને સિદ્ધ કરવાને માટે શ્રમણજીવનને સ્વીકારનારો, મોહને ચેલેન્જ આપીને મોહની સામે યુદ્ધ ખેલવાને તત્પર બન્યો એમ કહેવાય મોહને એ કહે કે–'અત્યાર સુધી તો હુ બીજી પચાતોમા પડેલો હતો અને તેમાથી મને ફુરસદ નહોતી મળતી, પણ હવે તો મે બહારના બધા સંગોને છોડ્યા છે અને એ એક જ કામ હાથ ધર્યું છે કે–તારી સાથે લડવુ અને તને મારી નાખવાનુ સામર્થ્ય કેળવવુ !' ભોગનો સર્વથા ત્યાગ કરીને શ્રમણપણાને સ્વીકારનારનુ લક્ષ્ય કયું ?

એનું સીધુ લક્ષ્ય કયુ ? મોહને મારવાને માટે જ શ્રમણજીવન છે મોહને મારવાની તાકાત શ્રમણજીવનમા વધુમા વધુ મેળવી શકાય, માટે શ્રમણજીવન એ યોગની પહેલી ભૂમિકા છે

## ભોગને તજ્યા પછી તે યાદ ય નહિ આવવા જોઈએ

તમને પણ મોહને મારવાનુ મન તો ખરૂં ને ? 'મોહે જ અત્યાર સુધી મુઝવીને રખડાવ્યા અને દુ ખી કર્યા'—આવુ જેને લાગે, તેને જ પરમ પદને પામવાનો આદર્શ ગમે તમને એ આદર્શ ગમ્યો છે, એટલે મોહને મારવો જોઈએ, એમ તો તમને થઈ જ ગયું છે મોહને મારવો હોય તો શ્રમણજીવન જેવી કોઈ ભૂમિકા નથી, પણ આ ભૂમિકાએ સૌ આવી શકે નહિ મોહને મારવાની ઈચ્છાવાળા પણ બધા જ આ ભૂમિકાએ આવી શકે નહિ આ ભૂમિકાએ તો સમર્થ આવી શકે આ ભૂમિકાએ આવવાને માટે ભોગનો સર્વથા ત્યાગ પહેલો કરવો જોઈએ અને જીવનમા કદી પણ ભોગની ઈચ્છા ન થઈ જાય, તેની ખૂબ જ કાળજી રાખવી જોઈએ ભોગને તજ્યા પછી પણ જો ભોગ ભોગવવાને માટે યાદ આવે, ભોગને ભોગવવાનુ મન થઈ જાય, તો એ મોહનો વિજય કહેવાય પછી જરાક ભૂલ્યા એટલે મોહ માર્યા વિના રહે નહિ એટલે જ્યા સુધી તજેલા ભોગ પણ પાછા યાદ આવે એવુ દિલ હોય, ત્યા સુધી આ જીવનને સ્વીકારી લેવાની દોડાદોડી કરતા નહિ એવી નિર્બલતા હોય, તો એ નિર્બલતાને બરાબર પરખી લેવાની અને પરખી લઈને એ નિર્બલતાને ખ ખેરી નાખવાના પ્રયત્નો કર્યા કરવાના નિર્બલતાને પરખી લઈને વિચાર કરવો કે–' આજે

તો એવુ જીવન જીવાય તેમ નથી, પણ આ જીવનમા છેવટે ય એવુ જીવન પમાય એવા પ્રયત્નો કર્યા કરવા છે ' એ પ્રયત્નો કેવા પ્રકારે કરવા, તેની વાત બીજી ભૂમિકામા આવશે

## પાપથી હૈયુ ભયભીત બને તો

આજે ઘરે જઈને આ વિચાર કરવાનો ને આવતા રવિવારે હૈયાને તૈયાર કરીને આવવાનુ ને ? ભોગની લાલસાથી મહા પાપો પણ કરવા પડે છે એ પાપોના પ્રત્યે બહુ-અણગમો છે, છતા ભોગને છોડી શકાતા નથી, પણ હવે ભોગમા ને ભોગ માટે પાપ કરતા હૈયુ કમ્પ્યા કરે છે આવું હૈયુ કેળવીને હવે તો ભેગા થવાનુ ને ? ભોગના યોગે ઘણા પાપો કરવા પડે છે, માટે હૈયામા ભોગ પ્રત્યે ત્રાસ તો ખરો ને ? ભોગ ભોગવો, કદાચ આનંદેય આવી જાય, છતા એમ તો થાય ને કે–' આની પડખે ચઢવા જેવું નથી ! શું કરૂં ? તાકાત નથી, બાકી તાકાત હોય તો આજે જ એને લાત મારી દઉ !' ભોગ એટલે ? પાચેય ઇન્દ્રિયોના વિષયસુખો, જેણે મારી માનવતાને મારી નાખી, ન કરવાના પાપો મારી પાસે કરાવ્યા, આવો વિચાર ઠગશો ને ? એ વખતે ભૂતકાળના પાપો ડાઘુ જેવા સામે તરવરે કેટલા પાપ ? ઘણાં આત્માને પૂછવુ કે–આ પાપો કરવા એ શું વ્યાજબી છે ? આત્મા કહે–નહિ જ ત્યારે કરવુ શું ? હમણા ભોગ છૂટે તેમ નથી, તો કરવુ શું ? આવી રીતિએ હૈયાને ભયભીત બનાવીને આવ્યા હશો, તો યોગની બીજી ભૂમિકાની વાત સાભળતાં એમ થશે કે–ભોગનો સર્વથા ત્યાગ નથી થઈ શકતો, પણ–આટલો ત્યાગ કેમ થઈ શકે નહિ ? બીજી ભૂમિકાની વાતમા

તો સીધો તમારા જીવનનો વિચાર કરવો પડશે ને? તમારા જીવનની વાત કદાચ કડવી પણ લાગે ને? પણ હૈયાને તૈયાર કરીને જે આવ્યા હશે, તેમને કાંઈ જ કડવું નહિ લાગે, મીઠું લાગશે

પૂર્વકાળનો ધર્મવાદ

ગૃહસ્થજીવનને પણ સુન્દર બનાવવાને માટે સર્વત્યાગનો આદર્શ જરૂરી છે જે કાળમાં સર્વત્યાગનો આદર્શ ઘણાઓના હૈયે હતો, એ કાળમાં આ દેશ આવો દરિદ્રી નહોતો તે કાળમાં જેમ રાજા-મહારાજા અને શેઠ-શાહુકારો આદિ હતા, તેમ ગરીબો પણ હતા, પણ એ બધાનું જીવન મોટે ભાગે સાચા નાગરિકને છાજે તેવું હતું જે સુખી હતા, તે દુખિઓની ચિન્તા કરનારા હતા અને જે દુખિઓ હતા, તે સુખી સામે મીઠી નજરે જોનારા હતા સુખી એવા હતા કે-એમને બીજાઓને દીધા વિના ચેન પડે નહિ અને દુખી એવા હતા કે-બને ત્યાં સુધી માગવું નહિ અને માગવા છતાં ન આપે તો પોતાનો પાપોદય માનવો, પણ કોઈને શ્રાપ દેવો નહિ એ વખતે આજના જેવા સમાજવાદ ને સામ્યવાદ આદિ વાદો નહોતા, પણ ધર્મવાદ હતો આજના બધા વાદોનું મૂળ એ છે કે-સૌને ભોગ જોઈએ છે ‘ભોગ વિના સુખ નહિ’-એ માન્યતા અને ન મળે એટલે ઉધમાત ‘ભોગ તજવા જેવા છે’-એવો સામાન્ય ખ્યાલ પણ જો પ્રજામાં પ્રવર્તતો હોય, તો આજના જેવા અનેકવિધ અનિષ્ટો પણ ઉત્પન્ન થવા પામે નહિ અને એથી આજના જેવા વાદો પણ ઉભા થવા પામે નહિ

જીવન લખવાનુ મન થાય

એ વાત જો બરાબર હૈયે હોય, તો ઘરમા બેઠેલા ય એવો આદર્શ ફેલાવે કે-સૌને લાગે કે દેવલોકમાં બેઠા છીએ આર્ય દેશનો ઉત્તમજીવી ગૃહસ્થ એટલે ? એ સાધુની પણ હરિફાઈ કરી શકે તેવો હોય સાધુ કરતા જીવન ઘણુ ઉતરતુ, છતા એની દોટ સાધુજીવનને પામીને પરમાદર્શને સિદ્ધ કરવા તરફ હોય ઘરમા બેઠે સાધુ ન બનાય, પણ ઘરમા બેઠેય એવી રીતિએ જરૂર જીવી શકાય કે-સાધુને પણ એના વખાણ કરવાનુ મન થાય પણ તે કયારે બને ? સર્વત્યાગ કરવા તરફ અને સર્વત્યાગ પણ પરમાદર્શને સિદ્ધ કરવાને માટે કરવા તરફ લક્ષ્ય હોય ત્યારે ! તમે નબળા છો, એટલે હમણા સર્વત્યાગ તો કરી શકો તેમ નથી, પણ પરમાદર્શ નક્કી થઈ ગયો છે અને સર્વત્યાગને નજર સામે રાખીને જીવવુ છે, એટલુ તો ખરૂં ને ? તમે કદાચ સાધુ ન બની શકો, તો ય એવા ગૃહસ્થ બનો કે-તમારા નામ લઈ લઈને તમારા બધાના જીવન લખવાનુ ત્યાગિઓને પણ મન થાય તમે એવા ગુણસમ્પન્ન બનવાનો નિર્ણય કરો અને પ્રયત્ન કરવા માંડો, તો ઉત્તમ ગૃહસ્થ બનીને થોડા કાળમા સાધુજીવનને પણ પામી શકો .

# ચોથું પ્રવચન *

વિ સં ૨૦૦૭, અષાડ સુદી ૪, રવિવા
તા. ૮ ૭ ૫૧, સવારે ૮॥ થી ૧૦
સ્થલ–પ્રેમાભાઈ હૉલ, ભદ્ર, અમદાવા

[ તા ૮ ૭ '૫૧ રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી પૂ પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચનશ્રેણિ અંગેનું ચોથું જાહેર પ્રવચન થયું હતું આ પ્રવચન વખતે પણ "સંદેશ' કાર્યાલયના વૃત્તાન્તનિવેદકની જેમ "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક પણ પોતાના અખબારમાં આ પ્રવચનનો ભાવાર્થ પ્રગટ કરવાને માટે નોંધ લેવાને આવ્યા હતા તા ૯ ૭ ૫૧ સોમવારના દિવસે આ પ્રવચનનો પોતપોતાનો તૈયાર કરેલો ભાવાર્થ તેમણે "સંદેશ'માં તેમજ 'ગુજરાત સમાચાર"માં પ્રગટ કર્યો હતો

'સંદેશ' કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ પોતાની નોંધમાં જણાવ્યું હતું કે–'આજે સવારના ૮॥ વાગે આચાર્ય શ્રી વિજયરામચંદ્ર સૂરીશ્વરજી મહારાજે 'રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ' વિષય પર જે વ્યાખ્યાનમાળા શરૂ કરી છે તેની પૂર્વ ભૂમિકા રૂપે માનવજીવનનો મ આદર્શ' એ વિષય પરનું ચોથું પ્રવચન પ્રેમાભાઈ હૉલમાં આપ્યું હતું જૈન અને જૈનેતર ભાઈ બેનોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી'

અને "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ પણ પોતાની નોંધમાં જણાવ્યું હતું કે–"આ પ્રસંગે ગએલા પ્રેમાભાઈ હૉલ શ્રોતાજનોથી ચીક્કાર ભરાઈ ગયો હતો અને સંખ્યાબંધ સ્ત્રી–પુરુષો વ્યાખ્યાનપીઠની ઉપર તથા નીચે જમીન ઉપર આચાર્યશ્રીનો ઉપદેશ ગ્રહણ કરવા બેઠા હતા"

ચોથા પ્રવચનનું આ નીચે આપવામાં આવતું સારભૂત અવતરણ, અમારા કાર્યાલયના અવતરણકારે તૈયાર કરેલું છે

સુખની ઇચ્છા ફળે ક્યારે ?

અનન્ત ઉપકારી મહાપુરૂષોના વચનોને અનુસરીને, આપણે જોઈ આવ્યા કે-' આ માનવજન્મ એ ઘણી જ મહત્ત્વની વસ્તુ છે, અને જેને આ માનવજન્મની એ કિંમત સમજાણી છે, એને મન પરમ પદની પ્રાપ્તિ-એ જ એનો પરમાદર્શ હોય છે ' પરમ પદનો અર્થ કરતા, આપણે એ નક્કી કરી આવ્યા કે-' અનાદિકાલથી મલિન એવો જે આત્મા, કે જે આ સ સારમા જન્મ-મરણાદિની પર પરાથી ભટકી રહ્યો છે, તે સુવિશુદ્ધ બનીને પોતાના સ્વરૂપમા જ રમતો થઈ જાય અને લોકાગ્રે જે સર્વોચ્ચ સ્થાન છે તે સ્થાને સ્થિર બની જાય, તે પરમ પદ છે ' એ આદર્શની સિદ્ધિને માટે, જીવે પોતે, પોતાની એવી સ્થિતિને પેદા કરવી જોઈએ કે-એની બધળી ય પ્રવૃત્તિઓ, આત્માને શુદ્ધ બનાવતે બનાવતે, સ્વ-સ્વરૂપમા જ સ્થાપિત કરી દે એ માટે આપણે નક્કી કરી આવ્યા કે-ભોગના સર્વથા ત્યાગપૂર્વકનુ જે યોગજીવન, એ જ આપણે જોઈ શકીએ તેવા જીવનોમા ઉચામા ઉચી કોટિનુ જીવન છે એને અ ગે, આપણે એ વાત પણ વિચારી આવ્યા કે-સુખનો અર્થી જીવ, ભોગનો અર્થી બનીને ઘણો દુ ખી થયો છે અને ઘણો દુ ખી થાય છે, પણ કદી ય એની સુખની ઈચ્છા પાર પડી નથી અને જ્યા સુધી એ ભોગનો અર્થી બન્યો રહે, ત્યા સુધી એની એ ઈચ્છા કદી પાર પડે તેમ પણ નથી છતાં, જીવને સુખે જીવવાની ઈચ્છા છે-એ નક્કી વાત છે જીવ માત્રને સુખ જોઈએ છે તે પણ કેવું ? જીવ માત્રને એવા જ સુખને મેળવવાની ઈચ્છા છે કે-જે

સુખમાં દુઃખનો જરા પણ અંશ ન હોય, અપૂર્ણતા પણ ન હોય અને વિનશ્વરપણું પણ ન હોય આપણને એવી સુખમય સ્થિતિની પ્રાપ્તિ થવી, એ કોઈ અશક્ય વસ્તુ નથી, પણ એવી સ્થિતિની પ્રાપ્તિ, જ્યાં સુધી યોગમય સુન્દર જીવનને જીવાય નહિ, ત્યાં સુધી થાય તેમ નથી અને યોગમય સુન્દર જીવનને જીવવાને માટે, ભોગનો સર્વથા ત્યાગ કર્યા વિના ચાલી શકે તેમ નથી

ભોગમાં સુખ નથી પણ સુખાભાસપણું છે

ભોગનો સર્વથા ત્યાગ ક્યારે બની શકે ? ભોગનો રસ ભૂંડો છે અને મુખ્યત્વે ભોગ એ જ સઘળાં ય પાપોનું મૂળ છે-એવી પ્રતીતિ થાય, ત્યારે જ ભોગનો ત્યાગ શક્ય બની શકે ને ? જીવન તો સૌને જીવવાનું છે, પણ જો એ પાપ રહિતપણે જીવાય નહિ તો આત્માની શુદ્ધિ થાય નહિ અને આત્માની પરિપૂર્ણ શુદ્ધિ થયા વિના જીવની સુખે જીવવાની ઈચ્છા પરિપૂર્ણ થાય નહિ, એટલે પાપરહિત જીવનને જીવવાને માટે ભોગને તજવાની જરૂર છે આ વાત જેના હૈયે બેઠી નથી અને ભોગમાં જ સુખ છે-એવી વાત જેના હૈયે બેઠી છે, તે કદાચ ડહાપણની વાતો કરવાને માટે કહેતો હોય કે-'પાપ કરવા જેવા નથી' તો પણ, પાપ કર્યા વિના એનાથી રહેવાવાનું જ નથી પાંચેય ઇન્દ્રિયોના વિષયસુખોનો ભોગવટો પાપ રૂપ છે તથા પાપ કરાવનાર છે અને પાપ જીવને સંસારમાં રખડાવનાર છે-એ વાત જેને જચતી નથી, તેને સર્વત્યાગની વાત તો જચે જ શી રીતિએ ? એટલા માટે જ, સર્વત્યાગની વાતમાં, ભોગની લાલસા-એ મહાપાપ છે અને ભોગમાં-

સુખની કલ્પના એ એક મહાભ્રાન્તિ છે, એ વાતને સમ જાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો વિચાર કરનારને જરૂર સમજાઈ જાય તેમ છે કે–ભોગમા સુખ છે એવી કલ્પના, એ એક ભ્રાન્તિ જ છે, કારણ કે–એમાં સુખાભાસપણુ છે, પણ એમા વાસ્તવિક સુખનો લેશ પણ નથી એમા જે સુખાભાસપણુ છે, તે જીવને મુઝવી શકે છે અને એથી મુઝાએલો જીવ, પાપને પાપ તરીકે સમજતો હોય તે છતા ય, પાપનો તે પરિત્યાગ કરી શકતો નથી એટલે પાપરહિત જીવન જીવવુ હોય, તો ભોગનો ત્યાગ પહેલો કરવો પડે ભોગની વાસના ઉપર કાબૂ આવ્યા વિના, ભોગનો સાચો ત્યાગ થઈ શકે નહિ અને જ્યા સુધી ભોગ બેઠા હોય, ત્યા સુધી પાપને સેવ્યા વિના ચાલે નહિ સર્વત્યાગ માટે, ભોગનો ત્યાગ કરે એટલા માત્રથી કાઈ પતી જાય ? ભોગનો ત્યાગ કાઈ ક્ષણવાર કરવાનો છે ? ના, જીદગીભરને માટે ભોગનો સર્વથા ત્યાગ કરવાનો છે અત્યાર સુધી ભોગાયતન બની ગયેલા આ શરીરને યોગાયતન બનાવી દઈને, જીવન પર્યન્ત એવો સયમ રાખીને જીવવાનુ છે કે–જેનો ત્યાગ કરીએ, તેની તરફ મન પણ ન જાય કદાચ એ તરફ મન જાય, તો મનને તરત જ પાછુ વાળી લેવુ જોઈએ એ તરફ ગયેલા મનને રોકી શકીએ નહિ અને વહેતુ રાખીએ, તો કદાચ કાયાથી પાપ ન થાય એ બને, પણ મન દ્વારા તો આત્મા ઉપર પાપના પુજ ખડકાયે જાય એટલે ભોગનો ત્યાગ કર્યો પછી પણ, એને નિભાવવો એ સહેલુ નથી તલ્વારની ધાર પર ચાલવુ એ સહેલુ છે, પણ કરેલા ભોગત્યાગને બરાબર જાળવીને જીવનભર યોગજીવનને જીવવુ એ મુશ્કેલ છે

મન-વચન-કાયા ઉપરનો કાબૂ જરૂરી છે

જેને આપણે શ્રમણ સસ્કૃતિનુ ઉચ્ચ જીવન કહ્યુ, શ્રમણ જીવન તરીકે જે જીવનને ઓળખ્યું, તે જીવનને જીવવાને માટે તો મન, વચન અને કાયા–એ ત્રણેય ઉપર ખૂબ જ કાબૂ મેળવવો પડશે જેનો પોતાના મન ઉપર કાબૂ નથી, જેનો પોતાના વચન ઉપર કાબૂ નથી અને જેનો પોતાની કાયા ઉપર કાબૂ નથી, તેને તમે ‘ સારો માણસ ’ માનવાને તૈયાર છો ? જે કહે કે–‘ મારે જે વિચારવા લાયક નથી તે પણ મારાથી વિચારાઈ જાય છે, જે ન બોલવા લાયક ગણાય તેવુ પણ મારાથી બોલાઈ જાય છે અને જે કરવા જેવુ નથી તે પણ મારાથી થઈ જાય છે ’–એવા માણસને તમે ‘ મહાપુરૂષ ’ તરીકે માનવાને તૈયાર છો ? જેનાથી નહિ વિચારવા જેવુ પણ મનથી વિચારાઈ જાય, નહિ બોલવા જેવુ પણ વાણીથી બોલાઈ જાય અને નહિ કરવા જેવુ પણ કાયાથી થઈ જાય, તે શું સ્વતન્ત્ર છે ? નહિ જ તો એવુ સ્વાતન્ત્ય શું જરૂરી નથી કે–જે ઈચ્છીએ તે જ વિચારી શકીએ, જે ઈચ્છીએ તે જ બોલી શકીએ અને જે ઈચ્છીએ તે જ કરી શકીએ ? મન પણ આપણા કાબૂમા, વાણી પણ આપણા કાબૂમા અને શરીર પણ આપણા કાબૂમા, એવુ જીવન જીવવાને માટે માનવજન્મ સિવાયનો કોઈ જન્મ છે ખરો ? ના, તો આવા માનવજન્મને પામવા છતા પણ, આપણે જો આપણા મન, વચન અને શરીર ઉપર એવો કાબૂ ન કેળવી શકીએ, તો આ આપણો માનવજન્મ એળે જાય છે, એમ લાગે છે ? જો એ લાગતુ હોય, તો આ જીવનમા ભોગને લાત મારવાનુ મન થયા વિના રહે નહિ ભોગને લાત મારી શકાય નહિ,

તો ય 'ભોગને લાત મારવી જ જોઈએ'—એમ તો થયા જ કરે એ વિના, આપણે જે બીજી ભૂમિકાની વાત કરવી છે, તે ભૂમિકાને અનુરૂપ જીવન પણ બનાવી શકાશે નહિ

<u>હૈયુ કેળવવુ પડશે</u>

બીજી ભૂમિકામા તમે આવી શકો, એ માટે ય આ પહેલી ભૂમિકાને તમારા મગજમા ખૂબ સુસ્થિર બનાવી દેવી પડશે, પહેલી ભૂમિકાના જીવનને સદા ય નજર સામે રાખવુ પડશે ભોગોને લાત મારીને પોતાના મન, વચન અને કાય ઉપર પૂરેપૂરો કાબૂ મેળવનારા અને નિષ્પાપ યોગજીવનને જીવનારા મહાપુરૂષો ઘણા થઈ ગયા છે એ ભૂતકાળના મહાપુરૂષો યાદ આવે ને હૈયુ નમી પડે, 'ક્યારે હુ પણ એવો બનુ'—એવી અભિલાષા પ્રગટે, એવુ હૈયુ કેળવવુ પડશે વર્તમાનના પણ એ માર્ગે ચાલનારા મહાપુરૂષોને જોઈએ ને હૈયાથી નમીએ, એવુ હૈયુ કેળવવુ પડશે એ ક્યારે બને ? શ્રમણજીવન કેટલુ બધુ પવિત્ર છે, કેટલુ બધુ ઉચુ છે અને જેમનાથી બને તે સૌએ આચરવા લાયક જીવન એ છે—એ સમજાય તો ને ? આ આર્ય દેશ, અહી એવા મહાપુરૂષો ઘણા થઈ ગયા, તેનુ ગૌરવ ધરાવે છે તમને ભૂતકાળના એવા કેટલાક મહાપુરૂષોના નામો યાદ છે ? રોજ સવારે ઉઠતાની સાથે, કેટલા મહાપુરૂષોને યાદ કરીને નમસ્કાર કરો છો ? શુ આર્ય દેશની આ સપત્તિ તમને ગમતી નથી ? જો આર્ય દેશની આ મહા સપત્તિ ગમે નહિ તો પછી એવા બનાય શી રીતિએ ? એમના જીવન જેવુ આપણા જીવનને બનાવવાનુ મન થાય શી રીતિએ ?

## જીવનને એવુ બનાવો કે-જીવતા ય મઝા ને મરતા ય મઝા

જીવન તો પાણીના રેલાની માફક ચાલ્યું જાય છે ને? જીવન પાણીના રેલાની ઝડપે વહી જાય છે કે એથી પણ વધારે ઝડપે વહી જાય છે? આમ વહી જતુ અહીંનુ જીવન થોડા કાળમા પૂરૂ થઈ જવાનુ છે, એ નક્કી છે અહીંથી મરીને ક્યાક જવાનુ છે અને ત્યા જઈને ઉત્પન્ન થવાનુ છે, એ ય નક્કી છે ક્યા જવું પડશે, તેની ખબર છે? તેની ખબર નથી, છતા તેની ચિન્તા ય નથી આ જીવન ક્ષણિક છે, પૂરૂ થવાનુ જ છે, તો પછી આ જીવનમા આપણે એવું શું કરી લેવું જોઈએ, કે જેથી આપણે શાન્તિપૂર્વક મરી શકીએ? આપણે કેવું જીવન જીવ્યા હોઈએ, તો મરતી વખતે આપણે શાંતિપૂર્વક મરી શકીએ? શાન્તિપૂર્વક મરવાની ઈચ્છા તો બધાયને હોય ને? તો કેવુક જીવીએ તો શાંતિપૂર્વક મરી શકાય? વર્ત્તમાનમા જીવવાને માટે તમે જે કાંઈ મેળવ્યુ છે, મેળવો છો ને મેળવશો, તે બધુ અહીં જ રહી જવાનુ છે અને મરીને જવાનુ છે-એ નક્કી છે, ક્યા જવાનુ છે અને જ્યા જવુ પડશે ત્યા શુ થશે-તેની કલ્પના નથી, તેથી મરવું પડે એ ફાવે તેવુ તો નથી ને? ફાવે કે ન ફાવે, પણ મરવુ તો પડશે જ, તો પછી એવુ જીવન જીવીએ કે-જીવવામા ય મઝા આવે અને મરવામા ય મઝા આવે, તો કેવું સારૂ થાય?

## જેમ મૂકવાનુ થોડુ તેમ મરતા વધારે મઝા

મરતી વખતે ખાસ કાંઈ મૂકવાનુ જ હોય નહિ, તો મુઝવણ થાય? એવુ જીવ્યા હોઈએ કે-મર્યા પછી સારૂ સ્થાન જ મળશે એવો આત્મવિશ્વાસ જન્મ્યો હોય અને

મરતી વખતે કાઈ મૂકવાનુ પણ ન હોય અથવા જે મૂકવાનુ હોય તે પણ મૂકવા જેવુ છે એવી સમજપૂર્વક રાખેલુ હોય, તો મરતી વખતે મુ ઝવણ થવાને શું કારણ છે? જેણે ભોગની લાલસાને પણ તજી દીધી હોય અને ભોગના તથા પરિગ્રહના સ ગને પણ તજી દીધો હોય, તેને મૂકવાનુ શું? મરતી વખતે કાઈ મૂકવાનુ ન હોય તો સારૂ ?, વધારે મૂકવાનુ હોય તો સારૂ ?, કે થોડુ મૂકવાનુ હોય તો સારૂ ? ધારો કે–આ શહેરમાથી અચાનક ભાગવાનો પ્રસ ગ આવી લાગે, તો ? આ દેશમા પણ હમણા હમણામા શહેર, ગામ છોડીને ભાગવાના પ્રસ ગો આવી ગયા ને? હજુ ય એ ચાલુ જ છે ને? એમ છોડવુ પડે ને ભાગવુ પડે, ત્યારે જેની પાસે થોડુ હોય તે ફાવે ને? જેની પાસે થોડુ હોય તે ઝટ ભાગી શકે ને? અમારે ગમે ત્યારે અચાનક પણ આ અમદાવાદને છોડવાનો વખત આવી લાગે, તો અમે ટહેરથી છોડી શકીએ અમને અમદાવાદ છોડતા જરા ય વાર લાગે નહિ કારણ? પાછળ જેવુ પડે, એવુ અમારી પાસે કાઈ નહિ અહી થી જઈએ ને પાછળ સ ભાળવુ પડે, ખબર લેવી પડે, એવી કોઈ ચીજ અમારી અહી હોય તો ને? અમે ઝટ ચાલતા થઈએ ને પૂ ઠે જોવાનુ અમારે કાઈ હોય નહિ ત્યારે મરવુ તે ય મુસાફરીને આગળ ધપાવવા જેવુ છે ને? તો મરવાનુ આવે તે વખતે મૂકવાનુ ઓછુ હોય તો સારૂ કે વધારે હોય તો સારૂ ?

સ૦ જેમ ઓછુ તેમ સારૂ

તો પછી આ શ્રમણજીવન સારૂ કે તમે જીવો છો એ જીવન સારૂ ?

સ૦ આપનુ જીવન સારૂ

ભોગસુખોની વિષમતા

આ જીવનને જીવી શકાય કે ન જીવી શકાય એ વાત જૂદી છે, પણ જીવવા લાયક ઉત્તમ જીવનને જીવવાની તાલાવેલી જોરદાર હોવી જોઈએ ભોગસુખો તો એવા ક્ષણિક, વિષમ અને તકલાદી છે કે–એ સુખોને માણસ ધારે તો ય નિરતર ભોગવી શકે નહિ છતી સામગ્રીએ પણ થોડીક વાર ભોગવ્યું કે–એને છોડયા વિના ચાલે જ નહિ કોઈ જોર કરીને વધારે ભોગવવા જાય, તો એ એવો થઈ જાય કે–એને ફરજીયાત ઘણો વખત એ ભોગને છોડવા પડે ભોગસુખ તો એવુ છે કે–કોઈ દબાણ કરીને વધારે ભોગવાવરાવે, તો કટાળો આવે નહિ એ બને નહિ દુ ખ વિના એ સુખ આપી શકે નહિ, દુ ખ વિના એને ભોગવી શકાય નહિ અને પાછળ પણ એ પ્રાય દુ ખો પેદા કર્યા વિના રહે નહિ જેને જેનો અતિ રાગ હોય, તેને તેનો વિયોગ બહુ દુ ખ-બહુ વેદના પેદા કર્યા વિના રહે નહિ એનો વિયોગ ન થાય તો પણ, જ્યારે આપણો વિયોગ થનો હોય, ત્યારે ય ભારે દુ ખ થાય એટલે ભોગમા કોઈ સાચુ સ્થાયી સુખ આપવાની શક્તિ જ નથી અને દુ ખ તો દેખાય જ છે, તો પછી જે કોઈ વિવેકી હોય અને સામર્થ્યવાન હોય, તે એના ત્યાગ-પૂર્વકના જીવનને શું કામ જીવે નહિ?

પાપ માત્ર પ્રત્યે સુગવાળા બનવુ પડે

ભોગનો સર્વથા ત્યાગ કર્યા પછીથી પણ, જો પરિપૂર્ણ-પણે નિષ્પાપ એવા યોગજીવનને જીવવું હશે, તો તે મન,

વચન અને કાયા ઉપર કાબૂ મેળવ્યા વિના નહિ જીવી શકાય એ માટે તો પાંચ મહા પાપોનો ત્યાગ સર્વ પ્રકારે જીવનભરને માટે કરવો એ જરૂરી છે જેમાં પાંચ મહા પાપોનો જીવનભરને માટે સર્વ પ્રકારે ત્યાગ જરૂરી હોય, એવું આ શ્રમણજીવન છે પાંચ મહા પાપોને સર્વ પ્રકારે જીવનભરને માટે તજીને જ સર્વથા નિષ્પાપ યોગજીવનને જીવી શકાય, એટલે એ પાંચ મહાપાપો પ્રત્યે નફરત પેદા થવી જોઈએ ને ? પાપ માત્ર પ્રત્યે સુગવાળા બની જવું જોઈએ ને ? તમારા હૈયામાં એ પાંચ મહા પાપો તરફ કેવોક ભાવ છે ?

<u>ભોગ અને પરિગ્રહ જરૂરી કે પાપ રૂપ ?</u>

આપણે જોઈ આવ્યા કે-હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ, એ પાંચ મહા પાપો છે ! તમને આ પાંચેય મહા પાપો છે, એમ લાગે છે ખરૂં ? આ પાંચેયને તમે મહા પાપ તરીકે જ માનો છો ? એ પાંચમાં, પહેલા ત્રણને તો મહા પાપ માનવામાં હજુ બહુ વાંધો નથી આવતો, પણ ચોથાને અને પાંચમાને મહા પાપ માનતા તો ગળે ડચુરો આવવા જેવું થાય છે ને ? હિંસા પાપ છે-એમ માનવામાં વાંધો નહિ, અસત્ય પાપ છે-એમ માનવામાં વાંધો નહિ અને ચોરી પાપ છે-એમ માનવામાં પણ વાંધો નહિ, જો કે-એ ય તમારામાંના બધા જ માને છે કે નહિ, તેની મને ખબર નથી, પણ વિષયોના ભોગવટાની મઝા કરવી તે પણ પાપ છે અને પરિગ્રહની સાથે રહેવું તે પણ પાપ છે, એવું મહાપુરૂષોએ જે કહ્યું છે, તે સીધે સીધું તમારા હૈયે બેસી જાય, તેવું તમારૂં હૈયું છે ? હિંસા, અસત્ય અને ચોરી-એ

પાપ છે, એવું તો કહ્યા વિના ચાલે તેવું નથી, જો કે-એમાં ય મુશ્કેલી ઘણી છે, છતાં એ ત્રણની વાતમાં તો તમે કદાચ ઝટ સમ્મત થઈ જાઓ, પણ 'વિષયોના ભોગવટાની મઝા કરવી અને પૈસા ટકા વિગેરે રાખવા તે પણ પાપ છે' -એ વાત તમને સમજાવવી, એ કાંઈ સહેલું છે? તમે તો કદાચ એમ પણ કહો ને કે-'જરૂરી ચીજમાં વળી પાપ શું?' જ્યાં સુધી 'આ ચીજો જરૂરી જ છે'-એમ મનમાં બેઠું હોય અને 'આ ચીજો જરૂરી છે માટે એ રાખવી ને ભોગવવી એમાં પાપ શું? -એવું મનમાં બેઠું હોય, ત્યાં સુધી હું ગમે તેટલી ભોગના ને પરિગ્રહના ત્યાગની વાત કરૂં, તો પણ તે તમારા હૈયામાં પેસે કયાંથી?

બુદ્ધિમાં ઉતારવાની જરૂર

ભોગના ને પરિગ્રહના ત્યાગની વાત તમારા કાન સુધી પહોંચે છે, તમારી બુદ્ધિ સુધી પહોંચે છે કે તમારા હૈયા સુધી પહોંચે છે? ભોગના ને પરિગ્રહના ત્યાગની વાત કાન સુધી તો પહોંચે જ છે, બુદ્ધિ સુધી ય પહોંચે છે, પણ બુદ્ધિ આ વાત બરાબર જ છે-એમ માનવાની આનાકાની કરે છે અને એથી આ વાત હૈયાને સ્પર્શતી જ નથી, એમ ખરૂં ને? તમારા બધાની જ સ્થિતિ આવી નથી એ વાત હું જાણું છું, પણ કેટલાકની આવી સ્થિતિ હશે? ત્યારે આ વાતમાં સુનિશ્ચિત બનાવ્યા વિના જો બીજી ભૂમિકાની વાત કરવામાં આવે તો તેમાં ય શું કસ આવે? કારણ કે-જેઓ ભોગનો અને પરિગ્રહનો સર્વથા ત્યાગ કરી શકે નહિ, એવાઓને માટે બીજી ભૂમિકાનું જીવન છે, પણ એ બીજી ભૂમિકાનું

વચન અને કાયા ઉપર કાબૂ મેળવ્યા વિના નહિ જીવી શકાય એ માટે તો પાચ મહા પાપોના ત્યાગ સર્વ પ્રકારે જીવન ભરને માટે કરવો એ જરૂરી છે જેમા પાચ મહા પાપોના જીવનભરને માટે સર્વ પ્રકારે ત્યાગ જરૂરી હોય, એવુ આ શ્રમણજીવન છે પાચ મહા પાપોને સર્વ પ્રકારે જીવનભરને માટે તજીને જ સર્વથા નિષ્પાપ યોગજીવનને જીવી શકાય, એટલે એ પાચ મહાપાપો પ્રત્યે નફરત પેદા થવી જોઈએ, ને ? પાપ માત્ર પ્રત્યે સૂગવાળા બની જવું જોઈએ ને ? તમારા હૈયામા એ પાચ મહા પાપો તરફ હેવોક ભાવ છે ?

## ભોગ અને પરિગ્રહ જરૂરી કે પાપ રૂપ ?

આપણે જોઈ આવ્યા કે–હિ સા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ, એ પાચ મહા પાપો છે ! તમને આ પાચેય મહા પાપો છે, એમ લાગે છે ખરૂ ? આ પાચેયને તમે મહા પાપ તરીકે જ માનો છો ? એ પાચમા, પહેલા ત્રણને તો મહા પાપ માનવામા હજુ બહુ વાધો નથી આવતો, પણ ચોથાને અને પાચમાને મહા પાપ માનતા તો ગળે ડચુરા આવવા જેવું થાય છે ને ? હિસા પાપ છે–એમ માનવામા વાધો નહિ, અસત્ય પાપ છે–એમ માનવામા વાધો નહિ અને ચોરી પાપ છે-એમ માનવામા પણ વાધો નહિ, જો કે–એ ય તમારામાના બધા જ માને છે કે નહિ, તેની મને ખબર નથી, પણ વિષયોના ભોગવટાની મઝા કરવી તે પણ પાપ છે અને પરિગ્રહની સાથે રહેવું તે પણ પાપ છે, એવું મહાપુરૂષોએ જે કહ્યુ છે, તે સીધે સીધુ તમારા હૈયે બેસી જાય, તેવું તમારૂ હૈયુ છે ? હિસા, અસત્ય અને ચોરી–એ

પાપ છે, એવું તો કહ્યા વિના ચાલે તેવું નથી, જો કે—એમાં ય મુશ્કેલી ઘણી છે, છતાં એ ત્રણની વાતમાં તો તમે કદાચ ઝટ સમ્મત થઈ જાઓ, પણ 'વિષયોના ભોગવટાની મઝા કરવી અને પૈસા ટકા વિગેરે રાખવા તે પણ પાપ છે' —એ વાત તમને સમજાવવી, એ કાંઈ સહેલું છે ? તમે તો કદાચ એમ પણ કહો ને કે—' જરૂરી ચીજમાં વળી પાપ શું ? ' જ્યાં સુધી ' આ ચીજો જરૂરી જ છે '- એમ મનમાં બેઠું હોય અને ' આ ચીજો જરૂરી છે માટે એ રાખવી ને ભોગવવી એમાં પાપ શું ? —એવું મનમાં બેઠું હોય, ત્યાં સુધી હું ગમે તેટલી ભોગના ને પરિગ્રહના ત્યાગની વાત કરૂં, તો પણ તે તમારા હૈયામાં પેસે ક્યાંથી ?

બુદ્ધિમાં ઉતારવાની જરૂર

ભોગના ને પરિગ્રહના ત્યાગની વાત તમારા કાન સુધી પહોંચે છે, તમારી બુદ્ધિ સુધી પહોંચે છે કે તમારા હૈયા સુધી પહોંચે છે ? ભોગના ને પરિગ્રહના ત્યાગની વાત કાન સુધી તો પહોંચે જ છે, બુદ્ધિ સુધી ય પહોંચે છે, પણ બુદ્ધિ આ વાત બરાબર જ છે—એમ માનવાની આનાકાની કરે છે અને એથી આ વાત હૈયાને સ્પર્શતી જ નથી, એમ અરૂ ને ? તમા । બધાની જ સ્થિતિ આવી નથી એ વાત હું જાણું છું, પણ કેટલાકની આવી સ્થિતિ હશે ? ત્યારે આ વાતમાં સુનિશ્ચિત બનાવ્યા વિના જો બીજી ભૂમિકાની વાત કરવામાં આવે તો તેમાં ય શું કામ આવે ? કારણ કે—જેઓ ભોગનો અને પરિગ્રહનો સર્વથા ત્યાગ કરી શકે નહિ, એવાઓને માટે બીજી ભૂમિકાનું જીવન છે, પણ એ બીજી ભૂમિકાનું

જીવને ય એવું ત્યાગમુક્ત અને પરિમાણમય હોઈ શકે છે કે-એવા જીવનને સારી રીતિએ જીવનારની પાસે દુશ્મનને ય માથું નમાવવાનું મન થાય એવું જીવન હોય છે ગૃહસ્થપણાનું પણ જે ભોગમાં ને પરિગ્રહમાં પાપ માને નહિ તે એને યોગ્ય રીતિએ જીવી શકે જ નહિ બીજી ભૂમિકામાં ગૃહસ્થાઈને પણ દીપાવે તેવું જીવન જીવવાની વાત છે, એટલે આ પાયાની વાતમાં સ્થિર થયા વિના એવું જીવવું એ શક્ય નથી અને એથી જો એ વાતને કહેવાની ઉતાવળ થાય, તો એવી સુન્દર વાત પણ એળે ચાલી ગયા જેવું થાય આ કારણે મારે જાણવું છે કે-હું ' ભોગનો અને પૈસા આદિનો સર્વથા ત્યાગ કરવા જેવો જ છે '-એવી જે વાત કરૂં છું, તે વાત તમારી બુદ્ધિમાં ઉતરે છે કે બુદ્ધિ સુધી જઈને તે અથડાઈને પાછી મારી પાસે આવે છે?

<u>ભોગના ને પરિગ્રહના ભૂખ્યા મને ચુસે નહિ?</u>

' જન્મ્યા છીએ અને જીવીએ છીએ હમણાં, મરવાનું તો આવશે ત્યારે આવશે, મર્યા પછી પણ જે થવાનું હશે તે થશે, પણ એની ચિન્તામાં, અત્યારે જે કાંઈ મળ્યું છે તેની સાથે મઝા માણવામાં જે સુખ અનુભવાય છે, તે સુખને શું કામ ગુમાવી દઈએ?'-એવું તમારા હૈયામાં બેઠેલું છે કે નહિ? એ મઝા માણવાની વૃત્તિએ આજના માનવસમાજના હૈયાને શાન્ત રહેવા દીધું છે કે ક્ષુબ્ધ બનાવી મૂક્યું છે? આજે સત્તાના સ્થાને બેઠેલાઓને પણ કહેવું પડે છે કે-' શાન્ત રહો ઈચ્છા થાય તેટલું માગ માગ કરો નહિ તમારી માગણીઓને પહોંચી વળાય, તમારી ઈચ્છાઓને

પૂરી કરી શકાય તેટલું ધન તીજોરીમા નથી અને હવે નવા કરો નાખવાની જગ્યા રહી નથી ' આજે લોકની ભોગની ને પરિગ્રહની લાલસા એટલી બધી વધી ગઇ છે કે-નીચામા નીચા થરના લોકોની માગણી પણ ગમે તેવા મોટાઓથી ય પૂરી કરી શકાય તેમ નથી એટલે વિમાસણ મોટી ઉભી થવા પામી છે પહેલા જે લોકોએ આ લોકોની આશાને ને તૃષ્ણાને જગવવામા બાકી રાખી નથી, એ લોકો આજે મુઝાય છે અમારી દૃષ્ટિએ તો, કોઈનામા પણ ભોગની ને પરિગ્રહની આશાને ને તૃષ્ણાને જગવવી, એ પણ મહા પાપ છે એ આશાને ને એ તૃષ્ણાને જગવતી વખતે, આ દેશના આધ્યાત્મિક જીવનની દરકાર ન કરી અને એક જ લત લગાડી દીધી કે-' બીજાઓ ચુસી ખાય છે, માટે આપણે આપણુ છે તે આપણી પાસે જ રાખો ને આપણે જ ભોગવો ' પણ એ વખતે પ્રજાએ એટલો ય ખ્યાલ કર્યો નહિ કે-જે કોઈ ભોગના ને પરિગ્રહના ભૂખ્યા હોય, તે આપણા હોય કે પારકા હોય, પણ બધા ચુસે ભોગના ને પરિગ્રહના ભૂખ્યા માણસો કોને ચુસે નહિ ? માણસજાત કોઇને ચુસે ? ના, માણસજાત કોઇને ચુસે નહિ, પણ એ જો ભોગની અને પરિગ્રહની ભૂખી બને, તો તક મળ્યે કોઈને ય ચુસ્યા વિના રહે નહિ પોતાનાને ય ચુસે ને પારકાને ય ચુસે

## આપણા કોણ ને પારકા કોણ ?

વચ્ચે જરા વિચાર કરી લઈએ અમુક આપણા કયારના થયા ને અમુક પારકા કયારના થયા ? અહીના આપણે કયા રના ? કહો ને કે-જન્મ્યા ત્યારના ! ત્યારે આપણે અહીના

રહેવાના કયા સુધી ? પ્રાય તો વધુમા વધુ મરીએ ત્યા સુધી જન્મ્યા પહેલા આપણે અહીના જ હતા અને બીજે કયાયના નહોતા અથવા તો મર્યા પછીથી પણ આપણે અહીના જ રહીશું ને બીજે કયાયના નહિ થઈએ, એવું તમે કહી શકશો ? નહિ એટલે આ આપણા ને આ પારકા, એ તો માત્ર વ્યવહારથી બોલવાની ચીજ થઈ ને ? એવી માત્ર વ્યવહારથી બોલવાની ચીજને હૈયે કેળવી કળવીને સ્થાપી દીધી અને પારકા પારકા કરીને વૈમનસ્ય પણ કેળવી લીધુ, તો એ બધા શું એવા છે કે–બદલો લીધા વિના રહે ? જેના તમે અપમાનાદિ કર્યા હોય, તેમનુ ચાલે તો એનો બદલો લીધા વિના એ છોડે ? જે લોકો છોડી ગયા, તે મનની શાતિપૂર્વક અને કેવળ તમારા ભલાને માટે જ ચાલી ગયા હશે ? જો એવી કલ્પના હોય, તો તે કહો એટલે એની વાત થાય

શાન્તિ મહેલાતોમાં ય નથી

લોકના હૈયામા આજે ભોગની ને પરિગ્રહની ભૂખ એટલી બધી વધી જવા પામી છે કે–ચોગરદમ વાતો શાન્તિની ચાલે છે ને નોબતો યુદ્ધની સભળાય છે સારામા સારા ગણાતા દેશની હાલત પણ ભૂડી થઈ પડી છે પણ એમા નવાઈ પામવા જેવુ કાંઈ નથી જેમ જેમ ભોગની ને પરિગ્રહની ભૂખ વધે, તેમ તેમ શાતિ ભાગે એના યોગમા જ સુખ માનો, એટલે એની ભૂખ જાગે ને પછી શાંતિ મળે એ બને નહિ તમે એમ ધારો છો કે–ઘણી ભોગસામગ્રીમા, મોટી મોટી મહેલાતોમા, ફેશનેબલ ફર્નીચરથી લદાએલા બગલાઓમા શાન્તિ છે ? નહિ જ ત્યારે શાન્તિ કયા છે ?

સાચી શાન્તિ તો અહી જ છે ભોગની ને પરિગ્રહની ભૂખ જાય તો કાંઈક શાંતિ મળે અને એની ભૂખ જવા સાથે એનો સગ પણ જાય તો ઘણી શાંતિ મળે

મનની ભૂખને તે કાંઈ મર્યાદા છે?

તમારે તમારી ભોગની ને પરિગ્રહની ભૂખને કાઢવી છે કે એનો સગ પણ છોડવો છે ? કહો ને કે-એનો વિચાર જ કોણે કર્યો છે ? અત્યારે તો તમે મઝામા જીવો છો ને એવી મઝા કરતે કરતે મરવુ છે, એમ ને ? પણ તમને શી મઝા છે, તે સમજાવશો ? તમારા જીવનમા પવિત્ર શાન્તિ હોય તો બતાવો આજે જે ભૂખ વધી છે, તેનાથી લગભગ બધા થાકયા છે, કારણ કે-ભૂખ્યો શુ કરે ? માગ માગ ને લૂટ લૂટ જ કરે ને ? જેટલુ મળે તેટલુ ને જેટલુ નાખો તેટલુ ઓછુ જ પડે તમે જમવા બેસો ને થોડી વાર જમો, પછી પીરસનાર ગમે તેટલો આગ્રહ કરે તો પણ ના કેમ પાડો છો ? પેટ નાનું છે ને તે ભરાઈ જાય છે, તે પછી એમા નાખવા માગીએ તો ય નાખી શકાતુ નથી, માટે ને ? પેટ આવડુ ન હોય અને મોટો ખાડો હોય તો ના પાડો ખરા ? ત્યારે પેટ જેટલી મનની ભૂખ છે કે વધારે ? મનની ભૂખને તે કાંઈ મર્યાદા છે ? પેટની ભૂખને તો પેટની મર્યાદા છે, પણ મનની ભૂખને શાની મર્યાદા છે ? મનની ભૂખને કોઈ મર્યાદા છે ખરી ?

ભોગની ને પરિગ્રહની ભૂખ-

માણસને માણસ રહેવા દે નહિ

ભોગ ને પરિગ્રહ છોડવા જેવા લાગ્યા વિના, જ્યા સુધી

એ ભોગવવા જેવા ને રાખવા જેવા લાગે છે, એના જ યોગમા સુખ લાગે છે, ત્યા સુધી ભોગની ને પરિગ્રહની ભૂખ શમે એવી છે ? પહેલા તમે જ એની ભૂખને જગવો ને પછી માગે ત્યારે ના પાડો, તે ચાલે ? સામા ચલાવી લે ? જમાડનાર જમવાની ઈચ્છાને પેદા કરીને જોરદાર બનાવે અને પછી જમવા બેઠેલા જમવાની વસ્તુઓને માગ્યા કરે, ત્યારે આ ના પાડે, તો જમવા બેઠેલા શું કહે ? જમાડનારની આબરૂ જાય ને ? જોરદાર માણસો હોય, આમ ત્રણ મળવાથી આવ્યા હોય, હકથી જમવા બેઠા હોય અને પીરસનાર ન પીરસે તો જમવા બેઠેલાઓ શું કરે ? જરા કલ્પના તો કરી જૂઓ ! હમણા ભોગની ને પરિગ્રહની ભૂખ બહુ જાગી છે પહેલા ભૂખ નહોતી જ ને જાગી છે એવું નથી, પણ જે અગ્નિ ઉપર રાખ પડેલી હતી, તે અગ્નિને ફુકી ફુકીને સળગાવ્યો હોય એવુ થયુ છે પહેલા, ' માગવાનો હક્ક છે '–એવુ નક્કી કરી આપ્યુ ' તમારે માગવુ જ જોઈએ અને તમને મળવુ જ જોઈએ '–એવી આશા ને તૃષ્ણા પેદા કરી દીધી હક્ક પૂરવાર કરી આપ્યો ને ભૂખ વધી ગઈ એ વખતે, આપવાનો વખત આપણે આવશે ત્યારે શું થશે ?–એ ભૂલી ગયેલા ને ? હવે હાથ જોડે, મીઠામા મીઠા શબ્દોથી વિનતિ કરે, પણ ભૂખ્યો માને ? આ વાત એટલા માટે મૂકી છે કે–તમે સમજી શકો કે–ભોગની ને પરિગ્રહની ભૂખ એવી ભૂડી છે કે–એ માણસને માણસ રહેવા દે નહિ જે લોકોને માટે તમે ' તેઓ વર્ત્તમાનમા ખરાબ રીતિએ જીવે છે ' એમ માનો છો, તેઓ શાથી એવા બન્યા છે, એનો વિચાર તમે કર્યો છે ? ખરાબ રીતિએ જીવે છે, એટલે કે–કમાય છે ઘણુ પણ જેટલુ

કમાય છે તેટલુ તીજોરીમા મૂકે છે અને કમાવાને માટે ગમે તેમ કરે છે, જ્યાથી હાથ આવે તેમ લાગે ત્યા હાથ મારે છે, એવા માણસો તમને ગમતા નથી ને ? જેઓ આજે ફાવે તેમ લૂટવા મ ડી પડયા છે, તેવા માણસો તમને ગમે છે ?

સ૦ જે લૂટાય તેને ન ગમે, પણ જે લૂટે તેને તો ગમે ને !

જે લૂટે છે તેને તો લૂટવુ ગમે છે, પણ જે લૂટાય છે તેને એ ગમતુ નથી, એટલે લૂટવુ એ ખરાબ નહિ ને ? તમને જો લૂટવાની તક મળે તો વાંધો નહિ, એમ ને ? મારે તો તમારૂ એ તરફ ધ્યાન ખેચવુ છે કે–જે લોકોમા લૂટવાની વૃત્તિ પેદા થઈ, તેનું મૂળ શુ છે ? ભોગની ને પરિગ્રહની ભૂખ વધી, એ જ કે બીજુ ? ભોગની ને પરિગ્રહની ભૂખ વધી ને તક મળી, તો એ માણસ લૂટારૂ બન્યા વિના રહે નહિ

અનુકૂળ તક મળે તો લૂટયા વિના રહે નહિ

એટલે, આ દેશમા પણ જો આપણે આપણી સસ્કૃતિને પાછી લાવવી હશે, તો છેલ્લા કેટલાક વર્ષોની કેળવણીના સસ્કારોને અભિભૂત કરી નાખવા પડશે પહેલા આપણે શીખવુ પડશે અને પછી જગતને પાઠ આપવો પડશે કે– ' અમે સુખ પૈસામા ને ભોગમા નથી માનતા, પણ અહિ સામા, સત્યમા અને સયમમા સુખ માનીએ છીએ ' આજે જે લોકો લૂટ નથી કરતા, તે લૂટ નથી કરવી એવો નિર્ણય છે માટે નથી કરતા કે પછી લૂટ કરવાને માટે જોઈની તક અને એ તકને સફલ કરવાને માટે જોઈતી અનુકૂળતા નથી માટે લૂટ નથી કરતા ? ભોગમા ને પરિગ્રહમા જ સુખ છે–એમ જે

માને, એ તક મળે તો જતી કરે ? દરેકને તક પણ પાછી અનુકૂળ જોઇએ ને ? 'લૂટ નથી જ કરવી'–એવા નિર્ણય વાળા તો બહુ થોડા. કાં તો ભોગ ને પરિગ્રહ ભૂડા લાગ્યા હોય, કાં તો એની ઈચ્છા ઉપર કાબૂ રાખવાને પ્રેરે એવી કોઈ બીજી ઈચ્છા જોરદાર હોય–એ સિવાય તો થાય શુ ? એટલે સત્તા ઉપર અમુક આવે તો સારૂ ને અમુક ન આવે તો સારૂ, એ વાત બહુ છેડવા જેવી નથી જેમને કેવળ ભોગની ને પરિગ્રહની જ ભૂખ છે, એવા ભૂખ્યા જે કોઈ આવે, તે બધા જો પોતાને અનુરૂપ ને અનુકૂળ તક મળે, તો લૂટયા વિના રહે નહિ, કારણ કે–એ ભૂખ ને એનું જોર એમ કરાવે એમા નવાઈ નથી

અપરિગ્રહી કોને કહેવાય ?

આથી, નજરે દેખાય તેવા જીવનોમા જે સર્વોચ્ચ કોટિનુ જીવન છે, તે શ્રમણજીવનને જીવવાને માટે જેમ ભોગસુખોના સર્વથા ત્યાગની જરૂર છે, તેમ પૈસા વિગેરેના પણ સર્વથા ત્યાગની જરૂર છે એમ લાગવુ જોઈએ કે– 'લક્ષ્મી અસાર છે, તુચ્છ છે, એનો સગ્રહ કરવો તે પાપ છે, એટલુ જ નહિ પણ એનો સ્પર્શ કરવો તે ય પાપ છે' જેઓ એની ઈચ્છાથી તો ઠીક, પણ એના સ્પર્શથી પણ ખસ્યા, તેઓ જ મહાપુરૂષ બની શકયા સ્પર્શ એટલે ? માત્ર અડવુ તે જ સ્પર્શ નથી અડે નહિ ને માલિકી મોટી ધરાવે, એવું ય બને ને ? ઝુપડીમા રહે તે અપરિગ્રહી અને બીજાઓ પરિગ્રહી, એમ નહિ જેને હૈયે ય સગનો ભાવ નહિ અને બહાર પણ પોતાનું લાગે એવો સગ નહિ, તે અપરિગ્રહી છે પોતાની પાસે

કેટલા માણસો આવ્યા ને ગયા, તેની પણ જેને ચિન્તા નહિ મહાપુરૂષ બનવુ એ સહેલુ નથી મહાપુરૂષ તો તે જ બની શકે, કે જેણે હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ-એ પાચે ય પાપોનો સર્વથા ત્યાગ કર્યો છે મનથી, વચનથી કે કાયાથી હિંસા કરે નહિ, કરાવે નહિ અને જો કોઈ હિંસા કરતો હોય તો તે ઠીક કરે છે એમ પણ માને નહિ આવુ જ અસત્ય આદિ ચાર મહા પાપોના ત્યાગમા પણ ! હિંસાદિ પાચે ય મહા પાપોનો એવો ત્યાગ અને તે ય જીવનભરને માટે ! જે અબ્રહ્મનો અને પરિગ્રહનો આવો સર્વ પ્રકારનો ત્યાગ કરે, તેને હિંસાની, અસત્યની કે કોઈનુ ય વગરદીધુ લેવાની જરૂર પડે ખરી ?

સ૦ નહિ જ

એવા ત્યાગીને જ ખરેખરા મહાપુરૂષ કહેવાય ને ?

<u>ધીરતા પણ જોઈએ</u>

આવા ત્યાગને જીવનભરને માટે નિભાવવો હોય, તો કેવા ધીર બનવુ પડે ? ત્યાગ કરવામા વીરતાની જરૂર, પણ ત્યાગને નિભાવવામા તો વીરતા સાથે ધીરતાની જરૂર પણ ખરી ને ? ગમે તેટલુ કષ્ટ આવે તો પણ કરેલો ત્યાગ ભાગે નહિ કે દૂષિત બને નહિ, એ માટે ધીર બન્યા વિના પણ ચાલે નહિ એવી ધીરતા પણ કેળવવી પડે કે-દુનિયાભરની સારામા સારી ગણાતી સામગ્રી પણ નજરે ચઢે, તો ય એના તરફ ઈન્દ્રિયોનુ ને મનનુ ખેચાણ થાય નહિ

<u>મહાપુરૂષોને તો દયા જ આવે</u>

મહાપુરૂષોને તો, ભોગમા ને પરિગ્રહમા પડેલાઓને

જોઈને દયા જ આવે ભોગમાં ને પરિગ્રહમાં પડેલાઓને જોઈને, જેના હૈયામાં દયાભાવ પેદા થવા પામે નહિ અને બીજો જ કોઈ ભાવ જેના હૈયામાં પ્રગટે, એ શ્રમણ દેખાતો હોય તો ય શ્રમણપણાને ભૂલેલો છે ગમે તેવા ભોગિને અને ગમે તેવા પરિગ્રહિને પણ જોઈને, સાચા શ્રમણના હૈયામાં તો, એવો દયાભાવ જ પેદા થાય કે–' આ બીચારાનું થશે શું?'

સ૦ પુણ્ય હોય તો જ ભોગ અને પરિગ્રહ મળી શકે ને?

ભોગની સામગ્રી અને પરિગ્રહ જે પુણ્યવાન હોય તેને જ મળે–એમાં ના નથી, જેને એ મળ્યું હોય, તેનો એવા પ્રકારનો પુણ્યોદય પણ વર્તી રહ્યો છે–એમ જરૂર માની શકાય, પણ જે કોઈ એ બધાને રાખવા જેવું માને, રાખે ને ભોગવે તે દયાપાત્ર લાગે, કેમ કે–એને રાખવામાં પણ પાપ છે અને ભોગવવામાં પણ પાપ છે એ પાપને સેવવાને માટે, બીજા પણ અનેક પાપોને સેવવા પડે છે, એ વધારમાં

<u>સુખી દુર્ગુણી જ હોય અને દુ ખી સદ્ગુણી જ હોય</u>
<u>–એવું કહી શકાય નહિ</u>

પાપ કરે, તો તેનું પરિણામ શું? જેની નજર પરિણામ તરફ હોય, તેને પાપમાં પડેલાની દયા ન આવે, એ બને? તમે તમારાથી અધિક શ્રીમંતને જૂઓ, તો તમને દયા આવે કે પ્રેમ થાય? અધિક ભોગિને અને અધિક પરિગ્રહિને જોતા, તમારા હૈયામાં દયા ઉપજે કે પ્રેમ ઉપજે?

સ૦ દયા તો દુ ખિયાની હોય

અને દુ ખને રસ્તે જઈ રહેલાઓની દયા હોય નહિ, એમ? અત્યારે સુખી છે પણ પછી કેવો દુ ખી થશે, એનો

તો વિચાર જ કરવાનો નહિ ને? સુખ ભોગવે છે તે જોવાનું અને પાપ કરે છે તે જોવાનુ નહિ? એટલે સુખી ગણાતા માણસોને જોઈને દય તો આવતી નથી, ત્યારે પ્રેમ થાય છે કે શું થાય છે? પ્રેમ પણ નથી થતો ને? કેમ?

સ૦ દુર્ગુણી છે માટે

દુર્ગુણી છે માટે પ્રેમ ન થતો હોય, તો દયા આવવી જોઈએ ને? 'બીચારો દુર્ગુણી છે, માટે દુ ખી થશે'-એવો ભાવ પેદા થવો જોઇએ ને? સુખી બધા દુર્ગુણી જ હોય? સુખી માણસ તો ધર્મ ન જ કરી શકે, એવી તમારી કલ્પના છે? સર્વત્યાગી ન બની શકે-એવા માણસે, ગૃહસ્થ તરીકે જીવીને પણ અને તેટલો ધર્મ કરવો હોય, તો શું એણે દરિદ્રી જ બની જવુ જોઇએ? વસ્તુત એવુ નથી સુખી બધા દુર્ગુણી જ હોય અને દુ ખી બધા સદ્‌ગુણી જ હોય-એવુ છે પણ નહિ અને એવુ કહી શકાય તેમ પણ નથી સુખી હોય કે દુ ખી હોય, પણ દુર્ગુણી તે જ હોય, કે જે ભોગમા ને પરિગ્રહમા જ સુખ માનતા હોય અને એને માટે જે કાંઈ કરવુ પડે તે કરવામા વાંધો નહિ-એવું માનતા હોય

સુખીની પણ દયા અને દુ ખીની પણ દયા

આ તો, સુખી માણસને જોઈને દયા ય નથી આવતી અને એમે ય નથી થતું કે-'સારૂ છે કે આને મારા જેવું દુ ખ નથી!' પ્રેમની અને દયાની જગ્યાએ, ઘણાઓને તો પ્રાય દ્વેષ જાગે છે આપણે તો હૈયાને એવુ કેળવવુ જોઈએ કે-કોઈનુ સુખ ખમાય નહિ એ બને નહિ અને જે કોઈ સુખી કે દુ ખી પાપમા પડેલો હોય, તેને જોઈને દયા આવ્યા

વિના રહે નહિ. દુખિને અંગે એના દુખને લીધે પણ દયા આવે અને એ જો એના દુખનિવારણને માટે પાપ કરતો હોય અગર પાપની લાલસાવાળો હોય, તો એના પાપને અંગે તથા એના અજ્ઞાનને અંગે પણ દયા આવે. સુખી માટે પાપ અને અજ્ઞાન એ બે અને દુખી માટે દુખ, પાપ ને અજ્ઞાન એ ત્રણ દયા ઉપજાવનાર બને. પણ એ બને ક્યારે? તમારા હૈયામાં અજ્ઞાન ને પાપની વૃત્તિ હોય, ત્યાં સુધી એ બને જ નહિ. એ માટે આ ભોગ અને આ પરિગ્રહ એ સઘળાં ય પાપોનું એટલે સઘળાં ય દુખોનું મૂળ છે, માટે આ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે, એમ લાગવું જોઈએ.

દેશવિરતિનું લક્ષ્ય

ગૃહસ્થપણે પણ શક્ય એટલું ઉચ્ચ જીવન કેવા પ્રકારે જીવી શકાય—એ વાત હવે કરવાની છે. માટે જ આ વાત પહેલાં જ તમારા હૈયામાં સ્થાપિત થઈ જવી જોઈએ કે—હિંસાદિ પાંચેય મહા પાપોના ત્યાગપૂર્વકનું જીવન, એ જ ઉંચામાં ઉંચી સંસ્કૃતિ છે, કારણ કે—સર્વત્યાગની ઈચ્છા પ્રગટ્યા વિના તો, દેશથી પણ ત્યાગ જેવો થવો જોઈએ તેવો થઈ શકે જ નહિ. એટલે તમે આજે સર્વત્યાગી બની શકો તેમ નથી માટે સર્વત્યાગી ન બનો, તો ય દેશત્યાગી બનીને જીવનને એવી રીતિએ જીવો કે—દુશ્મનને ય જો હૈયું હોય તો હાથ જોડવાનું મન થઈ જાય, એ માટે આ વાત છે. ગૃહસ્થ છતાં એવા ઉત્તમ પ્રકારનું જીવન ક્યારે બની શકે? આ શ્રમણજીવનનું લક્ષ્ય આવે તો.

સ્વતંત્રતા મેળવી શા માટે?

એ લક્ષ્ય ક્યારે આવે? ભોગની અને પરિગ્રહની ભૂખે

હેવાન બનાવ્યા છે, તેનુ ભાન પ્રગટે તો ! ભોગની લાલસાએ અને પરિગ્રહની મમતાએ તમારામા જે કાંઈ થોડી-ઘણી હેવાનીયત પ્રગટાવી હશે, તેનુ તમને થોડુ કે ય ભાન છે કે નહિ ?

રાજ એટલા માટે તો સ્વતત્રતા મેળવી છે

આવુ સમજીને સ્વતત્રતા મેળવી છે ? સ્વતત્ર થવામા તમારો ઈરાદો એવો થોડો જ હતો કે-જેમ બને તેમ ભોગની લાલસાથી અને પરિગ્રહની મમતાથી છૂટાય ? મોટે ભાગે તમારો ઈરાદો તો એ હતો કે-' આપણા દેશની લક્ષ્મી ને ભોગ એ ભોગવી જાય ?' એ પાપ મહી બેઠેલુ પણ તે મોઢે બોલાય તેવું નહોતુ, માટે બોલવામા બીજા શબ્દો અગીકૃત કર્યા ! તમને તો એમ ને કે-આપણું ને બીજા ભોગવી જાય ? આપણુ આપણી પાસે જ રહેલુ જોઈએ અને એ કોઈના ય ઉપભોગમા નહિ જ આવવું જોઈએ, એમ ને ? આપણુ કોઈ બીજા ઉપભોગમા લે, તો રાજી કે નારાજ ? સ્વતત્રતાની વાત જૂદી છે, પણ આ ભાવના ખોટી છે જ્યાં સુધી પોતાનો ભોગ આપવાની, પોતાનુ છોડવાની, બીજાના ભલામા રાજી થવાની અને કોઈના ય ભલામા નારાજ નહિ થવાની વૃત્તિ નહિ આવે, ત્યા સુધી સાચી ગૃહસ્થાઈના અને ઉંચી નાગરિકતાના જે ગુણો વર્ણવાશે, તે ય ભારે પડશે સર્વત્યાગની વાતમા તો તમે ' શું કરીએ ? શક્તિ નથી ' વિગેરે કહીને છટકી શકો એ બની શકે એવું છે, પણ સાચી સદ્‌ગૃહસ્થાઈની વાત આવશે ત્યા જો દેવાળુ કાઢવા જેવું હશે, તો મોઢુ નીચુ ઘાલવુ પડશે ને ?

નફ્ફટ તો નીચુ ય જૂએ નહિ

તમારા જેવા ઉજળા કપડા પહેરીને ફરનારા, અનીતિખોર

અને 'હુ જ ભોગવુ ને હુ જ સઘરૂ' એવી વૃત્તિવાળા હોય ? શાહુકારનો વેષ અને શાહુકારને છાજતુ સુન્દર જીવન જીવવાની તૈયારી નહિ, તે ઓછી નાલાયકાત છે ? બીજી ભૂમિકાની વાત તો, સીધી તમારા જીવનને સ્પર્શનારી બનવાની ને ? એ વખતે ટકી નહિ શકો, તો શું થશે ? સર્વત્યાગની વાતમા તો તમે 'આપણું ગજુ નહિ'–એમ કહીને ઢાલ ધરી શકો 'આપણુ ગજુ નહિ'–એ પણ એક ઢાલ છે ને ? જો એ વાત હૈયાની ન હોય, તો ઢાલ માત્ર છે એવી ઢાલ સર્વ-ત્યાગની વાતમા તો ધરવી હોય તો ધરી શકાય, પણ સદ્‌ગૃહસ્થાઈની વાત વખતે તો નીચુ જ જોવુ પડે ને ? તે ય શરમાળ હોય, ગુણ ન હોય તેની શરમ ઉપજતી હોય તો નીચુ જુએ, નફ્ફટ તો નીચુ ય જુએ નહિ

ત્યાગી શરીરને જાળવે તે શા માટે ?

એટલે, આજે દુનિયામા જે કાઇ ઉપદ્રવ ચાલી રહ્યો છે, તમે બીજાઓને માટે ઉપદ્રવ રૂપ બનો છો અને બીજાઓ તમારે માટે ઉપદ્રવ રૂપ બને છે, એ બધુ મુખ્યત્વે તો ભોગની ભૂખને ને પરિગ્રહની ભૂખને આભારી છે, એ વાત તમને સમજાઇ તો ખરી ને ? એ જાય, એનો સગ પણ જાય, એ બધાનો સર્વથા ત્યાગ થઈ જાય અને તે પછી માત્ર શરીરને જ અને તે પણ આત્મશુદ્ધિને સાધવાને માટે જ જાળવી લેવાનુ રહે, તો એવો માણુસ કેટલો બધો સુખી થઈ જાય ? ભોગની ને પરિગ્રહની ભૂખ બીલકુલ મરી જાય, ભોગને ય સર્વથા તજી દેવાય અને પરિગ્રહને ય સર્વથા તજી દેવાય, માત્ર આત્માને સુવિશુદ્ધ બનાવવાનું કામ સાધવા

પૂરતી શરીરની સભાળ રખાય, તે ય એટલા માટે કે-એવું બન્ધન છે કે આત્મા સપૂર્ણપણે શુદ્ધ બન્યા વિના છૂટે એવું નથી અને માનવશરીર દ્વારા જ આત્મશુદ્ધિનું કાર્ય પૂર્ણ કરી શકાય છે માટે, તો એવી રીતિએ જીવનારો કેટલા બધા સુખી જીવનને જીવી શકે, તેની તમને કલ્પના આવે છે ખરી?

જેઓ સાચો ત્યાગ કરી શકે છે તેઓને
અપૂર્વ આનન્દનો અનુભવ થયા વિના રહેતો નથી

આ બધી વાતો કહીને, મારે તમને એવા સુખના લોભી બનાવવા છે આ વાત ન જચે ત્યા સુધી હા પડાવવી નથી, પણ આ વાત તમને જચે એ માટે બનતી બધી મહેનત કરવાની પેરવી છે અમાન શાસ્ત્રોએ અમારી આખ સામે સર્વ ત્યાગનો જે સર્વોચ્ચ આદર્શ મૂકેલો છે, તે ત્યાગના હિમાબે તો હજુ અમે ત્યાગનો માત્ર અભ્યાસ જ કરીએ છીએ, અમને લાગે છે કે-સર્વત્યાગની સર્વોત્તમ કક્ષા જોતા, હજુ તો અમે માત્ર ત્યાગની બારાક્ષરી જ ઘુટીએ છીએ, તે છતા પણ, અમને એટલો બધો આનદ છે, કે જેની સીમા નહિ આજે દુનિયાભરમા મોઘવારીની લાય લાગી ગઈ છે ને? પણ એની અમને અમારે માટે કાંઈ જ અસર નથી થઈ ગાડી ઉપડશે કે નહિ, આવશે કે નહિ, ચાલશે કે નહિ અથવા ક્યારે ઉપડશે ને ક્યારે આવશે, એનો ખ્યાલ કરવાની પણ અમને જરૂર પડતી નથી બજારોમા તેજીની કે મદીની ગમે તેવી હોળી સળગી ઉઠે, પણ અમારે એની સાથે કશી જ નિસ્બત નહિ હજુ અમે તો ખાસ કાંઈ કર્યું નથી, ત્યાગની બારાક્ષરી જ ઘુટીએ છીએ એમ લાગે છે, અમારા ત્યાગથી અમને ય

પૂરતો સંતોષ નથી, કારણ કે–શાસ્ત્રોમાં સર્વત્યાગી જીવનની જે ઉંચામાં ઉંચી કક્ષા બતાવી છે તે અમે જાણી છે અને તેથી અમને થાય છે કે–હજુ આપણે કાંઈ બહુ મોટો ત્યાગ કરી શક્યા નથી, આપણો ત્યાગ એ હિસાબે બહુ મામુલી કોટિનો છે, તે છતાં પણ–અમારો ત્યાગ એ હિસાબે સામાન્ય હોવા છતાં પણ, અમે અહીં મહાસુખ અનુભવી રહ્યા છીએ અમારે કોઈ ચિન્તા નથી ને અમારી ચિન્તા કરનારા ઘણા છે તમારી ચિન્તા કરનારા છે, તેનાથી કેઈ ગુણા વધારે અમારી ચિન્તા કરનારા છે તમારે તો કદાચ મા–બાપ વિગેરે હશે, અમારે તો કોઈ સગો નથી છતાં અમારે ઘણું સુખ છે અત્યારના સુખના અનુભવ ઉપરથી પણ અમને થાય છે કે–જે દિ' શાસ્ત્રોમાં જે સર્વત્યાગની સર્વોત્તમ ભૂમિકા વર્ણવાઈ છે, તે ત્યાગની ભૂમિકાએ જ્યારે અમે પહોંચી જાઇશું, ત્યારે તો અમારા સુખની, અમારા આનંદની કોઈ અવધિ નહિ હોય અમને જેનો અનુભવ છે, રસ છે, ખ્યાલ છે, તેની આ વાત કહું છું ભોગની ને પરિગ્રહની ભૂખ ગઈ, હિંસાદિ પાપોનો ત્યાગ કર્યો અને આત્માની શુદ્ધિનું લક્ષ્ય રાખીને જ શરીરને સાચવી–સંભાળી ચાલવા માંડ્યું, એટલે અપૂર્વ સુખનો અનુભવ થયા વિના રહે નહિ અમને અનુભવ છે અને અમારા અનુભવથી પણ તમને જો આ વાત ગમે તો જરૂર ગમાવવા જેવી છે જેની ભોગની ને પરિગ્રહની ભૂખ ગઈ છે અને શરીરને સાચવી સંભાળી રાખવાનો પ્રયત્ન પણ જે આત્માની શુદ્ધિ કરવા સિવાયના હેતુથી કરતો નથી, તે તો અહીં રહ્યો રહ્યો સ્વર્ગમાં મહાલે છે, અરે, એના સુખ પાસે તો સ્વર્ગના સુખો ય ઓછા છે. એને તો સ્વર્ગ પણ

દુ ખમય ભાસે અને એક આવુ નિ સગ જીવન જ સુખમય ભાસે એનો પોતાની ઇન્દ્રિયો ઉપર ભારે કાબૂ હોય ગ્રહણ કરેલા વ્રતના પાલનમા એ ખૂબ ધીર હોય ભોગની ને પરિગ્રહની ગમે તેવી સારી સામગ્રી સામે આવી પડે, તો ય તેના ઉપર એની આખ ઠરે નહિ એવી સામગ્રી મળે એવી ઇચ્છા પણ એને થાય નહિ જેનો આવો ત્યાગ હોય અથવા આવા ત્યાગના પાલનનુ જેને લક્ષ્ય હોય, તેને દુ ખ કરી શું શકે ? દુ ખ આવે તો ય દુ ખને એ એવું નિરાશ કરી દે કે-ધીરે ધીરે દુ ખ સદાને માટે એનાથી દૂર ભાગી જાય

સાધુઓના ખાના-પીના વિ૦ની

ચિન્તા પણ શાસ્ત્રોએ કરી છે

હિ સાદિ પાચે ય મહા પાપોનો ત્યાગ કરનારા આત્માઓને પણ ખાવું પડે, પીવું પડે, પહેરવું પડે, ઓઢવું પડે, ત્યારે થાય શું ? પણ એણે કેમ ખાવું ને કેમ પીવુ, કેમ પહેરવુ ને કેમ ઓઢવુ, એ કેમ મેળવવુ ને કેમ નહિ મેળવવુ, એ વિગેરની ચિન્તા શાસ્ત્રે કરી છે જે પાપોનો એણે ત્યાગ કર્યો છે, તે પાપોનો અશ પણ સ્પર્શી જવા પામે નહિ તેમજ એણે યોગની જે સાધના કરવાની છે તેમા વિક્ષેપ નડે નહિ, એ માટે સાધુએ કેમ ખાવુ, કેમ પીવુ, કેમ બોલવુ ને કેમ ચાલવુ, એ વિગેરે સર્વ વાતોની મર્યાદાઓ શાસ્ત્રે બાધી છે અને માર્ગદર્શન પણ કરાવ્યુ છે હિસાદિ પાચે ય મહા પાપોનો સર્વથા ત્યાગ કરનારથી, જે તે ને જેમ તેમ ખવાય-પીવાય નહિ, જે તે ને જેમ તેમ પહેરાય-ઓઢાય નહિ, અને જે તે ને જેમ તેમ બોલાય-ચલાય નહિ જે કાઈ

ખાઈ-પીઈ શકાય કે પહેરી-ઓઢી શકાય-તેનુ વિધાન પણ શાસ્ત્રોમા છે અને જે કાંઈ ખાઈ-પીઈ ને પહેરી-ઓઢી શકાય તે કેમ મેળવવુ-એનુ માર્ગદર્શન પણ શાસ્ત્રોમા છે સાધુએ કેમ જીવવુ ને કેમ વર્તવુ, એના વર્ણનમા તો ગ્રન્થોના ગ્રન્થો ભર્યા છે એટલે તમારા મા-બાપે જેટલી તમારી ચિન્તા નહિ કરી હોય, તેટલી ચિન્તા સાધુઓની મહાપુરૂષોએ કરી છે તમને તમારા મા-બાપે શું ખાવુ-પીવુ અને શું નહિ ખાવુ-પીવુ તથા ખાવુ-પીવુ તે કેવી રીતિએ ખાવુ-પીવુ અને કેવી રીતિએ નહિ ખાવુ-પીવુ, એ વિગેરે ભણાવ્યુ છે ખરૂ ?

સ૦ ના૦

સગા મા-બાપે પણ ભણાવ્યુ નથી ને ? અમને તો અમાના આ મા-બાપે બધુ બતાવ્યુ છે જે આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર વિગેરેની સાધુને જરૂર પડે, તે કેવા લેવાય અને કેવા નહિ લેવાય તેમજ એ બધુ કેમ મેળવાય અને કેમ નહિ મેળવાય, એ વિગેરે બધુ પુસ્તકોમા લખ્યુ છે અને સાધુ તરીકે અમે જન્મીએ તે પછી તરતમા જ એ અમને ભણાવાય છે જે ગુરૂ એ ન ભણાવે, તે ગુરૂને અમારા શાસ્ત્રોએ પાપનો ભાગીદાર કહ્યો છે

### તમાના મા-બાપ તમારા ખરેખર હિતૈષી હતા કે તેમણે દુશ્મનની ગરજ સારી છે

ભોગનો સર્વથા ત્યાગ કર્યો, પરિગ્રહનો પણ સર્વથા ત્યાગ કર્યો અને હિંસાદિને પણ કોઈ પ્રકારે નહિ કરવાની પ્રતિજ્ઞા કરી, પણ શરીર તો છે ને ? શરીર ખાવાનુ, પીવાનુ,

પહેરવાનું, ઓઢવાનું એ વિગેરે તો માગે ને? એ વિના, શરીર ટકે, શી રીતિએ? શરીરને ટકાવવા અને એને સંયમના સાધન તરીકે સાચવવા આહારાદિને લેવાની જરૂર પડે આહારાદિ વિના ચાલી શકે ત્યાં સુધી ચલાવવાનું, પણ જે સાધના કરવી છે, આત્માની વિશુદ્ધિને સાધવાનો જે પુરૂષાર્થ કરવો છે, તેમાં ભૂખ નહિ સહાવા આદિના યોગે વિક્ષેપ પડે તેમ હોય, તો સાધનાનો પુરૂષાર્થ સીદાય નહિ અને હિંસાદિ પાપના ત્યાગની કરેલી પ્રતિજ્ઞાને બાધ પહોંચે નહિ-એની કાળજી રાખીને, આહારાદિ લેવાનું પણ કહ્યું છે કેવા આહારાદિ કેમ લેવાથી અને તે આહારાદિ કેવા પ્રકારે મેળવવાથી પાપ લાગે નહિ, એ અમને અમારા આ મા-બાપોએ બતાવ્યું છે તમને તો અમારા કરતાં ઘણી ચીજોની જરૂર પડે છે ને? એ ચીજોમાં કયી ચીજો લેવાય ને કયી નહિ તથા એ કેમ મેળવાય ને કેમ ન મેળવાય, એ વિષે તમને તમારા મા-બાપોએ શું શીખવ્યું છે? તમારે જે જોઈએ, તે તમે શાનાથી મેળવો?

સ૦ મહેનત ને નોકરી ચાકરી કરીને.

કેવા પ્રકારની મહેનત ને નોકરી ચાકરી કરીને? એનો કોઈ સિદ્ધાન્ત કે નિર્ણય ખરો?

સ૦ સંયોગ મળે તેમ

એમ અમારા મા-બાપે નથી કહ્યું અમારા મા-બાપે તો કહ્યું છે કે-સંયમની સાધનાને માટે તમને જે આહારાદિની જરૂર પડે તેમ છે, તે અમુક પ્રકારના મળે તો જ તમે લેજો, અને તે પણ અમુક રીતિએ મળે તો જ તમે લેજો જો અમે કહીએ છીએ તેવા આહારાદિ ન જ મળે અથવા અમે

કહીએ છીએ તે પ્રકારે આહારાદિ ન જ મળે, તો લીધેલી પ્રતિજ્ઞાના પાલનમાં ધીર રહીને મરવું પડે તો મરવાનું પસંદ કરજો, પણ જીવનના લોભે આડું–અવળું કરશો નહિ એ વખતે મન સ્થિર રહી શકે નહિ તો શું કરી લેવું, તેનો ઉપાય પણ એમણે બતાવ્યો છે તમારા મા–બાપે તમને કહ્યું હોય તો ય શું કહ્યું છે?

સ૦ જેની જરૂર પડે તે ગમે તેમ કરીને મેળવજો.

કાંઈ કરીને પણ?

– મ૦ વાંદરાં વિગેરેને મારીને પણ અમારૂ ખાવાનું બચાવવાની યોજનાઓ અમલમાં મૂકાઈ છે

આ દેશમાં શું વાંદરાઓનો તાજો જ પાક થયો છે? પહેલાં વાંદરા વિગેરે હતા પણ નહિ અને હતા તો એ આતા પણ નહિ? એટલા જીવોને નહિ મારેલા તો ય અત્યાર સુધી આ દેશના માનવીઓ જીવી શક્યા અને હવે એ જીવોને માર્યા વિના જીવી શકે તેમ નથી? માત્ર ખાવું ખાવું એ જ હૈયે છે ને બીજો વિચાર જ નથી? પણ અહીં આ વાતને ચર્ચવાનો બહુ અર્થ નથી અહીં બેઠેલાઓમાં એવી હિંસાને પસંદ કરનારા નહિ હોય બાકી આજે તો આખી વિચારસરણી જ ઉંધે પાટે ચઢી ગઈ છે

આપણી વાત તો એ હતી કે–તમારા માબાપે એવું તો તમને શીખવ્યું નથી ને કે–પ્રાણ જાય તો જવા દેજો, પણ માણસાઈ લાજે એવું કાંઈ કરીશ નહિ? ભૂખે મરવું પડે તો ભૂખે મરવાનું પસંદ કરજે, પણ માણસાઈને લોપે એવી અનીતિથી તો પૈસો મેળવજે નહિ, એટલું યે તમારાં મા–બાપે તમને કહ્યું છે?

સ૦ વખતજોગ વર્ગ લેવાનું શીખવ્યું છે

એના પરિણામે તમારૂં શું થશે, તેની ચિન્તા જ નહિ ? તો પછી, તમારા મા-બાપ તમારા ખરેખરા હિતૈષી હતા કે દુશ્મનની ગરજ સારનારા હતા ? મોહે એમને સુઝ્યા હશે, પણ તમારા સાચા હિતનો વિચાર તો નહિ ને ? એવાના દીકરા તમે, તમારા છોકરા માટે શું કરવાના ?

## સાધુજીવનની ચર્યા

આવા સંસ્કારોનો ઉછેર હોય, ત્યાં સાચી–ઉત્તમ કોટિની નાગરિકતા લાવવી, એ પણ કેટલું બધું મુશ્કેલ કામ છે ? આ દેશમાં તો, માનવી 'નાનામાં નાના જીવને પણ ન મારવો પડે તો સારૂં'–એવી રીતિએ જીવવાની વૃત્તિવાળો હોય અસત્ય, ચોરી આદિને અંગે પણ, આ દેશના માનવીની વૃત્તિ તો એવા જ પ્રકારની હોય ગૃહસ્થજીવનની વાતોમાં એ વાત પણ કરવી પડશે તે પહેલા, તમારે જે જીવન તરફ લક્ષ્ય રાખીને તમારા જીવનને જીવવાનું છે– એની વાત ચાલે છે સાધુની સમગ્ર ચર્યાનું શાસ્ત્રોમાં વિસ્તારથી વર્ણન છે જો એ બધી ચર્યાની વિગતવાર વાત કરવા બેસીએ, તો સો રવિવારોએ ય તેનો પાર આવે નહિ સાધુ જીવનની ચર્યા એવી સુન્દર છે કે–એ ચર્યાને અનુસરીને ખાવાથી પણ પાપ લાગે નહિ, પીવાથી પણ પાપ લાગે નહિ, પહેરવા–ઓઢવાથી પણ પાપ લાગે નહિ અને બોલવા– ચાલવા આદિથી પણ પાપ લાગે નહિ બધી ય ચર્યા દોષ-રહિત, પાપરહિત, એટલું જ નહિ, પણ બધી ય ચર્યા મોક્ષની સાધક કહેવાય એ ચર્યા એવી છે કે–જો એને

આદરે તેને તારે અને એ ચર્યાથી બીજા કોઈ ને ય વાધો નડે નહિ શ્રમણજીવનને, શ્રમણસસ્કૃતિને જીવવાનો વિધિ જ એવા ઉત્તમ પ્રકારનો છે કે–જે કોઈ એ વિધિનો આદર કરીને જીવે, તે કદી પણ જગતને ભારે પડે, બોજલરૂપ થઈ જાય, તે બન્યુ ય નથી, બનતુ ય નથી ને બનશે પણ નહિ

સગ નહિ તેનો ય ગુણ ઘણો

સાધુનું જીવન કેવું ? ભોગની ય ભૂખ વગરનુ ને પરિગ્રહની ય ભૂખ વગરનું એની ભૂખ તો નહિ, પણ એનો સગ પણ નહિ અદર એની ભૂખ છે કે નહિ, તે તો પ્રમાણિકપણે અમારે કહેવુ પડે ને ? પણ એનો સગ છે કે નહિ, તે તો તમે પણ પ્રાય જાણી શકો ને ? કોઈ વખતે કોઈને એની ભૂખ લાગી જાય, તો ય એનો સગ ન હોય તો એથી પણ જલદી પાછા ઠેકાણે આવી જવાય ને ? એનો સગ ન હોય તેમા ય બહુ ગુણ છે, પણ સાધુતા માટે તો એની ભૂખ પણ ન જોઈએ અને એનો સગ પણ ન જોઈએ સંગ રાખવાનો નહિ અને આહારાદિની જરૂર પડ્યા વિના રહે નહિ, તો કરવુ કેમ ? સયમની સાધનાના હેતુથી જે જરૂરી નિર્દોષ ચીજો સાધુએ મેળવવાની છે, તે સ્વય ઉપાર્જીને મેળવવાની નહિ, કોઈની મારફત ઉપાર્જન કરાવીને પણ મેળવવાની નહિ, અને એના ઉપાર્જનમા પોતાના નિમિત્તનો લેશ પણ આવી જવા પામે નહિ, તેની ય કાળજી રાખવાની એ વિના મેળવેલી ચીજોને, નિર્દોષપણે મેળવેલી ચીજો કહેવાય નહિ

શ્રમણજીવનને જીવવા ઘણુ છોડવુ પડે

**શ્રમણજીવનને જીવવાને માટે કેટકેટલુ છોડવુ પડે છે ?**

માત્ર આભ્યન્તર ત્યાગ જોઈએ અને બાહ્ય ત્યાગ ન જોઈએ-એમ નહિ આભ્યન્તર ત્યાગની સાથે બાહ્ય ત્યાગ પણ જોઈએ. અમે જ્યારે માનવ તરીકે જન્મ્યા, ત્યારે અમારે ઘર નહિ હોય ? હતુ, પણ ઘર રાખીને અહી રહેવાય ? નહિ જ ઘર, પેઢી, મા-બાપ વિગેરે બધુ છોડવુ જ પડે ને ? કોઇ કહેશે કે-મા બાપને તે મૂકાય ? કહો-બાયડી માટે ન મૂકાય, પૈસા વિગેરેને માટે પણ ન મૂકાય, પણ આવુ જીવન જીવવાને માટે તો મા-બાપને ય મૂકવા પડે ને તે ઉચિત રીતિએ મૂકાય ‘મા-બાપ આદિને મૂકવા તો તે માત્ર સર્વત્યાગી જીવન જીવવાને માટે જ મૂકવા, બાકી કોઈ પણ કારણસર મૂકવા નહિ’-એવો તમારે નિયમ છે ને ? એ વાતે ય કયા કરવા જેવી છે ? ત્યારે જે ઘરબારી હોય, તેનાથી આ સર્વત્યાગનુ જીવન જીવી શકાય ખરૂ ?

સ૦ એ ન બને.

એટલે જ્યારે તમે અમારા જેવા લોકોને જૂઓ, ત્યારે તમને એમ થાય ને કે-ઘરબાર મૂકવા જેવા છે ! ! અમારા જેવાને જોઈને એમ થાય ને કે-છોડવા જેવુ છોડીને આ સાધુ લોકો ફાવી ગયા ?

સ૦ એમ તો થાય.

અને છોડવા જેવુ અમે નથી છોડી શકયા, માટે અમે ફસી ગયેલા છીએ, એમ પણ થાય ને ?

સ૦ એ નથી થતુ

આ તો ગોટાળો કર્યો જો તમને તમારે માટે ફસી ગયેલા છીએ-એમ ન થાય, તો પછી અમારે માટે ફાવી

ગયા છે–એમ કેમ થાય? તમને જે વાત બેસતી ન હોય, તે વાતમાં તમે અમારી સાથે ચર્ચા કરો આપણે ભેગા મળ્યા પછી મનમાં મેલ રાખીને રહેવું નથી ને? આપણે તો મેલને કાઢવો છે ને મેળને સાધવો છે એ વિના આ દર રવિવારના પરિચયનો પ્રસંગ પણ શો લાભ આપશે? આપણે કાંઈ એક–બીજાનું મોઢું જોવાને થોડા જ મળીએ છીએ? મનની વાત કરીને, મનનો મેલ કાઢવાની આ તક છે ને? તમે તમારી વાત કહેતા રહો, તો હું મહાપુરૂષોની વાત તમને વધારે સારી રીતિએ કહી શકું.

ઉપકારિઓએ ભિક્ષુકવૃત્તિથી જીવવાનો માર્ગ શા માટે શોધી કાઢ્યો?

વાત એ હતી કે–ઉપકારિઓએ દયા કરીને અમારી પાસે ભોગસામગ્રીનો, પરિગ્રહનો અને હિંસાદિકનો પણ ત્યાગ કરાવ્યો હવે એ ત્યાગ નભે અને જીવાય, એવો રસ્તો એ ન બતાવે તો અમે મરી જ જઈએ ને? કારણ કે–અમારે સર્વત્યાગ કરતી વખતે પ્રતિજ્ઞા કેવી કરવી પડે છે? તમને યાદ છે ને? કોઈ પણ જીવની હિંસા ન કરાય, ન કરાવાય કે ન કોઈ હિંસા કરે તેની અનુમોદના કરાય તે ત્રણ પ્રકારની હિંસાનો મનથી પણ ત્યાગ, વચનથી પણ ત્યાગ અને કાયાથી પણ ત્યાગ આમ નવ પ્રકારે જેમ હિંસાનો ત્યાગ, તેમ નવે ય પ્રકારે અસત્યનો પણ ત્યાગ; કોઈનું ય કાંઈ, સંયમમાં ઉપયોગી થાય તેવું હોય તો પણ, વણદીધુ લેવાનો પણ ત્યાગ, અબ્રહ્મનો પણ ત્યાગ અને પરિગ્રહનો પણ ત્યાગ હિંસાદિ પાંચેયનો નવેય પ્રકારે ત્યાગ કરીને જીવનને જીવવું શી

રીતિએ ? સમમને સાધવો શી રીતિએ ? તમારી દુનિયામાં તો કોઈ એવો પ્રકાર નથી, કે જેમા જીવવાને માટે હિંસાદિ પાપો ન જ કરવા પડે તમારે જીવવાને માટે હિંસા-સામાન્ય પ્રકારની પણ, કર્યા વિના ચાલે ખરૂ ? હિંસાની તમને તો બહુ ખબરે ય નથી પૃથ્વીમા પણ જીવ છે, પાણી પણ સજીવ છે, અગ્નિ પણ સજીવ છે, વાયુમાં ય જીવ છે અને વનસ્પતિમા પણ જીવ છે એ જીવોની હિંસા થાય નહિ અને તમારાથી જીવી શકાય, એ શકય છે ? હિંસા વિના ચાલે એવુ નથી, પણ અસત્ય વિના ? તમે બહુ ધીર ને વીર બનો તો વાત જૂદી છે, બાકી અસત્યની ય જરૂર પડે ને ? ગૃહસ્થને હિંસાનો સર્વથા ત્યાગ અશકય છે, તેમ અસત્યનો સર્વથા ત્યાગ પણ અશકય છે-એ વાત તમે જાણો છો ? ચોરી તો તમે ન જ કરો ને ? આવા શાહુકાર થઈને ફરનારા ચોરી કરતા હશે ? આવી વાતમા તમે એવા હુંશીયાર છો કે-બોલો ય નહિ ને હૈયુ ય હાથમા આવવા દો નહિ. ત્યારે ભોગ ને પરિગ્રહ તો છે જ એટલે અમે તમારી રીતિએ જીવીએ ને નિષ્પાપ જીવન જીવી શકીએ, એ શકય નથી ગૃહસ્થજીવન ગમે તેવા ઉચ્ચ પ્રકારનુ હોય, તો પણ એ જીવનને હિંસાદિ પાપો સર્વથા ન જ સ્પર્શે-એ બને એવુ નથી આથી ઉપકારિઓએ અમારે માટે ભિક્ષુકવૃત્તિથી જીવવાનો માર્ગ શોધી કાઢયો જીવવાને માટે અને જીવીને માત્ર સંયમને સાધવાને માટે ખાવા વિગેરેની જે કાંઈ જરૂર પડે, તેમા શું નિર્દોષ ને શુ સદોષ એ જણાવીને, નિર્દોષ પણ ભિક્ષુકવૃત્તિથી મેળવવુ-એવુ અમને અમારા.. આ ઉપકારી મા-બાપોએ શીખવ્યું છે

ગયા છે-એમ કેમ થાય ? તમને જે વાત બેસતી ન હોય, તે વાતમા તમે અમારી સાથે ચર્ચા કરો આપણે ભેગા મળ્યા પછી મનમા મેલ રાખીને રહેવુ નથી ને ? આપણે તો મેલને કાઢવો છે ને મેળને સાધવો છે એ વિના આ દર રવિવારના પરિચયનો પ્રસગ પણ શો લાભ આપશે ?, આપણે કાઈ એક-બીજાનુ મોઢુ લેવાને થોડા જ મળીએ છીએ ? મનની વાત કરીને, મનનો મેલ કાઢવાની આ તક છે ને ? તમે તમારી વાત કહેતા રહો, તો હું મહાપુરૂષોની વાત તમને વધારે સારી રીતિએ કહી શકુ.

## ઉપકારિઓએ ભિક્ષુકવૃત્તિથી જીવનનો માર્ગ શા માટે શોધી કાઢયો ?

વાત એ હતી કે-ઉપકારિઓએ દયા કરીને અમારી પાને ભોગસામગ્રીનો, પરિગ્રહનો અને હિંસાદિકનો પણ ત્યાગ કરાવ્યો હવે એ ત્યાગ નભે અને જીવાય, એવો રસ્તો એ ન બતાવે તો અમે મરી જ જઈએ ને ? કારણ કે-અમારે સર્વત્યાગ કરતી વખતે પ્રતિજ્ઞા કેવી કરવી પડે છે ? તમને યાદ છે ને ? કોઈ પણ જીવની હિંસા ન કરાય, ન કરાવાય કે ન કોઈ હિંસા કરે તેની અનુમોદના કરાય તે ત્રણ પ્રકારની હિંસાનો મનથી પણ ત્યાગ, વચનથી પણ ત્યાગ અને કાયાથી પણ ત્યાગ. આમ નવ પ્રકારે જેમ હિંસાનો ત્યાગ, તેમ નવે ય પ્રકારે અસત્યનો પણ ત્યાગ, કોઈનું ય કાઈ, સંયમમા ઉપયોગી થાય તેવું હોય તો પણ, વણદીધુ લેવાનો પણ ત્યાગ, અબ્રહ્મનો પણ ત્યાગ અને પરિગ્રહનો, પણ ત્યાગ. હિસાદિ પાચેયનો નવેય પ્રકારે ત્યાગ કરીને જીવનને જીવવું શી

રીતિએ ? સયમને સાધવો શી રીતિએ ? તમારી દુનિયામા તો કોઈ એવો પ્રકાર નથી, કે જેમા જીવવાને માટે હિંસાદિ પાપો ન જ કરવા પડે તમારે જીવવાને માટે હિંસા-સામાન્ય પ્રકારની પણ, કર્યા વિના ચાલે ખરૂ ? હિંસાની તમને તો બહુ ખબરે ય નથી પૃથ્વીમા પણ જીવ છે, પાણી પણ સજીવ છે, અગ્નિ પણ સજીવ છે, વાયુમા ય જીવ છે અને વનસ્પતિમાં પણ જીવ છે એ જીવોની હિંસા થાય નહિ અને તમારાથી જીવી શકાય, એ શકય છે ? હિંસા વિના ચાલે એવુ નથી, પણ અસત્ય વિના ? તમે બહુ ધીર ને વીર બનો તો વાત જૂદી છે, બાકી અસત્યની ય જરૂર પડે ને ? ગૃહસ્થને હિંસાનો સર્વથા ત્યાગ અશકય છે, તેમ અસત્યનો સર્વથા ત્યાગ પણ અશકય છે-એ વાત તમે જાણો છો ? ચોરી તો તમે ન જ કરો ને ? આવા શાહુકાર થઈને ફરનારા ચોરી કરતા હશે ? આવી વાતમા તમે એવા હુશીયાર છો કે-બોલો ય નહિ ને હૈયુ ય હાથમા આવવા દો નહિ ત્યારે ભોગ ને પરિગ્રહ તો છે જ એટલે અમે તમારી રીતિએ જીવીએ ને નિષ્પાપ જીવન જીવી શકીએ, એ શકય નથી ગૃહસ્થજીવન ગમે તેવા ઉચ્ચ પ્રકારનુ હોય, તો પણ એ જીવનને હિંસાદિ પાપો સર્વથા ન જ સ્પર્શે-એ બને એવું નથી આથી ઉપકારિઓએ અમારે માટે ભિક્ષુકવૃત્તિથી જીવવાનો માર્ગ શોધી કાઢયો જીવવાને માટે અને જીવીને માત્ર સયમને સાધવાને માટે ખાવા વિગેરેની જે કાંઈ જરૂર પડે, તેમા શું નિર્દોષ ને શું સદોષ એ જણાવીને, નિર્દોષ પણ ભિક્ષુકવૃત્તિથી મેળવવુ-એવુ અમને અમારા આ ઉપકારી મા-બાપોએ શીખવ્યું છે

સાધુ અને ભિખારી

ભિક્ષુકવૃત્તિથી જીવનાર સાધુમા અને ભિખારીમા ભેદ ખરો ને? ભિક્ષુકવૃત્તિ ને ભીખ, એ બેમા ભેદ છે કે નહિ? સાધુ ભિક્ષુકવૃત્તિએ જીવે ખરા, પણ તે કોઇને ય જરા ય બોજલ થાય નહિ અને પોતાના જીવનનો નિર્વાહ કરે અમે કોઈની ય પાસે કાંઈ પણ દીનતાથી માગીએ નહિ અમે લેવા જોગ પણ લઇએ એવી રીતિએ કે-જેનુ લઈએ તેને વાંધો તો ન આવે, પણ આનંદ ઉપજે આવા સાધુ ને ભિખારી સરખા છે?

સ૦ મહેનત કર્યા વગર જે કોઇ ખાય, તે બધા ભિખારી

તો મહેનતની વ્યાખ્યા બાધશો કાંઈ? અમે લોકો આળસુ છીએ અને તમે બધા મહેનતુ છો, એમ? તમારામાં બદલો મેળવવાની ઈચ્છા વિના મહેનત કરનારા કેટલા છે? બદલો લીધા વિના કે બદલાની આશા વિના, તમે મહેનત કરો ખરા? દુનિયામા પરોપકારી મહેનત કરનારા કેટલા છે? પરોપકારી મહેનત કોને કહેવાય, તેની તમને ખબર છે?

સ૦ સ્વતંત્રતા આવી એટલે બધા સરખા

જે હોય તે બધા ખુરશીએ ચોંટે તો વાંધો નહિ ને? બધા સરખા-એમ કહેવા છતા ય, સલામ લેવાની કોઈએ મૂકી ખરી? આવી બધી ખોટી હવાથી પાછા હઠવું પડશે અને આર્ય સંસ્કૃતિ, કે જે શાસ્ત્રોમા વર્ણવાએલી-છે, તેને જીવનમા જીવવી પડશે એ વિના તો, આ લોકમા ય શાન્તિ નહિ મળે અને પરલોકમા ય શાન્તિ નહિ મળે

ભિક્ષાએ ક્યારે નીકળે ને કેમ વર્તે?

સાચી શાન્તિ તો, શ્રમણજીવનની વૃત્તિથી જ મેળવી

શકાશે ભોગની ને પરિગ્રહની ભૂખને મારવી પડશે એના સગનો પણ ત્યાગ કરવો પડશે ઘરબાર વિગેરે કાઈ જ રાખી શકાશે નહિ માત્ર સયમની સાધના એ જ લક્ષ્ય અને એ માટે શરીરને સાચવવું પડશે, પણ તે ય એક પણ પાપ લાગે નહિ તેવી રીતિએ સાચવવાનુ જ્યા સુધી ભૂખ વેઠાય તેમ હોય અને સ્વ-પરના ઉપકારને બાધા પહોચે તેમ ન હોય, ત્યા સુધી તો ખાવાનો વિચાર સરખો પણ નહિ કરવાનો ભૂખ, તરસ, ટાઢ, તડકો એ વિગેરેને વેઠવામા આનદ માનવાનો જ્યારે એ ન જ વેઠાય, ત્યારે ભિક્ષુકવૃત્તિથી નિર્દોષ આહારાદિને મેળવવા નીકળવાનુ એટલે શ્રમણજીવનનુ પાલન તો તલવારની ધાર ઉપર ચાલવા કરતા ય, અગ્નિની જ્વાલાઓમાથી પસાર થવા કરતા ય અને લોઢાના ચણા ચાવવા કરતાં ય મુશ્કેલ છે સાધુ ભિક્ષાએ નીકળ્યા કોઈ આપે ય ખરું અને કોઈ ન પણ આપે સાધુ તો આપે તેને ય ધર્મલાભ ઈચ્છે અને કહે અને ન આપે તેને ય ધર્મલાભ ઈચ્છે અને કહે સાધુ સૌને ધર્મલાભ થાય એ જ ઈચ્છે ભિક્ષાએ ગયા અને કોઈ મારવા ઉઠે-એમ પણ બને એ વખતે પણ સાધુ સામે ન થાય મારને ખમી ખાય ને ન ખમાય તો ખસી જાય માર ખાવો પડે તો માર ખાવામા આનદ માને ભિક્ષા લેવાને માટે ગયેલા મહાપુરૂષોએ કેવા કેવાં કષ્ટો વેઠ્યા છે, એના પણ ઘણા દષ્ટાન્તો શાસ્ત્રોમાં વર્ણવાએલા છે તે દષ્ટાન્તોને અમે જ્યારે જ્યારે યાદ કરીએ છીએ અને વિચારીએ છીએ, ત્યારે ત્યારે અમારી નબળાઈથી અમને કમકમા આવે છે, પણ અમારો એ આદર્શ છે અને એવી સ્થિતિએ પહોચવાનો અમારો પ્રયત્ન જારી છે

સયમપુષ્ટિને તપોવૃદ્ધિ

સાધુથી ખવાય ખરૂ, પણ તે ઈચ્છા મુજબનુ નહિ કોઈને ય બોજલ થઇ પડાય એવી રીતિએ પણ નહિ સાધુ ભિક્ષા લેવાને માટે નીકળે, ત્યારે બે ભાવ એના હૈયામા હોય સયમપુષ્ટિનો ને તપોવૃદ્ધિનો જે આહારાદિને મેળવવાને માટે હુ નીકળ્યો છુ, તે મળશે તો સયમની પુષ્ટિ થશે અને તે નહિ મળે તો તપની વૃદ્ધિ થશે તમે બજારમા જાવ તે ઘડી, કદી એવો વિચાર આવે છે ખરો કે-'મળશે તો ગૃહસ્થાઈ સારી રીતિએ જીવાશે અને નહિ મળે તો ઉપાધિ ઓછી?' તમારા હૈયામા જો 'જેમ ઉપાધિ ઓછી તેમ સારૂં'-એ વૃત્તિ હોય, તો 'સાધુનુ જીવન બહુ સારૂ'-એમ લાગ્યા વિના રહે નહિ સાચુ સાધુજીવન એટલે પરમાદર્શની નજ દિકનુ જીવન એને સયમ ને તપ સિવાયનુ લક્ષ્ય નહિ. એ ખાવાને માટે ખાય નહિ, પીવાને માટે પીએ નહિ, પણ ખાય-પીએ તે બધું સયમના પાલનને માટે અને તપના સેવનને માટે! એટલે જ, સાધુ જો ભિક્ષા મળે તો તેમાં સયમનુ પોષણ માને અને ન મળે તો તેમાં તપનું પોષણ માને. આથી સાધુને ભિક્ષા મળે તો ય એ જેવો આત્મિક આનદ અનુભવે, તેવો જ આત્મિક આનદ એ ભિક્ષા ન મળે તો ય અનુભવે.

એવા ત્યાગી પુરૂષો જોઈએ ને ?

એમ મોહને મારવાની તાકાત કેળવાય સાધુને કામ શું? મોહને મારવાની તાકાત કેળવવાનુ અને પછી મોહને મારવાની મહેનત કરવાનુ આવી મહેનત કરનારા કેટલા?

દુનિયામા થોડા માણુસો આવી મહેનત કરતા હોય, તો તે તમને ગમે નહિ ? માત્ર ભોગની ને પરિગ્રહની મહેનત કરે, તે જ તમને ગમે ? જે વખતે તમારી ભોગની ને પરિગ્રહની લાલસા જોર કરતી હોય, તે વખતે તેની સામે લાલ બત્તી ધરનારા કોઈ જોઈશે કે નહિ જોઇશે ? એવા વખતે સાધુઓ સિવાય લાલ બત્તી ધરશે કોણુ ? મોટરમા બેસનારાઓ ? વિમાનમા ઉડનારાઓ ? એવાઓ કદાચ કહે, તો ય એની ખરી અસર થાય ખરી ? એવાઓ ભોગની ને પરિગ્રહની લાલસાને છોડવાનુ કહે, તો કેટલાક સામે ય કહી દે ને કે-' તમે શું કરો છો ? ' જ્યારે ' આવી વાતનો કાઈ અર્થ નથી '-એવુ પણુ જો અમને કહેવુ હોય તો તે ન કહેવાય હુ કહુ કે-' આટલા બધા પૈસાનુ શું કામ છે તમારે ? ' તો તમે શુ કહો ? કા તો નીચુ ઘાલો, કા તો કહો કે-' લોભ સતાવે છે ' અથવા તો કહો કે-' એના વિના ચાલતુ નથી ' એટલુ જ કે બીજુ કાઈ ? અને અમારી જગ્યાએ મોટા પ્રધાન સાહેબ જેવો પણુ જો એની વાત કહે કે-' પૈસા ઓછા કમાવ ' તો શુ કહો ? પૂછનાર પૂછે ને કે-' આપને કેટલો પગાર છે.? આપ મોટો પગાર કેમ લો છો ? ' પણુ અમને શુ પૂછે ? અમે પૈસા રાખતા નથી કે રખાવતા નથી, એટલે અમને-કહી કહીને પણુ શુ કહે ? એટલે માનવજીવનનો પરમાદર્શ સિદ્ધ થાય એ માટે અને એને માટેનુ આદર્શ ગણાય તેવુ જીવન મળે એ માટે, ત્યાગિઓ પણુ જોઈએ ને ? જેમને દેખવા માત્રથી પણુ ભોગની ને પરિગ્રહની ભૂખ શમવા માડે, તેવા સાધુપુરૂષો જોઈએ કે નહિ જોઈએ ?

(ભિક્ષા દેતા આનંદ થાય ને ?

આર્ય દેશમા એવા થોડા પુરૂષો છે તેમને રાખવા છે કે નથી રાખવા ? એવા ત્યાગી પુરૂષો ભિક્ષા માટે રોજ તમારા ઘરે આવે, એવી તમારી ઈચ્છા તો ખરી ને ? એવા ત્યાગી પુરૂષોને ભિક્ષા દેવાને માટે તમારા ઘર ઉઘાડા છે કે બંધ છે ? ગૃહસ્થના ઘરના દ્વાર તો દીન, દુખી, અનાથ આદિને માટે પણ ખૂલ્લા હોવા જોઈએ ગૃહસ્થને ઘેર જે કોઈ ભૂખ્યા, તરસ્યા, દુખી આવ્યા હોય, તેઓ સંતોષ પામીને જાય એવુ ઉચિત દાન જો કરવામા ન આવે, તો એ ગૃહસ્થાઈનુ કલંક છે આવા સસ્કાર રૂઢ હોય, તો જ્યારે સર્વત્યાગી મહાપુરૂષો આગણે ભિક્ષાને માટે આવે, ત્યારે તો કેટલો બધો આનંદ થાય ? પછી તો જે દિવસે એવા મહાપુરૂષનુ પગલુ પોતાને ઘરે ન થયુ હોય, તે દિવસે ખાવું પણ બરાબર ફાવે અને ભાવે નહિ ને ? એવા મહાપુરૂષો ગામમા હોય, તો તેમની શોધ કરવાને જવાનુ પણ મન થાય ને ?

ગોચરી

જીવનમા સર્વત્યાગને જીવતા મહાપુરૂષોની ભિક્ષાવૃત્તિમાં ભિખારીવેડા હોતા જ નથી એટલા માટે તો, સુસાધુઓની ભિક્ષાચર્યાને માધુકરી ને ગૌચરી કહેવામાં આવી છે ગૌ એટલે ગાય એ જ્યાં ચરે તે ખેતરનુ ઘાસ સાફ થઈ જાય નહિ ઘાસ ઘટયુ એવું પણ જણાય નહિ ગાય કેવી રીતિએ ચરે છે ? ઉપર ઉપરથી ચરે ઘાસ કાયમનું કાયમ રહે અને બીજે દહાડે પાછુ હતુ તેવુ તૈયાર થઈ જાય ગધેડુ તો ચરે જ એવી રીતિએ કે-જ્યા એ ચરે, ત્યાની જમીન સાફ થઈ

જાય ધાન્યને મૂળમાથી ઉખેડી નાખીને એ ખાય સાધુ જેને ઘેર લેવાને જાય, તેને ઘેર મમતા વગર લેવા જાય રસનાના સ્વાદ માટે લેવા જાય નહિ લે તે નિર્દોષ જોઈને લે અને નિર્દોષ પણ એવી રીતિએ લે કે–જેને ત્યાથી લે તેને આનદ થાય અને એમ થાય કે–'આ મહાપુરૂષે લીધુ પણ, વસ્તુત કાઈ જ લીધુ નહિ રોજ આવા મહાપુરૂષ લેવા પધારે તો સારૂ '

માધુકરી :

ભમરો પણ શું કરે છે ? ફુલનો રસ ચુસવાને માટે જ્યા ફુલ દેખે ત્યા જાય છે અને એ ખીલેલા ફુલ ઉપર જ બેસે છે ભમરો કાઈ બગીચો બનાવવા ન જાય, છોડ વાવવા ન જાય, છોડને પાણી પાવા ન જાય અને છોડ ઉપર ફુલને પેદા કરવાની મહેનત કરે નહિ એ તો જ્યા ખીલેલુ ફુલ દેખે, ત્યાં જઈને બેસી જાય અને ફુલનો રસ ચુસે ફુલનો રસ ચુસે તે ય એવી રીતિએ ચુસે કે–ફુલને કશી જ તકલીફ થાય નહિ અને ફુલમા રહેલો રસ સાફ પણ થઈ જાય નહિ ભમરાએ ગમે તેટલો ફુલનો રસ ચુસ્યો હોય, તો પણ એ ફુલ એવું જ રહે, કે જે તમારા ઉપયોગમા આવી શકે આવી જ રીતિએ, સાધુઓ પોતાના સયમના નિર્વાહને માટે જરૂરી આહારાદિ મેળવે અમારે માટે આવી ભિક્ષાવૃત્તિનુ વિધાન છે આથી આને માધુકરી પણ કહેવાય છે

સાધુનું સમગ્ર જીવન નિયન્ત્રિત છે

આ વૃત્તિની સાથે ભિખારીવેડાને કાઈ જ લાગે–વળગે છે ખરૂ ?

સ૦ નહિ જ

છતાં આવા સાધુઓને ભિખારીઓના ભેગા ગણી લેવાય છે અને એનો કાયદો પણ લાગુ કરવાની પેરવી થાય છે! આ, આર્ય દેશની સંસ્કૃતિનો પ્રચાર છે કે આર્ય સંસ્કૃતિનો ધ્વંસ છે? સાધુઓ ખાય ખરા, પણ જે ખાવા યોગ્ય હોય તે ખાય અને તે પણ આવી રીતિએ મેળવીને ખાય કોઈને પણ દુઃખ રૂપ બન્યા વિના ખાય આવો જ વિધિ પીવાને માટે જે જોઈએ, પહેરવા-ઓઢવાને માટે જે જોઈએ, એ વિગેરેને માટે બાંધેલો છે સાધુઓનું સમગ્ર જીવન નિયન્ત્રિત કરાએલું છે કોઈ પણ જીવની હિંસા લાગે નહિ, તેની પૂરેપૂરી કાળજી રખાએલી છે અમારે ચાલવાનું તે ય જોઈને, કોઈ જીવ પગ નીચે ન આવી જાય, એનો ખ્યાલ રાખીને! માટે તો જોડા પણ નહિ પહેરવાના તમે જોડા કેમ પહેરો છો? તમને ન વાગે એ માટે ને? પણ તમારા જોડા નીચે આવી ગયેલો જીવ દુઃખી થઈ જાય કે મરી જાય, તેનું શું? " કોઈ જીવ મારાથી મરે નહિ "—એની કાળજી છે? જીવવાનો તો સૌને હક્ક છે ને? તો સઘળા ય જીવોના જીવવાના હક્કને બરાબર જાળવીને જીવતા હોય, એવા કોણ છે? એવા તો માત્ર સાધુઓ જ હોઈ શકે ને?

દયાની વાત ગઈ ને ઉપયોગિતાની વાત આવી

આજે તો સઘળાયના હક્કને જાળવવાની નીતિ છે, એમ કહેવાય છે ને? ત્યારે જે લોકો બીજા જીવોને મારવાને માટે જાય છે, તેઓ શું બીજા જીવોના જીવવાના હક્કોને જાળવે છે ખરા?

સઉ માનવ પ્રતી વાત છે

એટલે માનવ સિવાયના કોઈને જીવવાનો હક્ક જ નહિ ? પછી કોઈ એમ નહિ કહે કે-માનવોમાં પણ માત્ર ઉપયોગી માનવોને જ જીવવાનો હક્ક છે ? યુદ્ધકાળ આવી લાગ્યો હોય, જરૂરી ચીજોની તંગી હોય, દેશની રક્ષા કરનારા માણસોને મુશ્કેલી પડતી હોય, ત્યારે એવો પણ હુકમ છૂટે ને કે-' અત્યારે જે કોઈ આ કાળ માટે નકામા હોય, તેમને શૂટ કરી નાખો ! ! ' અથવા તો ' જે કોઈ ક્ષયરોગવાળા હોય, ચેપી દર્દોવાળા હોય, તેઓને પણ માનવજાતના ભલાને માટે મારી નાખવા જોઈએ '-આવું કોઈ કહે, તો એ પણ બનવાજોગ છે ને ? આવું બધું થાય, તો તેમાં તમને વાંધો નહિ ને ? દયાની વાત ગઈ અને ઉપયોગી હોય તેને જ જીવવાનો હક્ક છે-એવી વાત આવી પછી કેટકેટલા અનિષ્ટો જન્મે, તેની કાંઈ કલ્પના આવે છે ખરી ? પછી તો ખુદ તમે ય જીવવાને હક્કદાર છો કે નહિ, એવો સવાલ આવી પડે, તો ય નવાઈ પામવા જેવું નથી ?

## મનન પૂરતી દયા કે ઘાતકીપણું ?

માનવ જેવા માનવ થઈને કહે છે કે-દયા તો માનવની જ કરવાની હોય, જીવવાનો હક્ક માનવને જ છે, એ શું કહેવાય ? ઘરનો વડો સૌને જીવાડીને જીવે તે કહેવાય કે બધાના ભોગે પણ માત્ર પોતે જ જીવવાને મથે તે કહેવાય ? ઘરના વડાઓ શું કામના હોય તેને જીવાડે ને બીજાઓને મારી નાખે ? માનવ, એ જીવ માત્રમાં વડો છે. ' બીજા બધા જીવોના જીવનો કરતાં અમારૂં માનવજીવન ઉત્તમ '-એમ તમે કહો છો ને ? એટલે સૌના વડા તમે ! તો તમારી

સૌનુ રક્ષણુ કરવાની ફરજ કે બીજા જીવોને પીસવાની ફરજ ? આ દેશમા તો જીવ માત્ર પ્રત્યેની દયાની વાત હતી, પણુ જ્યારથી લોકો માનવ પૂરતી દયા બોલતા શીખ્યા છે, ત્યારથી ઘાતકીપણુ વધી જવા પામ્યુ છે માનવ પૂરતી દયાની વાત કરનારાઓ પણુ, પોતાના સ્વાર્થ ખાતર, કેટલા માણુસો મરે તેવી યોજનાઓ ઘડવામા પડ્યા છે ? એક જ ધડાકે લાખો માનવીઓનો સહાર થઈ જાય, એવી શોધો ચાલી રહી છે ને ? એટમ બોમ્બની વાત તો જૂની થઈ ગઈ એનાથી ય ભયકર બોમ્બ શોધાય છે માત્ર એક જ બોમ્બ ફેકો, એટલે કેટલા ય મરી જાય અને કેટલા ય મરવાની આળસે જીવે એવુ થાય,–આવી શોધ બીજા જીવોની દયાને નિષેધીને માત્ર માનવદયાની જ હિમાયત કરનારાઓ તરફથી થઈ રહી છે ને ?

તપનુ પણ વિધાન -

એટલે ખરી બલિહારી તો એવા જીવનની જ છે, કે જે જીવન કોઈ પણુ જીવના જીવવાના હક્કને નુકશાન પહોચાડ્યા વિના જીવી શકાય એવુ જીવન એક શ્રમણુજીવન જ છે શ્રમણુજીવન કેમ જીવાય, તેનો તો તમને ખ્યાલ આવી ગયો ને ? આ જીવન વધુ ને વધુ ઉજ્વલ બને, એ માટે મહાપુરૂષોએ શાસ્ત્રોમા વિવિધ તપો આદિનુ પણુ વિધાન કરેલુ છે તપ એ સયમનો અલકાર છે સયમી જીવન તપથી જ શોભાવાળુ બને એ તપના પ્રકારોનુ અહી વર્ણુન નથી કરવુ ટૂકમા સમજો કે–શ્રમણુજીવનને કેમ જીવવુ અને કેમ ઉજાળવુ, એનુ માર્ગદર્શન કરાવવાને માટે શાસ્ત્રોનો ઘણો મોટો ભાગ રોકાએલો

છે અમારા જે બધા મુખ્ય મુખ્ય શાસ્ત્રો છે, તે બધાયમા મોટે ભાગે સાધુએ કેમ જીવવુ ને કેમ સાધવુ, એનું વર્ણન છે

તમારા છોકરાને તૈયાર કરીને અહીં મોકલશો?

અમારા જે સાચા મા-બાપ છે, અમારૂ જે સર્વસ્વ છે, તેમણે અમે કેમ નિષ્પાપપણે જીવીએ, કેમ આત્મશુદ્ધિને સાધીએ, કેમ મરતા પણ સમાધિને ગુમાવીએ નહિ અને મર્યા પછી પણ અમારૂ ભાવિ કેમ ઉજ્વલ બને, એ સિવાયની અમારી કોઈ ચિન્તા કરી નથી એટલે અમને તો લાગે છે કે-અમારા મા-બાપ બહુ સારા આવા મા-બાપ તમને ગમે ને? તમે તમારા છોકરાઓનું જીવન આવી રીતિએ ઉજાળી શકો, આવા મા-બાપ બની શકો, એ શક્ય છે? નહિ જ, તો તમારા છોકરાઓને અમારા જેવા મા-બાપ મળે તો સારૂ, એમ લાગે છે? તમને જો આ મા-બાપ ગમતા હોય, તો તમારાં છોકરાઓને આ મા-બાપ ગમે એવા બનાવીને અહીં મોકલી આપશો?

કોઈ મોટા દોષ નહિ ને ગુણ ઘણા

આ જીવન કેટલુ બધુ સુન્દર છે? આ જીવનને સામાન્યપણે પામેલાઓ, પહેલા કહ્યું તેમ સર્વ સગનો ત્યાગ કરીને સયમજીવનની આરાધના ધુ ટનારાઓનુ જીવન પણ એવુ દોષરહિત ને ગુણસમ્પન્ન હોય છે કે-દુનિયાનો કોઈ એની હરોલમા ઉભો રહી શકે નહિ પછી ઇરાદાપૂર્વક જેને દોષ જોવા હોય તે ભલે દોષને જૂએ અને ઇરાદાપૂર્વક જેને ગુણ ન જોવા હોય તે ભલે ગુણને ન જૂએ, પણ વિચાર કરો તો તમને લાગે કે-સામાન્ય કોટિના પણ સાચા સર્વ-

ત્યાગી જીવનમા કોઇ મોટા દોષો હોતા નથી અને ગુણો ઘણા હોય છે

<u>આ ગમે છે?</u>

તમને ય 'આવુ જીવન આપણને મળે તો સારૂ'–એમ તો થાય છે ને? એકલી આત્માની જ ચિન્તા કરવી અને એ સિવાયનું બધુ મૂકી દેવુ, એવુ મનમા થાય છે? બધી ઇન્દ્રિયોના વિષયોના રસને મૂકી દેવાનુ મન થાય છે? મન થાય, મન ઘણુ હોય, તે છતા પણ આવા જીવનને તરતમા પામી શકાય નહિ, એ શકય છે, પણ જ્યારે પમાય ત્યારે, જેમ બને તેમ વહેલી તકે, આવા પ્રકારના જીવનને પામવાની ઇચ્છા તો ખરી ને? છેવટ આ ભવમા નહિ તો આવતા ભવમા પણ આવા જીવનને પામવાનો અભિપ્રાય હવે તો દૃઢ બની ગયો છે ને? જો આટલુ પણ મનમા નક્કી થઈ ગયુ હોય, તો એ ઈચ્છા બર આવે એવા પ્રકારે જીવવાનુ હવે શરૂ કરવું પડશે ને? એવુ જીવન આ જીન્દગીમા મોડે મોડે પણ પમાય અથવા તો પછી આગામી જીન્દગીમા તો જરૂર એવા જીવનને પામી શકાય, એ હેતુને અવલબીને હવે જેટલુ બને તેટલુ પણ સુન્દર જીવન જીવવું છે–એવી ઇચ્છા છે ને? હવે આપણે ઉતરતી ભૂમિકાઓની વાત કરવાની છે, માટે આ વાત છે કે–આવુ સર્વત્યાગી જીવન તમને ગમે તો છે ને? 'આવુ જીવન મને ઝટ મળે અને એથી મારો મોક્ષ ઝટ થાય'–એવો મનોભાવ તમારામાં પ્રગટયો છે?

સ૦ આપણે એવા બનીએ તો સારૂ, એટલુ તો થાય છે

મનમા જે એટલો પણ ભાવ પ્રગટ્યો છે, તે ભાવ વધુ સુન્દર બને અને જલદી સફળ બને, એ રીતિએ મનને અને વર્તનને કેળવવાનો હવે પ્રયત્ન કરવાના ? એવી મનોવૃત્તિ વાળાઓને માટે ઉતરતી ભૂમિકાઓની વાત છે

## યોગની ભૂમિકાઓ અને પૂર્વભૂમિકા

પહેલી ભૂમિકામા સર્વત્યાગની વાત થઈ બીજી ભૂમિકામા દેશત્યાગની વાત છે આપણે એ વાત નક્કી કરી આવ્યા છીએ કે-આત્માની જે કોઈ પણ માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિ મોક્ષનુ કારણ બને, તેનો જ યોગમા સમાવેશ થઈ શકે આત્માને જે મોક્ષની સાથે યોજે, તેને જ યોગ કહેવાય સાચા શ્રમણજીવનનો સઘળો ય વ્યાપાર એ ધર્મવ્યાપાર છે અને એથી જ મહાપુરૂષોએ એક માત્ર શ્રમણજીવનને જ યોગજીવન કહ્યુ છે એ જીવન કેવા આચારોથી મ ડિત હોય, તેનો તમને આછો ખ્યાલ આપવામા આવ્યો હવે જેઓ એ યોગજીવનને હાલ જીવી શકે તેમ નથી, પણ જેઓ એ યોગજીવનને પામવાને માટે તલસે છે અને એથી જેઓએ ગૃહસ્થપણે રહેવા છતા પણ હિ સાદિનો અમુક અમુક અ શે પણ ત્યાગ કરેલો છે, એવી કોટિના આત્માઓની વાત કરવી છે એને આપણે યોગની બીજી ભૂમિકા તરીકે વર્ણવીશુ મહાપુરૂષોએ એવા જીવનને દેશવિરતિ જીવન તરીકે ઓળખાવેલ છે આ રીતિએ દેશથી ત્યાગ કરવાને માટે, હિ સાદિથી અમુક અમુક નિયત પ્રકારે પણ વિરામ પામવાને માટે જેઓ ઉત્સાહિત બની શકે નહિ, એવા આત્માઓને માટે એથી પણ ઉતરતી ભૂમિકા છે એ ભૂમિકામા, આત્માનુ

સમ્યગ્દષ્ટિપણુ એ સૌથી મહત્ત્વની વસ્તુ છે. એને આપણે યોગની ત્રીજી ભૂમિકા કહીશું અમુક નિયત પ્રકારે હિંસાદિનો ત્યાગ એમા નથી, તો પણ એ ત્રીજી ભૂમિકામા ય પરમાદર્શ વિષેનો નિર્ણય અને પરમાદર્શને પામવાના સાચા માર્ગ વિષેનો નિર્ણય તો ખરો જ, મોક્ષ એ જ એક સાધવા લાયક છે અને એ માટે આપણે વિચારી આવ્યા તેમ અનન્તજ્ઞાનિઓએ કહેલો માર્ગ જ ઉપાય રૂપ છે, એવી માન્યતા તો ત્રીજી ભૂમિકામાં ય ખરી, એટલે 'ક્યારે હુ સર્વત્યાગી જીવનને પામુ '–એવી ઈચ્છા અને એ માટેની શક્ય મહેનત તો એમા ય ખરી જ આ ત્રણ યોગની ક્રમસર ઉતરતી ભૂમિકાઓ છે યોગની એક પૂર્વભૂમિકા પણ છે, કે જેને શાસ્ત્રમા યોગની પૂર્વસેવા તરીકે વર્ણવવામા આવેલ છે એમા યોગ નહિ, પણ યોગને પમાડનારી તક મળી જાય, તો જલદીથી યોગને પામી શકાય એવું મન, વચન, કાયાનુ વલણ ખરૂં યોગ નહિ, છતાં જીવન કાઢી નાખવા જેવું ય નહિ આજે તો એવા જીવનના પણ ફાંફા છે, એમ તમને એ જીવનની વાત સાભળશો ત્યારે લાગશે પણ તમે તો હવે આગળ વધી ગયા છો ને ? ભોગની ને પરિગ્રહની ભૂખ મીટાવી દેવા જેવી છે અને જો એના કશા પણ સગ વિના જીવવાની શક્તિ આવી જાય, તો આજની જેમ કોઈ ઝઝટમા પડવા જેવુ પણ નથી, એ વાત તમારા હૈયે બેસી ગઈ છે ને ? એટલે એ વાતનુ બૉર્ડ હવે ઘરે લાગી જશે ?

સ૦ ઘરે તો નહિ પણ હૈયામાં ખરૂં !

— હૈયે છે તો ઘરે લગાવવામા વાંધો શો ? છોકરા વિગેરે વાચે અને પૂછે, તો પ્રેમથી વાત થાય ને કે–ભોગની ને

પરિગ્રહની ભૂખ પાયમાલ કરનારી છે અને એ સામગ્રીના સગમા રહેવું એમા પણ દુ ખ જ ઘણુ છે ! ? કોઈ પૂછે તો તમે હવે તો આવું સમજાવી શકશો ને ?

ઝૂપડી ને બગલો

જો તમે તમારા સતાનોને આવી વાતો સમજાવી શકો, તો તમારાં સતાનો એવા પાકે કે-આર્ય દેશને ઉજાળે, ઝુપડીના મટીને જગતના બને તમારા બગલાને ઝુપડી કહુ છુ આજે આલીશાન બગલાઓને ય પર્ણકુટી વિગેરે કહેવાનું પણ ચાલ્યું છે ને ? શું મનમા એ બગલા ઝુપડી જેવા લાગે છે ? નહિ જ આ દેશના ભલા લોકોનો બહુ ભોગ લેવાય છે, પણ ભૂઠાઓ ભલાઓનો ભોગ લે તેમા નવાઈ નથી એક કાળે તો, આર્ય દેશની ઝુપડી જેવી ઝુપડીઓ પણ ગરીબોને માટે આરામનુ સ્થાન હતી, જ્યારે આજે તો બગલા ય ગરીબોને માટે આરામગૃહ ભાગ્યે જ બનતા હશે

આરભાદિમા બેઠા છો કે બેસી રહેવુ પડ્યુ છે ?

તમારા મનમા તો એ વાત બેસી ગઈ છે ને કે-સુખ તો સગના ત્યાગમા જ છે ? ભોગની ને પરિગ્રહની ભૂખ ભૂડી લાગે, શમી જવા પામે, એનો સગ પણ છોડી દેવાય, તો સારૂં-એમ ખરૂં ને ? જેમણે ભોગની ને પરિગ્રહની ભૂખને તજી દીધી અને એના સગને પણ તજી દીધો, એવા મહાપુરૂષો ખરેખરા નમસ્કાર કરવા યોગ્ય છે, એમ લાગ્યું ને ? આપણે પણ એવા જીવનને મેળવવાને મથવું જોઈએ, કેમ કે-અત્યારે આ જીવનમા જેવી ઉપાધિઓ છે, તેમાની કોઈ

ઉપાધિ એ જીવનમા નથી, એટલુ તો હૈયે જચ્યું ને ? હિંસ
પાચે ય મહા પાપોથી જે કોઈ સર્વ પ્રકારે બચે, તેનુ
જીવન ધન્ય છે, એમ ને ? એવું જીવન આજે તમાર
પામી શકાય તેમ નથી, પણ તમે એવા જીવનને મેળવવા
આદર્શ તો નક્કી કર્યો ને ? એટલે જ હવે બીજી ભૂમિકા
જીવનને જાણવાની ઈચ્છા છે ને, કે જેથી એ આદર્શ સિ
થાય એ માટે કેમ જીવવું તેની ખબર પડે ! ? અત્યારે
તમે આરભ–સમારભમા, ભોગની સામગ્રીમા અને પરિ
રૂપ સામગ્રીમા પણ બેઠા છો ને ? કોઈ પ્રાણિના પ્રાણ
અપહાર થાય તેવી પ્રવૃત્તિ આરભમા ગણાય અને કોઇ
પ્રાણિને પરિતાપનાદિ થાય તેમ વર્તવું તે સમારભમા ગણ
તમે આરભ અને સમારભ તો કરો જ છો, ભોગ પણ 
છો અને પરિગ્રહ પણ છે જ, એટલે એ ત્રણમા તમે 
તો છો જ, પણ એમા બેસી રહેવુ પડ્યુ છે માટે બેસી ર
છો કે એમાં બેસવું ગમે છે માટે બેઠા છો ? બેસી રહે
પડ્યુ છે માટે બેસી રહ્યા છો ને ? કોઈ પણ જીવની હિં
કરવી પડે અગર તો તમારાથી કોઈ પણ જીવની હિંસા થા
એ વિગેરે પાપો થાય છે, એમ તમને લાગે છે અને તે
તે કરવા તમને ગમતા તો નથી ને ?

<u>મૈત્રીભાવ</u>

સારા ય જગતના જીવો પ્રત્યે મૈત્રીભાવ તો છે ને
મૈત્રીભાવ એટલે હિતની ચિન્તા તમે સૌના ભલાને ઈ
છો, પણ કોઈના ’ય ભૂડાને ઈચ્છતા નથી ને ? કોઈની

જાય, તો ય તેનું હૈયે દુ ખ તો ખરૂં ને? બીજી ભૂમિકા માટે હૈયાને કેવું બનાવવું જોઈએ, એની આ વાત છે કોઈને ય મારવું ગમે, એવો ભાવ તો હવે રહ્યો નથી ને? દુશ્મન પ્રત્યે પણ હિંસકભાવ તો નથી ને? નુકશાન કરનારને પણ નુકશાન પહોચાડવામા રાજીપો તો નહિ ને? નુકશાન કર નારને ય નુકશાન થાય અથવા તમે નુકશાન કરો તો ય તે તમારા હૈયાને દુ ખે તો ખરૂ ને? તમારે 'આવુ હૈયું છે' -એમ કહેવુ જોઈએ અથવા તો તમારે તમારા હૈયાને આવુ કેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ, એમા તો કાંઈ મત ભેદ જેવુ નથી ને?

## 'ઈશ્વરે આ સૃષ્ટિને સર્જી છે'-એવુ માની શકાય એવુ છે જ નહિ

સ૦ આપના કહેવા મુજબ બધા ત્યાગી થઈ જાય, તો પછી ઇશ્વરની સર્જેલી આ પૃથ્વીનુ થાય શુ?

આ ભાઈનુ એમ કહેવુ છે કે-બધા જ મનુષ્યો જો ભોગને અને પરિગ્રહને તજી જ દે, તો પછી ઇશ્વરે સર્જેલી જે આ સૃષ્ટિ છે, તેનુ થાય શુ? આવી પણ એક માન્યતા જગતમા જોર શોરથી પ્રવર્તી રહેલી છે આજે જે સૃષ્ટિ છે, વર્તમાનમા જેને આપણે આપણી આખોથી જોઈ શકીએ છીએ, તેમા દુ ખી ઘણા છે કે સુખી ઘણા છે?

સ૦ દુ ખી જ ઘણા છે

આ સૃષ્ટિમા સદા કાળને માટે દુ ખી ઘણા રહેવાના અને સુખી થોડા જ રહેવાના ને?

સ૦ એમ જ લાગે છે

તો પછી વિચાર કરો કે-ઈશ્વરે જ જો આ સૃષ્ટિને સર્જી હોય, તો આવી સૃષ્ટિ કે જેમા દુખી ઘણા હોય ને સુખી થોડા હોય, એને સર્જવાનુ ઈશ્વરને મન કેમ થયું ? આવી સભાઓમા, બની શકે ત્યા સુધી, અમે કોઇની પણ આવા પ્રકારની માન્યતાને સીધો આઘાત પહોચે એવુ અમારા તરફથી ન બોલાય તેની કાળજી રાખીએ છીએ, પણ પ્રસગ આવ્યો છે તો કહેવુ પડશે પ્રશ્ન પૂછાય ને ખૂલાસો અપાય નહિ, તે ઠીક નહિ. હવે તો ઈશ્વરને સૃષ્ટિના સર્જક તરીકે માનનારાઓને સ્હિષ્ણુભાવે સાભળીને વિવેકપૂર્વક વિચાર કરવાની ભલામણ કરવામા આવે છે અમે એવી માન્યતાવાળા છીએ કે-જગતમા જેટલા દુખી, તે તેમણે પરમાત્માની આજ્ઞા મુજબનુ જીવન નહિ જીવેલુ માટે અને એ જ રીતિએ જગતમાં જેટલા સુખી, તે તેમણે પરમાત્માની આજ્ઞાને અનુસરતુ જીવન જીવેલુ માટે, પછી તે સમજમા કે તદ્દન અણસમજમા એ વાત જૂદી છે કૃતજ્ઞ લોકો જેની આજ્ઞાના પાલનથી સુખ પમાય, તેને સુખનો દાતાર માને તે સ્વાભાવિક છે એ દૃષ્ટિએ, એટલે કે-પરમાત્માની આજ્ઞા ન પળાય તેથી દુઃખ અને પરમાત્માની આજ્ઞા પળાય તેથી સુખ-એ દૃષ્ટિએ પરમાત્માને તમે સુખ-દુખનો દાતા માનતા હો તો તે કાઈ ગુન્હો નથી, પણ આ બધી આખે દેખાતી સૃષ્ટિનુ સર્જન ઈશ્વરે કરી નાખ્યુ છે, આપણે હયાતિમા જ નહોતા અને વગર મકૃતના ઈશ્વરે આપણને સર્જીને આ દુખમય ખાડામા ફેંકી દીધા, આવુ કાઈ જ અમે માનતા નથી અને જો વિચાર કરીએ તો એવુ કાઈ માની શકાય તેવુ પણ નથી

## આપણા પ્રયત્ન વિના ઈશ્વર આપણી પાપવૃત્તિઓનો નાશ કરી શકે નહિ

હમણા એવુ બોલનારાઓ પણ નીકળ્યા છે કે-'અમે જે કાંઈ ખરાબ કરીએ છીએ, તે ઇશ્વર અમારી પાસે કરાવે છે' ખરાબ જેટલુ તે બધુ ઈશ્વરના નામે ચઢાવે, એટલે કે-બાકી અમે તો સારા જ છીએ, પણ ઇશ્વરને જ અમારી પાસે આવુ ખરાબ કરાવવાનુ મન થઈ ગયુ! આ મનાય એવુ છે?

સ૦ પાપની વૃત્તિઓનો નાશ કરનાર ઈશ્વર જ છે, એમ માનીએ તો વાંધો શો?

એટલે તમે સુતા સુતા મોજ કર્યા કરો અને ઈશ્વર તમને મોક્ષે પહોચાડી દે, એમ? ઈશ્વરની આજ્ઞા મુજબ વર્તીને આપણે જ આપણી પાપની વૃત્તિઓનો નાશ કરવો પડશે આપણા પુરૂષાર્થ વગર આપણને પરમ પદની પ્રાપ્તિ નહિ થાય જો ઈશ્વરમા એવી શક્તિ હોય કે-એ બધાયને તદ્દન શુદ્ધિમા મૂકી દે, તો ઈશ્વરે અત્યાર સુધીમા આપણને બધાયને શુદ્ધિમા શા માટે મૂકી દીધા નથી? આજે ખરેખર જ જો તમારામા પણ બીજાઓની દુર્બુદ્ધિને મટાડી દેવાની તાકાત હોય, તો તમે કોઈનામા પણ દુર્બુદ્ધિને રહેવા દો ખરા? જો તમારામા એવી શક્તિ હોય, તો તમને પણ તમારી એ શક્તિથી બધાને સુધારી દેવાનો ને સુખી કરી નાખવાનો, વિચાર આવ્યા વિના રહે ખરો?

સ૦ એવો તો વિચાર આવે જ

આજે જો મારામા એવી શક્તિ હોય કે-તમે કાંઈ પણ પ્રયત્ન કરો નહિ, તે છતા પણ તમારી દુર્બુદ્ધિને હુ ટાળી

શકુ, તો હુ મારી એ શક્તિને અજમાવ્યા વિના હરગીઝ રહુ નહિ આટલો ઉપદેશનો પરિશ્રમ કરૂ છુ, તો એ પ્રયત્ન ન કરૂ–એમ બને ખરૂ ?

સ૦ તો શુ ઈશ્વરમાં એવી શક્તિ નથી કે-બીજાઓની પાપ-વૃત્તિઓને એ હરી શકે ?

પાપવૃત્તિવાળાઓ જો પોતાની પાપવૃત્તિઓનો નાશ થઈજવા પામે એવો પ્રયત્નજ કરે નહિ, તો ઈશ્વરમા એવી શક્તિ છે જ નહિ કે–એ કોઈની પણ પાપવૃત્તિને હરી લઇ શકે ઈશ્વર તો પાપવૃત્તિને પાપવૃત્તિ તરીકે ઓળખાવે, એને કાઢવાની જરૂર કેટલી છે તે સમજાવે, એને કાઢવાનો ઉપાય દર્શાવે અને એને કાઢવાને માટે પ્રયત્નશીલ બનવાની પ્રેરણાદિ કરે, પણ તમે કાઇ જ કરો નહિ અને તમારી પાપવૃત્તિને ઈશ્વર હરી લે, એવી શક્તિ ઈશ્વરમા છે જ નહિ જે પાત્રમાં અથવા તો જે વસ્તુમા જે બનવાની યોગ્યતા નથી હોતી અગર તે હોય તો ય જો પ્રગટી શકે તેવી નથી હોતી, તો ગમે તેવો કારીગર હોય, પણ તે તે પાત્રને કે તે વસ્તુને તેવી બનાવી શકતો જ નથી એમા ખામી કારીગરની કારી-ગીરીની નથી, પણ પાત્રની કે વસ્તુની યોગ્યતાની જ ખામી છે સૂર્ય પ્રકાશક છે ખરો, પણ જેની આખ ચુચળી હોય તેનુ શું થાય ? ઘુવડ એક એવુ પક્ષી છે કે-સૂર્ય પ્રકાશે ને એ પોતાની આખ બધ કરી દે સૂર્ય ઉગે એટલે ઉંઘે અથવા તો ઉઘવા જેવી દશાને પામે કારણ ? સ્વભાવ. આમ ઈશ્વરમા અનન્તી શક્તિ છે, પણ એ શક્તિને જે ઝીલી શકે છે, તેના જ ઉપર તે અસર કરી શકે છે એવા પણ જીવો હોય છે કે–ખુદ ઈશ્વર જે વૃત્તિને પાપવૃત્તિ કહે, તે

વૃત્તિને પાપવૃત્તિ તરીકે માનવાને પણ તેઓ તૈયાર થાય નહિ ઈશ્વર એને પરાણે મનાવી શકે પણ નહિ ત્યા એ આપણા કશા ય પ્રયત્ન વિના આપણી પાપવૃત્તિઓને હરી લે, એ તો બને જ શી રીતિએ ?

પરમાત્માની દયા -

આપણે બધા ય અનાદિકાળથી હતા, છીએ અને અનન્તા કાળે ય રહેવાના છીએ જગતમા જે કાંઈ છે, તે પહેલા ય હતું, છે અને રહેવાનુ જ છે માત્ર પર્યાય ફર્યા કરે છે એટલે આપણને કોઈએ બનાવ્યા નથી જે આત્માઓ પોતાના આ સસારમાના અન્તિમ જીવનમા અરિહત પરમાત્મા બન્યા, તેઓએ તો સારૂ શું ને ખોટું શું, કરવા લાયક શું અને નહિ કરવા લાયક શુ, છોડવા જેવુ શુ અને ગ્રહણ કરવા લાયક શું—એ વિગેરે બતાવ્યું ઈશ્વરે કાંઈ તમને ને મને સર્જવાનુ કારખાનુ ખોલ્યુ નહોતુ ઇશ્વરે જ જો આપણને સર્જ્યા હોય, તો ઈશ્વરે આપણને વાસનાવાળા ને દુખી બનાવ્યા, તે ઇશ્વરની ભયકર ભૂલ જ ગણાય ને ?

સ૦ ત્યારે પરમાત્માએ આપણા ઉપર કયી દયા કરી ?

પરમાત્માએ જે આવો સુન્દર, આત્માને સુવિશુદ્ધ બનાવવાનો—કોઈ પણ જીવની હિસાદિકથી વિરામ પામવાનો માર્ગ બતાવ્યો, તે આપણા ઉપર, જગતના જીવ માત્ર ઉપર, જેવી તેવી દયા કરી છે ? હુ પણ તમને સારા બનવાનો માર્ગ બતાવુ, તે એક પ્રકારનો ઉપકાર જ છે ને ?

ઈશ્વરનુ સર્વશક્તિમાનપણુ

સ૦ ઈશ્વર તો સર્વશક્તિમાન છે ને ?

ઇશ્વરનુ મર્વશક્તિમાનપણુ એવી રીતિએ ઘટી શકે જ નહિ પરમાત્મામાં શક્તિની ખામી નહિ, પણ આ વાત તો બીજાઓ ઉપરના એ શક્તિના ઉપયોગની છે ને? શિક્ષક ગમે તેટલુ ભણેલો ગણેલો હોય અને શિક્ષણ આપવાની કળામા નિપુણ હોય, તે છતા પણ ભણનાર જો ઠોઠ હોય, શિક્ષકે કહેલી વાતને સમજવાની બુદ્ધિ વગરનો જ હોય, તો એને માટે એ શિક્ષક પોતાની ગમે તેટલી શક્તિ વાપરે, તો ય એને એ ભણાવી શકે નહિ ડૉકટર ગમે તેટલો હુંશીયાર હોય અને દર્દને બરાબર પારખી શક્યો પણ હોય, પણ દર્દ જો અસાધ્ય જ હોય તો ડૉકટરની કોઈ શક્તિ એ દર્દી માટે ઉપયોગી નિવડી શકે નહિ શિક્ષક પણ તેને જ ભણાવી શકે, કે જેનામા દેખીતી કે છુપી પણ ભણવાની યોગ્યતા હોય અને ડૉકટર પણ તેને જ સાજો કરી શકે, કે જે દર્દી સાજો થઈ શકે તેવો હોય એટલે ઇશ્વરનુ સર્વ-શક્તિમાનપણું ખરૂ, પણ તે પોતાને માટે, બીજાઓને માટે તો એ શક્તિ એટલા જ પ્રમાણમા ઉપયોગમા આવે, કે જેટલી એ જીવોની યોગ્યતા આદિ હોય એટલે આપણે પણ હતા જ અને આ જગત પણ હતુ જ, માત્ર એમા પરિવર્તન થયા કર્યું છે, પરિવર્તન થયા કરે છે અને પરિ વર્તન થયા કરશે એ પરિવર્તનમાં બીજાઓ નિમિત્ત બની શકે. અત્યાર સુધીમા કાળ કેટલો ગયો? અનન્તો કાળને કોણે બનાવ્યો? કાળ નહોતો, તો એ નહોતો ત્યારે શુ હતું? આમા તો ઘણા પ્રશ્નો ઉઠે એવા છે, જેનુ ઇશ્વરે સૃષ્ટિનુ સર્જન કર્યું છે—એવુ માનનારાઓથી સુઘટિત સમા ધાન આપી શકાય તેમ નથી જેઓ 'ઇશ્વરે આ જગતનુ

સર્જન કર્યું'–એમ માને છે, તેઓને પણ 'પૃથ્વી તો હતી જ'–એવું માનવું પડે છે અને એમ કેટલુંય અનાદિથી છે –એવું માનવું પડે છે

ઈશ્વર અને આપણી વૃત્તિઓ

સ૦ તો પછી ઈશ્વરને ને આપણે સંબંધ શો?

પ્રકાશને ને આપણે સંબંધ શો? સૂર્ય પ્રકાશે છે, પણ આપણને એ કાંઈ દેખાડતો નથી એનો પ્રકાશ આવે છે અને એ પ્રકાશનો જે ઉપયોગ કરી શકે તે દેખી શકે પ્રકાશ ગમે તેટલો પથરાએલો હોય, પણ જે એનો ઉપયોગ ન કરે, તેને કાંઈ જ દેખાય નહિ પરમાત્માએ એવો પ્રકાશ કર્યો કે–આપણે જો સમજુ, વિવેકી બનીએ તો આપણે આપણને–આપણી વૃત્તિઓને ઓળખી શકીએ અને ખરાબ વૃત્તિઓથી પર થવાનો પ્રયત્ન કરી શકીએ

સ૦ વૃત્તિઓનું સ્વામિત્વ આપણે છે?

આપણે પ્રયત્નશીલ બનીએ, તો આપણે આપણી બધી વૃત્તિઓ ઉપર સ્વામિત્વ મેળવી શકીએ આપણી વૃત્તિઓ પરમાત્માને આધીન છે જ નહિ આપણી વૃત્તિઓ તો આપણા આત્માના મેલાપણા ને નિર્મલપણા ઉપર આધાર રાખે છે વૃત્તિઓ ઉપર જો આપણે સ્વામિત્વ ન મેળવી શકતા હોઈએ, તો આપણે કદી પણ આત્માના શુદ્ધ સ્વરૂપને પરમાત્મ-સ્વરૂપને પામી શકીએ નહિ

આપણે ઈશ્વર જેવા બની શકીએ

સ૦ આપણે ઈશ્વર જેવા બની શકીએ?

યોગ્ય રીતિએ યોગ્ય પ્રયત્ન કરીએ તો આપણે જરૂર

ઈશ્વર જેવા બની શકીએ અત્યાર સુધીમા અનન્તા શ્રી અરિહ ત પરમાત્માઓ થઈ ગયા છે અને તે બધાએ એવો જ માર્ગ બતાવ્યો છે, કે 'જે કોઈ એ માર્ગને બરાબર સેવે, તે પર માત્મા બન્યા વિના રહે નહિ પૂર્વકાળમા શેઠ એવા હતા, કે જે કહેતા કે–મારો નોકર જો મારા જેવો શેઠ બને નહિ, તો હુ શેઠ શાનો ? તો પછી પરમાત્મા માર્ગ બતાવે અને એવો માર્ગ ન બતાવે કે–આપણે પણ એ માર્ગે ચાલીને એમના જેવા બની શકીએ ?

સ૦ પરમાત્માએ એવુ કહ્યુ છે ?

હા, પરમાત્માએ જ એવુ કહ્યુ છે કે–તમારે જો સુખી જ થવુ છે, તો તમે અમારા જેવા બનો ! આ જગતની ભાજગડમાથી છૂટો, તમારી પોતાની જ ભાજગડમા પડો અને અમુક અમુક રીતિએ જીવનારા બનો, કે જેથી તમે અમારા જેવા બનીને, તમે જેવા સુખને ઈચ્છો છો તેવા સુખને ભોગવનારા બની શકો ખૂદ પરમાત્મા આપણને જગતની ભાજગડમાથી છૂટા થઈ જવાનુ કહે અને ' એ પરમાત્મા જગતની બધી ભાજગડ કરે છે '–એમ આપણે માનીએ ? આપણને જો આપણી વૃત્તિઓનુ વિવેકપૂર્વક સ્વામિત્વ કરતા આવડી જાય, તો આપણે પણ જરૂર પરમાત્મા બની શકીએ

આત્માનુ મેલાપણુ .

તમને ય તમારો આત્મા પરમ પદને પામે, એવી ઈચ્છા ખરી ને ? આજે તો વૃત્તિઓની ગુલામી ચાલી રહી છે ને ? બહુ મેલા આત્માની વૃત્તિ મેલી જ હોય અને એ

વૃત્તિને એ તાબે થાય, પછી દુ ખી ન થાય તો બીજું થાય પણ શુ ? આત્માનુ મેલાપણુ ઘટે તો વિવેક પ્રગટે અને વિવેક પ્રગટે એટલે મેલી વૃત્તિ પ્રગટે તો મ તે વૃત્તિ મેલી છે એવી ખબર પડે અને એવી વૃત્તિને તાબે નહિ થતા એવી વૃત્તિને ડામી દેવાનુ મન થાય સૃષ્ટિને કોણુ ભોગ વશે અથવા તો બધા ત્યાગી થઈ જશે તો સૃષ્ટિનુ થશે શું?–એવી પ ચાતમા પડયા વિના, નક્કી કરી લો કે–જગતની જન્મ–મરણની ભ્રમણજાળમાથી આપણે તો છૂટી જ જવુ છે

આખનો ઉપયોગ

આ તો કહે છે કે–ફુલ ઉગ્યું છે તો તેને સુ ઘશે કોણુ ? ત્યારે બીજો કોઈ સુંઘે એને બદલે હુ જ સુઘી લઉ ને ? પછી એમ કહેશે કે–'જગતમા જે કાંઇ છે ને પેદા થાય છે, તે બધુ ભોગવવાને માટે જ છે, તો પછી અમે કેમ ના ભોગવીએ ?' એવી જ રીતિએ 'જગતમા જે પશુ–પ ખી વિગેરે જીવો છે, તે અમારે ખાવાને માટે જ ઈશ્વરે ઉત્પન્ન કર્યા છે'–એમ પણ માસાહારી કહી શકે ને ? પછી કોઇ કહેશે કે–'મને તો માનવને જ ખાવો ગમે છે' તો ? કોઈ કહેશે કે–ઈશ્વરે આખ શા માટે આપી છે ? રૂપ–રગ વિગેરે જેવાને માટે ! એમ કહીને એ ગમે તેની સામે ગમે તેમ જૂએ તો ? પછી એને પૂછવુ પડે કે–'પણુ આવી જ રીતિએ બીજો કોઈ જો તારી મા, બેન કે બાયડીની સામે જૂએ તો ? એ વખતે તૂ એમ કહીશ ખરો કે–ઈશ્વરે એને આખ રૂપ–રગ વિગેરે જેવાને માટે આપી છે, તો તે કેમ ના જૂએ ?

પ્ર૦ આખ એટલા માટે છે કે-જોઈને, ચલાય એટલે ઠોકર વાગે નહિ

માત્ર તમને ઠોકર વાગે નહિ, એટલી જ ચિન્તા? એવો વિચાર કેમ ન આવ્યો કે-જો જોઈને ચાલીએ તો આપણાથી કોઈને ઠોકર વાગી જાય નહિ? આખના સારા ઉપયોગ ચાર પરમાત્માનુ દર્શન, સત્પુરૂષોનુ દર્શન, સત્શાસ્ત્રોનુ વાચન અને જીવદયાનું પાલન

આજે અવળી ગગા વહી રહી છે'

વાત એ છે કે-ઈશ્વરે આ સૃષ્ટિને સર્જી જ નથી અને ઈશ્વરે સર્જેલી સૃષ્ટિ હોય તો તેમા કદી પણ કોઈ દુ ખી ન હોય સામાન્ય સુખી માણસ પણ જો સજ્જન હોય છે, તો તે એમ જ ઈચ્છે છે કે-સૌ સુખી થાય તો સારૂ જે સુખીના હૈયામા કોઈ સુખી ન થાય એવો ભાવ છે, તે સુખી તો શ્રાપ રૂપ છે ત્યારે સુખી જો સજ્જન હોય છે તો તેને જેમ બીજાઓને સુખી કરવાની ઈચ્છા થાય છે, તેમ અમને પણ સૌને સાધુ બનાવવાનો ભાવ તો થાય ને? સાધુ કોઈ પરાણે બનાવી શકાતા નથી ભોગમા સુખની કલ્પના કરી બેઠેલાના હૈયામા 'ભોગમા દુ ખ છે ને ત્યાગમા સુખ છે'-એવો ભાવ પેદા કરવો પડે છે સાધુ બનાવવાને માટે કોઈ કોઈનું કાડુ પકડાય નહિ સાધુ બનાવવાને માટે કાડુ પકડવાનુ હોય જ નહિ, પણ ધારો કે-અમે કાડુ પકડીએ, તો આ જમાનામા કદી પડયા વિના રહે? કોઈ ખોટી પણ ફરીયાદ કરે, તો વૉરટ નીકળે ને? સમન્સ છૂટે ને? આ સાધુ છે અને ફરીયાદ કરનારો રખડતો છે, એટલો પણ

વિચાર કોઇ કરે ખરૂ ? કહેશે-કાયદો આધળો છે પહેલાના કાળમા આવુ ચાલતુ નહિ જે ફરીયાદ કરવા જાય, તેને ન્યાયાસને બેઠેલો એવા બે ચાર સવાલ પૂછે કે-ખોટો પ્રાય પકડાઈ ગયા વિના રહે નહિ પહેલા ફરીયાદ કરનાર કોણ છે અને ફરીયાદ કોની સામે કરે છે તે જોવાતુ અને સારાઓ ખોટી હેરાનગતિમા ન મૂકાઈ જાય તેની કાળજી રખાતી હમણા અવળી ગગા વહેવા માડી છે આજે તો, ગમે તેવા સારા માણસને પણ, ગમે તેવો નબળો માણસ, એક વાર તો ૫-૭-૧૦ આટા જરૂર ખવડાવી શકે સારો માણસ 'હુ સારો માણસ છુ'-એવુ જાતે બોલતા જરૂર સંકોચાય, પણ આજે તો ગમે તેવા સારા માણસને પણ અવસરે કૉર્ટમા કહેવુ પડે કે-હુ સારો માણસ છુ પોતે સારો માણસ છે, એવુ સાબીત કરવાને માટે સાક્ષી લાવવા પડે સારા માણસની આ જેવી-તેવી ફજેતી છે ? સારા કે ખરાબ, બધા માણસોને 'ઇશ્વરને માથે રાખ્યા છે'-એવા સોગદ લઈને વાત કરવી પડે જેટલાઓ 'ઇશ્વરને માથે રાખ્યા છે'-એમ કહીને વાત કરે, તે બધા સારા ને સાચા ? બહુ જુદા તો, ઇશ્વરને, દશ વાર કહો તો દશ વાર પણ, માથે રાખ્યા છે-એમ કહે ને ?

## સુખી શેઠના પ્રતાપે ને દુખી અભાગ પાપે

આપણે તો એવો વિચાર કરો કે-આપણને પુણ્યના યોગે જે કાઈ શક્તિઓ મળી છે, તેનો આપણે સદુપયોગ જ કરવો જોઈએ પરમાત્માએ શું કર્યું ? જે શક્તિઓ મળી છે અગર મળે, તે શક્તિઓનો સદુપયોગ કેમ કરવો એ

શીખવ્યું અને જે કાઈ આપત્તિઓ આવે તેને કેમ વેઠી લેવી એ શીખવ્યું. પરમાત્માની આજ્ઞાનુ આપણે જેટલુ પાલન કરીએ, તેટલુ આપણુ જીવન પરમાત્માએ ઘડયુ એમ કહેવાય એમની આજ્ઞા મુજબ જીવન જીવવાથી તરી જઈએ, તો આપણને પરમાત્માએ તાર્યા એમ કહેવાય તરીએ તો પરમાત્માએ તાર્યા કહેવાય અને રખડીએ તો એની આજ્ઞા ન પાળી તેના પાપે રખડયા એમ કહેવાય જાતવાન નોકરો પણ કહેતા કે–' અમે સુખી શેઠના પ્રતાપે અને દુઃખી અમારા પાપે '

<u>હિંસાના ત્યાગમા સાધુ-ગૃહસ્થમા ભેદ કેમ ?</u>

પરમાત્મા પરમાત્મા શી રીતિએ બન્યા ? ભોગ ભોગ વીને એટલે ભોગ ભોગવતે ભોગવતે પરમાત્મા બન્યા ? ના, ત્યારે આપણે ભોગ ભોગવતે ભોગવતે પરમાત્મા થઈ શકવાના ? નહિ જ, તો પછી કહો કે–બનેં તો સર્વત્યાગી બનવું છે અને સર્વત્યાગી બનાય નહિ તો સર્વત્યાગી બનવાના આદર્શને સ્વીકારીને, પરિણામે જે રીતિએ સર્વત્યાગી બની શકાય તેમ હોય તેવી રીતિએ જીવવુ છે ગૃહસ્થપણે કેમ જીવાય, તે નક્કી કરવુ છે ને ? એમા ય અમુક અંશે હિંસાદિના ત્યાગની વાત તો આવશે જ પહેલી વાત હિંસાના ત્યાગની જે હિંસા તમારા દ્વારા થયા વિના રહે નહિ–એવી છે, તેના નિષેધની વાત એમા નહિ, એટલુ જ અમારે આટેની વાતમા તો હિંસા માત્રનો ત્યાગ અમારાથી પૃથ્વીને ખણાય-ખોદાય પણ નહિ, કુવા-તળાવ આદિના પાણીને અડાય પણ નહિ, અગ્નિને સળગાવાય કે બુઝાવાય તો નહિ પણ તેનો આતાપ સરખો

ચ લેવાય નહિ, પખા વિગેરેથી હવા પણ ખવાય નહિ, અને કોઈ પણ વનસ્પતિને ચુટાય કે અડાય નહિ ! અમારે તો, અંશે પણ હિંસા લાગે નહિ–એવા ઉપયોગપૂર્વક જીવવાનું વિધાન તમારે માટે એ બની શકે તેવુ નથી, માટે એવુ વિધાન નહિ

ગૃહવાસ પાપવાસ લાગે છે ?

હિંસાદિ પાપોને સેવ્યા વિના ગૃહસ્થજીવનને જીવી શકાય જ નહિ, માટે ગૃહસ્થજીવન એ પાપયુક્ત જીવન છે, એમ તો ખરૂં ને ? સાધુજીવન જ પાપરહિત જીવન છે અને ગૃહસ્થજીવન પાપયુક્ત છે, એવું હૈયે લખાઈ ગયું ? ઘરે એ વાત લખવાના ? તમે બધા જો આ વાત બરાબર બોલતા થઈ જાવ, તો આર્ય દેશના ઘરોમાથી જે આ વાત નીકળી જવા પામી છે તે પેસી જાય સૌને ખ્યાલ આવી જાય કે–'આપણુ જીવન પાપમય છે અને નિષ્પાપ જીવન તો સાધુઓનુ જ' ઉત્તમ આર્યો ગૃહવાસને પાપવાસ માનતા, કેમ કે–પાપથી બચવાની ગમે તેટલી મહેનત કરે, તે છતા ય અમુક પાપ કર્યા વિના તો ચાલે જ નહિ ગૃહસ્થજીવનમા પાપત્યાગ કરાવવો હોય, તો મર્યાદા બાધવી પડે, કેમ કે–અમુક પાપ વિના ચાલે એમ નથી પાપ કર્યા વિના ગૃહસ્થ જીવન જીવાય એવુ નથી, તો પણ આર્ય દેશના પ્રત્યેક નાગરિકના હૈયામા એ વાત બેઠેલી હોવી જોઈએ કે–'ભલે મારે અમુક હિંસા વિના તો ચાલી શકે તેવું નથી, પણ જેના વિના ચાલી શકે તેમ છે, તેવી હિંસા તો હું પ્રાણ જાય તો ય ના કરૂં'

કોઈને ય દુખ ન દેવુ એ બને
પણ સૌને ય સુખ દેવુ જ એ બને નહિ

આચુ કહેજો તમારે મન જગત સારૂ ય મૈત્રીનુ પાત્ર છે ? જગતમા જેટલા જીવો છે, નાના કે મોટા, એ બધા ય જીવોને માટે હિતની જ ચિન્તા કરે અને કોઈના ય અહિતની ચિન્તા કરે નહિ, તેવુ તમારૂ હૈયુ છે ?

મ૦ સૌનુ ભલુ થતુ હોય તો એમા વિરોધ નથી.

આ વાત ભાવનાની છે, બાકી સઘળાનુ સઘળુ ભલુ કરવાની શક્તિ તો કોઇનામા ય નથી જેનામા એવી શક્તિ હોય કે-સૌનુ સઘળુ ભલુ કરી શકે, તે જો તેની શક્તિનો ઉપયોગ ન કરે, તો તેના જેવો જગતમા ભૂડો કોઈ નથી સૌનુ સઘળુ ભલુ કરી શકે, તેવો શક્તિમાન કોઇ હોઈ શકતો જ નથી, પણ કોઈનું ય ભૂડુ નહિ કરવાની કાળજીથી જીવવાની શક્તિ તો જરૂર હોઈ શકે છે માટે તો અમારા પહેલા મહાવ્રતમા એ વાત કહી કે–કોઇ પણ જીવની, નાના જીવની કે મોટા જીવની, મનથી, વચનથી કે કાયાથી, હિસા કરવી નહિ, હિસા કરાવવી નહિ કે તેને અનુમોદવી નહિ. એટલે સર્વ જીવોનુ રક્ષણ કરવું તેવું મહાવ્રત નહિ, પણ કોઈ પણ જીવને હણવો નહિ તેવું મહાવ્રત પોતા તરફથી સૌને રક્ષણ આપ્યું કહેવાય, પરન્તુ સૌનું સર્વ પ્રકારે રક્ષણ કરવું તે તો કોઈને ય માટે તાકાત બહારનો જ વિષય છે કોઈ પણ જીવને દુખમા રહેવા ન દ્યો અને સર્વ જીવોને સુખમા જ લઈ જાવ, એવી આજ્ઞા ભગવાને કરી પણ નથી અને કરે પણ નહિ, કેમ કે–તેનુ પાલન અશક્ય જ છે

જો એ શક્ય હોત, તો ભગવાને પોતે જ એમ કર્યું હોત ભગવાન તો એ જ કહે કે–તમારા તરફથી કોઈને ય તમારે દુ ખી કરવા નહિ બીજાને દુ ખથી મુક્ત બનાવવાનો અને સાચા સુખી કરવાનો શક્ય પ્રયત્ન જરૂર કરવો જોઈએ, પણ કોઈ કદી પણ સર્વ જીવોને દુ ખમુક્ત કરી શકયુ ય નથી અને કરી શકવાનુ પણ નથી, જ્યારે કોઈ પણ જીવને મારે દુ ખી કરવો નથી–એવો નિર્ણય જો કોઈ કરે, તો તેનો તે નિર્ણય અમલી બની શકે એવો છે અને એ માટે સર્વોત્તમ જીવન સાધુજીવન છે

ઘર માડવુ એટલે ?

તમારાથી હાલ એ બની શકે એવું નથી, પણ મનમા એમ તો ખરૂ જ ને કે–મારા યોગે કોઈ પણ જીવને દુ ખ ન થાય, કોઈ પણ જીવની હિ સા ન થાય, તો સારૂ ! ? કહો કે–'કોઈ પણ જીવને પીડા ન થાય એવા પ્રકારે જીવાય તો સારૂ '–એવી વૃત્તિ તો છે જ, પણ એવા પ્રકારે જીવવા જેગી શક્તિ નથી અને એથી અનેકોને પીડા રૂપ થઈ જવાય છે આવા જીવોને બીજી ભૂમિકાનો ખપ પડે જ ગૃહસ્થપણુ એવું છે કે–હિ સાદિ નહિ કરવાની ઈચ્છા હોય, તો પણ અમુક હિ સાદિ તો અવશ્ય થઈ જ જાય એ વિના ગૃહસ્થપણે જીવી શકાય નહિ ઘર માડવું, એટલે કોઈને ય દુ ખ દેવાની વૃત્તિ હોય નહિ તે છતા ય, એ વૃત્તિનો પૂરો અમલ થઈ શકે જ નહિ એવી પ્રવૃત્તિ કોઈને ય દુ ખ નથી દેવું, એવી વૃત્તિ હોવા છતા પણ ઘરબારીને એ વૃત્તિના અમલમા વિઘ્ન આવ્યા વિના રહે જ નહિ

દિવસે દિવસે શાથી આર્ય દેશ પાછા પડે છે ?

એટલે નાની વયના સાધુઓને જોઈને તમને એમ થાય ને કે–' સારૂ થયુ કે–ઘર માંડવાનો સમય આવે તે પહેલા જ, બાલપણમા જ આ લોકો કોઈ સારા માણસના હાથમા આવી ગયા, એથી સાધુ બની ગયા અને એથી જે સ્થિતિમા ફરજીયાત હિસાદિ પાપો કરવા પડે, એવી સ્થિતિમાથી છૂટી ગયા ને બચી ગયા ?' આજે, આર્ય દેશમા જન્મ્યા છતા પણ, મોટો ભાગ આર્ય દેશની હવાથી પર છે તેમા શિક્ષણ વિગેરેની પ્રવૃત્તિઓ એવી ચાલે છે કે–આર્ય તરીકે પ્રગતિ થતી નથી પરન્તુ અવગતિ થાય છે. અમને તો લાગે છે કે–દિવસે દિવસે આર્ય દેશ પાછો પડતો જાય છે અને તેનુ કારણ આર્ય દેશની સસ્કૃતિ તરફ લક્ષ્ય અપાતું નથી એ છે એક કાળે આર્ય દેશમા ગૃહવાસ એ પાપનુ સ્થાન છે–એવી માન્યતા રૂઢ હતી આજે એ એ માન્યતા બહુ દુર્લભ બની ગઈ છે, એટલે ગૃહસ્થજીવન પણ બહુ બગડી ગયુ છે

અપરાધિને પણ મારવાની છૂટ નથી

હિસાદિ પાપોને સેવવાં પડે, તો ય એ પાપો સેવવા જેવા નથી, એ વૃત્તિ તો અવશ્ય જોઈએ અને તો જ બીજી ભૂમિકાનુ ગૃહસ્થજીવન સુદર પ્રકારે જીવી શકાય જેમ કે–પોતાના ભયકરમાં ભયકર અપરાધિને પણ મારવામાં ધર્મ છે–એ વાત તો હૈયામા હોય જ નહિ, ધર્મ તો ગમે તેવા પણ પોતાના અપરાધિને ખમી ખાવામાં જ છે–એ વાત જ હૈયે હોય, તે છતા પણ ગૃહસ્થથી એ ધર્મ પળે એવો છે ?

અપરાધિનૂ પણ ભૂડુ ચિન્તવવુ નહિ–એવું માનસ રહી શકે, પણ ગૃહસ્થિને એવો નિયમ આપી શકાય નહિ કે–અપ રાધિને પણ શિક્ષા કરવી જ નહિ અપરાધિને પણ નહિ મારવો એ સારૂ જ છે, એટલે ગૃહસ્થને અપરાધિને મારવાની છૂટ છે એવું નથી, પણ ગૃહસ્થની સ્થિતિ એવી છે કે–કદાચ અપગધિને મારવો ય પડે આથી બીજી ભૂમિકાનો ધર્મ એટલુ તો જરૂર કહે કે–નિરપરાધી જીવ, કે જે હાલતો ચાલતો હોય, તેને તો મારવાની બુદ્ધિથી મારવો જ નહિ અપગધિનુ ય ભૂડુ ચિન્તવવુ નહિ અને નિરપરાધિને તો મારવાની બુદ્ધિએ મારવો જ નહિ–આટલુ તો તમારાથી બની શકે એવું છે ને ?

બીજી ભૂમિકા કોને માટે ?

અત્યારે હિંસાથી સર્વથા મુક્ત બનવાની, અસત્યથી સર્વથા મુક્ત બનવાની, ચોરીથી સર્વથા મુક્ત બનવાની, અબ્રહ્મથી–વિષયભોગથી સર્વથા મુક્ત બનવાની અને પરિગ્રહથી સર્વથા મુક્ત બનવાની તો તમારી શક્તિ નથી, એ બધા ય મહા પાપોને સર્વથા તજવાની શક્તિ હાલ તો નથી, પણ જેટલી શક્તિ હોય તેટલી શક્તિનો તો અમલ કર્યા વિના રહેવુ નથી, એવુ તમારા મનમા ખરૂ ને ? એ માટે જ તમને બીજી ભૂમિકાના જીવનને જાણવાની ઈચ્છા છે ને ? જો એવી વૃત્તિ નહિ હોય, તો તમારામા ગૃહસ્થપણે રહેવા છતા પણ જેટલો ધર્મ જીવી શકાય તેમ છે, તે ધર્મ ધર્મરૂપે આવશે નહિ હવે આપણે યોગની બીજી કક્ષાની ભૂમિકાની વાત કરવી છે એ માટે આ વાત કરી હિંસાદિના

સર્વથા ત્યાગ કરવાનું મનમા છે, પણ એ બની શકે તેમ નથી, માટે જેટલી શક્તિ છે તેટલો તેનો ત્યાગ કરીને આ જીવનને જીવવુ છે—આવો નિર્ણય હશે, તો જ બીજી ભૂમિકાના જીવનને પામી શકાશે એ વિના તો, બીજી ભૂમિકાના જીવનને પણ પામી શકાશે નહિ હવે કેવો ગૃહસ્થ બીજી ભૂમિકાના જીવનને જીવનારો છે એમ કહેવાય, એ વિગેરે વાત જો બની શકશે, તો આવતા રવિવારે થશે

# પાંચમું પ્રવચન :

વિ. સં. ૨૦૦૭, અસાડ સુદી ૧૧, રવિવાર
તા. ૧૫-૭-'૫૧, સવારે ૮॥ થી ૧૦॥
સ્થળ-પ્રેમાભાઈ હૉલ, ભદ્ર અમદાવાદ

[તા. ૧૫-૭-'૫૧, રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી અમદાવાદના પ્રેમાભાઈ હૉલમાં પૂ. પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચન-શ્રેણિને અંગેનુ આ પાંચમુ જાહેર પ્રવચન થયું હતુ. 'સંદેશ' અને 'ગુજરાત સમાચાર' એ બન્ને સ્થાનિક દૈનિકોના વૃત્તાન્તનિવેદક ભાઈઓ, પોતપોતાના કાર્યાલય તરફથી નોંધ લેવાને આવ્યા હતા. તેઓએ તૈયાર કરેલ અહેવાલ તા. ૧૬-૭-'૫૧ સોમવારના 'સંદેશ'માં તથા 'ગુજરાત સમાચાર'માં પ્રગટ થયેલ જેમાં—

'ગુજરાત સમાચાર'ના અહેવાલમાં તેમના પ્રતિનિધિએ જણાવ્યું હતું કે-"આજે રવિવારે સવારે ૮॥ વાગે પ્રેમાભાઈ હૉલમાં પ્રખર વિદ્વાન અને જૈનાચાર્ય શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરિજી મહારાજે યોગની બીજી ભૂમિકા વિષે બોલતાં સાચા નાગરિકપણાનો અને ગૃહસ્થાઈનો બોધ આપ્યો હતો. સાચુ ગૃહસ્થજીવન જીવવા માટે માનવીએ શુ શુ કરવુ પડે, શુ શુ છોડવુ જોઈએ, એનો આદર્શ શો હોઈ શકે અને એ જીવનનો સાચો મહિમા શો હોઈ શકે તે અંગે અસરકારક રીતે ચર્ચા કરતાં, તેઓશ્રીએ જણાવ્યુ હતુ કે..."

જ્યારે 'સંદેશ'માંની નોંધમાં એવુ સૂચન હતું કે-'જૈન અને જૈનેતર ભાઈબહેનોથી આખોયે હૉલ ચીકાર ભરાઈ ગયો હતો."

પાંચમા પ્રવચનનું આ નીચે આપવામાં આવતુ સારભૂત અવતરણ, અમારા કાર્યાલયના અવતરણકારે તૈયાર કરેલુ છે.

—સં. શ્રી જૈન પ્રવચન]

બીજી ભૂમિકાના જીવન માટે

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, કેવળ ઉપકારબુદ્ધિથી, જેમ પરમ પદને આત્માના અને એથી મનુષ્યજીવનના પર માદર્શ તરીકે ઓળખાવેલ છે, તેમ 'એ પરમ પદની સાથે આત્માને જે યોજે, તેનું નામ યોગ છે'–એમ પણ ફર માવ્યુ છે એ યોગની, બાહ્ય ત્યાગની દૃષ્ટિએ અનુભવમા આવે એવી પહેલી કક્ષાની ભૂમિકા, સર્વત્યાગની છે આ પહેલી કક્ષાની ભૂમિકાના સેવનને માટે, ભોગની ને પરિગ્રહની ભૂખને મારીને અને એના સંગને પણ તજીને, હિંસાદિ પાચેય મહા પાપોનો ત્યાગ કરવાને માટે જે કાંઈ પણ તજવું પડે તેને પણ તજીને, જીદગીભરને માટે એવા ત્યાગી જીવનને સારામા સારી રીતિએ જીવાય–એ માટે, સઘળીયે પ્રવૃત્તિઓમા અનન્તજ્ઞાનિઓની આજ્ઞાઓને સમર્પિત થઈ જઈને જ જીવવું, તે આવશ્યક છે જેઓની સ્થિતિ આવા પ્રકારના ત્યાગમય જીવનને જીવવાની ન હોય, એટલે કે–જેઓમા પોતાની ભોગની ને પરિગ્રહની ભૂખને પૂરેપૂરી મારી નાખવાની શક્તિ ન હોય અને એના યોગે ભોગના ને પરિગ્રહના સંગનો સર્વથા ત્યાગ કરીને પહેલી ભૂમિકામા જેવા પ્રકારે જીવવાનું કહ્યુ છે તેવા પ્રકારે જીવવાની શક્તિ ન હોય, તેવા આત્માઓ પણ, પરમ પદની સાથે યોજી શકે તેવા યોગથી સર્વથા વંચિત ન રહી જવા પામે, એ માટે 'ગૃહસ્થપણે રહેવા છતા પણ તેઓ કયી રીતિએ જીવે ?' –એ વાત કરવાનો આપણે નિર્ણય કર્યો હતો તમે યોગની પહેલી ભૂમિકામા હાલ આવી શકો તેમ તો નથી જ, માટે યોગની એ ભૂમિકાને પમાય એ માટે બીજી ભૂમિકામા કેવા

પ્રકારે જીવવું જોઈએ, એ તમારે જાણવું છે ને? ગૃહસ્થપણે રહેવું પડે તેમ છે, પણ ગૃહસ્થપણે રહેવા છતા ય જીવન એવું જીવવું છે કે-પહેલી ભૂમિકાનુ જીવન સુલભ બને અને પરમ પદની પ્રાપ્તિ નિકટ બને, એ જ વાત છે ને? જો તમારૂ લક્ષ્ય આવા પ્રકારનુ નહિ હોય, એટલે કે-'પરમ પદ એ જ મારો પરમ આદર્શ છે, એ પરમ પદને મારે પ્રાપ્ત કરવુ છે અને એ પરમ પદને પ્રાપ્ત કરવાને માટે મારૂં લક્ષ્ય યોગની પહેલી ભૂમિકાનુ જીવન જીવવાનુ છે'-આવુ જો તમારા મનમા નહિ હોય, તો તમે બીજી ભૂમિકાના જીવનને સાભળવા છતા, એ જીવન કેવું હોય તેને જાણવા છતા, બીજી ભૂમિકાના એ જીવનને પણ બગબર જીવી શકવાના નથી

## 'મારે મારી ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર કાબૂ મેળવવો જ જોઈએ'-એ નિર્ણય છે?

આજે તમે ભલે ભોગની ને પરિગ્રહની ભૂખને મારી શકતા નથી, પણ 'ભોગની ને પરિગ્રહની એ ભૂખે જીવને બહુ જ ખરાબ પરિસ્થિતિમા મૂકી દીધો છે અને ભોગની ને પરિગ્રહની ભૂખ જ એવી છે કે-એ જેને વળગે, તેને એ ખરાબ પરિસ્થિતિમા મૂક્યા વિના રહે જ નહિ'-આ વાત તો તમને અત્યાર સુધીમા સમજાઈ ગઈ છે ને? આ વાત સમજાવવા છતા પણ જો સમજાય નહિ, તો ગૃહસ્થપણે અમુક રીતિએ જ જીવવું-હિંસાથી બચાય તેટલા બચવુ, અસત્યથી બચાય તેટલા બચવુ, ચોરીથી બચાય તેટલા બચવુ, ભોગનો પણ થાય તેટલો ત્યાગ જ કરવો અને પરિગ્રહને ઘટાડવો

તથા બહુ પરિમિત પરિગ્રહવાળા બની જવુ, એ વિગેરે બને જ ની રીતિએ ? ‘ ભોગી હોવા છતા પણ અને પરિગ્રહી હોવા છતા પણ, એ બેની લાલસાને અંગે આપણાથી એવું તો ન જ થાય, કે જેથી સાથે રહેનારાઓને આપણા જીવન પ્રત્યે તિરસ્કારનો ભાવ પેદા થાય, એટલુ જ નહિ, પણ આપણે આપણું વર્ત્તન એવુ રાખવુ જોઈએ, કે જેથી સાથે રહેનારાઓને આપણા જીવન પ્રત્યે પ્રેમભાવ પેદા થાય ’–આના પ્રકારના લક્ષ્ય સાથે જીવવુ, એ શું સદ્‌ગૃહસ્થને માટે જરૂરી નથી ? જે માણસ ભોગની ને પરિગ્રહની ઈચ્છાને, એ જેમ જેમ વધતી જાય તેમ તેમ એ ઈચ્છાને વધવા દે, એ ઈચ્છાને પૂરી કરવાના ઈરાદે એ ઈચ્છાને પૂરે તેવી જરૂરીયાતોને વધાર્યા કરે અને એ જરૂરીયાતોને પૂરી કરવાને માટે જેટલી શક્તિ હોય તેટલી શક્તિથી જેને દબાવવાની જરૂર લાગે તેને દબાવીને જીવે અને પાછો મનમા એમ માને કે–‘ મારી જરૂરીયાતોને પહોચી વળવાને માટે હુ આવી રીતિએ કરૂ, એમા કાંઈ વાંધો નહિ ’–તો એ શું માણસાઈ ગણાય ? એટલે ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર જે કાબૂ મેળવી શકે, ‘ મારે મારી ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર કાબૂ રાખીને જ જીવવુ છે ’–આવો નિર્ણય જે કરી શકે, તે જ બીજી ભૂમિકાના જીવનને સારી રીતિએ જીવી શકે

<u>ઉતરતી ભૂમિકાઓ ય છે</u>

‘ મારે મારી ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર કાબૂ મેળવવો જ જોઈએ ’–આવુ જાણવા છતા પણ અને એ કાબૂ મેળવવાની ઈચ્છામા ખામી નહિ હોવા છતાં પણ, એવા

ય જીવો હોઈ શકે છે, કે જે જીવો ભોગની ને પરિગ્રહની પોતાની ભૂખ ઉપર કાબૂ મેળવી શકે નહિ અને એથી હિંસાદિનો દેશથી પણ ત્યાગ કરી શકે નહિ એવા જીવોને માટે ત્રીજી ભૂમિકા પણ છે યોગની આ ત્રણ ભૂમિકાઓ છે આ ત્રણ ભૂમિકાઓ ઉપરાન્ત, યોગની એક પૂર્વભૂમિકાની વાત કરવાની પણ આપણી ભાવના છે એમા યોગને પામવાને યોગ્ય જીવો કેવા હોય છે, એ વાત આવે છે કેવી લાયકાતવાળા જીવો યોગની ભૂમિકાઓને પામી શકે, એ વાત યોગની પૂર્વભૂમિકામા આવે છે, એટલે જેઓ યોગની કોઈ ભૂમિકાને પામ્યા ન હોય, પણ જેઓ યોગની ભૂમિકાને પામવાને ઇચ્છતા હોય, તેવા જીવોએ પણ કેટકેટલા ગુણોને મેળવવાની અને કેળવવાની જરૂર છે—એનો વિચાર યોગની પૂર્વભૂમિકાના વિષયમા થઈ શકશે

<u>પીડા કરનારીને બદલે આનદ આપનારી લાગે છે</u>

બીજી ભૂમિકાને માટે મુખ્ય વાત એ છે કે—ભોગની ને પરિગ્રહની ભૂખને મારવા જેવી છે, પણ એ ભૂખને વધવા દેવા જેવી નથી, એટલે એના ઉપર કાબૂ મેળવીને જીવવુ છે આ આર્ય દેશનુ અધ્યાત્મ આવા પ્રકારની મનોવૃત્તિના આધારે ટકેલુ છે આ અધ્યાત્મનો આ દેશમા એક કાળે વિસ્તૃત પ્રચાર હતો અને એને લઈને આ દેશનો માનવ સમાજ દરેક પરિસ્થિતિમા પણ સુખે જીવતો હતો આ દેશના માનવ સમાજનુ સામાન્ય જીવનધોરણ એવુ હતુ કે—કોઈના ય જીવનને વિક્ષેપ થવા પામે નહિ, એની કાળજી રાખીને જીવવુ આમ બધા કાળજી રાખે, તો તેમા બધાને

સુખે જીવવાનુ મળે ને? આજે બીજી રીતિએ આ દેશે પ્રગતિ ઘણી કરી છે એમ ગણાય છે, પણ ખાસ તો એ જોવુ જોઈએ કે-ભોગની ને પરિગ્રહની ભૂખને મારવાને મથતા હોય, એવા માનવો વધ્યા છે કે ઘટયા છે? પણ એવો તો વિચાર જ નથી ને? ખરી વાત છે કે-જ્યા ભોગની ભૂખ ને પરિગ્રહની ભૂખ એ પીડા છે-એમ જ ન માનતા હોય, એનો પીડા રૂપે અનુભવ ન કરતા હોય, ત્યા ભોગની ને પરિગ્રહની ભૂખને મારવાની વાત હોય જ ક્યાથી? ભોગની ને પરિગ્રહની જે સામગ્રી પાસે ન હોય, તેની જ્યારે ભૂખ જાગે, ત્યારે એ ભૂખને મારવામા લાભ છે-એવુ સમજનારા કેટલા અને એ ભૂખને ખીલવવામા સુખ માનનારા કેટલા? જ્યા સુધી ભોગની ને પરિગ્રહની ભૂખના વિકટ પરિણામો, વર્ત્તમાન યુગમા જે આવે છે તે અને ભાવિમા આવનારા જે પરિણામો જ્ઞાનિઓએ કહ્યા છે તે હૈયામા જચે નહિ, ત્યા સુધી તો ભોગની ને પરિગ્રહની ભૂખને કાબૂમા લેવાનુ મન થવાને બદલે, એ ભૂખને વિકરાલ બનાવવાનુ મન થાય, તેમા આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી ભોગની ને પરિગ્રહની ભૂખ પણ આનંદ આપનારી લાગે છે, માટે જ માણુસને-આર્ય દેશના માણુસને, જે વિચારો સહજ રીતિએ આવવા આવવા જોઈએ, તે આવતા નથી

## ભોગની ને પરિગ્રહની ભૂખ પેટની ભૂખ કરતાં ભયંકર

ભોગની ને પરિગ્રહની ભૂખમા જો આનંદનો ખ્યાલ ન હોય અને એના યોગે કેવા પરિણામો નિપજે છે-એનો ખ્યાલ હોય, તો માણુસ આત્મચિન્તાનો અવસર મેળવે જ

નહિ, એ બને ખરૂ ? 'હુ કયાથી આવ્યો અને અહીથી મરીને હુ કયાં જઈશ ?'–એનો વિચાર કરે નહિ, એ બને ? 'માણસ તરીકે હુ બીજા જીવોના કરતા ઉચો શાથી ગણાઉ છુ ?'–એ વિચારવાનો અવસર જ ન મળે ? 'મારી ભોગની ને પરિગ્રહની ભૂખને પોષવાને માટે હુ બીજા જીવોને માટે દુખ રૂપ થાઉ છુ કે નહિ અને જો હુ બીજા જીવોને માટે દુખ રૂપ થાઉ છુ, તો મારે એના યોગે કેટલા દુખી થવુ પડશે, માટે મારે જેમ બની શકે તેમ બીજા જીવોને દુખ રૂપ થતા બચી શકાય તેવી રીતિએ જીવવાનો પ્રયત્ન કરવો જોઈએ '–એવુ માણસને લાગે નહિ ? આવુ પૂછીએ, તો કેટલાક માણસો આનો સાચો અને વ્યાજબી જવાબ દઈ શકે ? સંસારમા બેઠેલાઓમા ભોગની ભૂખ બેઠી છે, એની ના પાડી શકાય તેમ નથી અને પરિગ્રહની ભૂખ બેઠી છે એની ય ના પાડી શકાય તેમ નથી, પણ એ ભૂખ કેવી છે ને એ ભૂખ કેવી લાગે છે, એ વિચારવા જેવુ છે તમને ભોગની ને પરિગ્રહની ભૂખ તો છે જ ને ? છે જ, પણ તે કેટલી છે અને જેટલી છે તે કેવીક લાગે છે ? ભોજની ને પરિગ્રહની ભૂખ, પેટની ભૂખ કરતા ય ઘણી મોટી છે ને ? ભોગની ને પરિગ્રહની ભૂખ જેવા અનર્થો કરાવે, તેવા અનર્થો પ્રાય પેટની ભૂખ કરાવે નહિ અને કદાચ પેટની જ ભૂખનો માર્યો જો કોઈ અનર્થ કરી પણ બેસે, તો ય એને મહા પુરૂષોએ અમુક દૃષ્ટિએ ક્ષન્તવ્ય કોટિમા ગણી કાઢેલો છે તમને જો ભોગની ને પરિગ્રહની ભૂખ હોય જ નહિ અને તમે જો માન તમારા, તમાગમાં તમારા કુટુબનો સમાવેશ થઈ જાય છે, પેટની જ ભૂખને માટે જે કાઈ પ્રયત્ન કરો છો તે

કરતા હો, તો બહુ કપરો દેવા જેવું રહે નહિ તમે બધા જો મુખ્યત્વે પણ પોતાના અને પોતાના કુટુંબના પેટની ભૂખ માટે પ્રયત્ન કરતા હો અને જો તમે બધાએ ભોગની ને પરિગ્રહની ભૂખને મારવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો હોય, તો તો માણસ માણસ વચ્ચે સહાનુભૂતિભર્યું જીવન આવ્યા વિના રહે નહિ

<u>ભૂખ ઉપર કાબુ હોય તો</u>

ભોગની ને પરિગ્રહની ભૂખને જેણે કાબૂમાં લીધી છે અને દુનિયામાં જે કાંઈ મેળવવાને મથે છે તેમા જે હિંસાદિ પાપો થાય છે તે કેમ ઓછા થાય તેની સાવચેતી રાખીને જે વર્તે છે, તેના જેવો દુનિયામા બીજો ગૃહસ્થ કયો છે? પણ આવી રીતિએ જીવવાનો ખ્યાલ પણ બહુ ઓછા ગૃહસ્થોમા છે ભોગની ને પરિગ્રહની ભૂખ હોવા છતા પણ, જો એના ઉપર કાબૂ મેળવ્યો હોય અને એથી જેને કાંઈ પણ મેળવવા-આચરવા મથતા હિંસાદિક પાપોથી જેમ બને તેમ બચવું-એવી વૃત્તિ હોય, તેવા માણસને તો, તે ગૃહસ્થ હોવા છતા પણ, જીવવાનો અતિ લોભ નથી હોતો, મરવાનો ડર પણ બહુ ભારે હોતો નથી અને જે કાંઈ પોતાની પાસે હોય, તેનો જો બીજાને ખપ હોય તો તે ઉચિત પ્રકારે દેવાને માટે પણ એ તૈયાર હોય છે એવો ગૃહસ્થ શું બીજાને અમુક ચીજનો ખપ હોય, એ ચીજ વિના એ દુ ખી થતો હોય અને એ ચીજ પોતાની પાસે હોય તથા એ ચીજ આપી દે તો પોતાને વાંધો આવે તેમ ન હોય, તે છતા ય એ ચીજને પોતાની પાસે જ રાખી મૂકે અને બીજાને મરવા દે?

જીવવાનો અતિ લોભ કે મરવાનો અતિ ડર નહિ

ભોગની ને પરિગ્રહની ભૂખ હોવા છતા પણ, જો એ ભૂખ ઉપર કાબૂ મેળવ્યો હોય, તો જીવન કેવુ બને-એવા જીવનનો આછો ખ્યાલ આપવાને માટે, આજે એક ગૃહસ્થને તમારી સામે મૂકવાનો વિચાર છે એ ગૃહસ્થના જીવનનો માત્ર એક જ પ્રસગ તમારી પાસે મૂકવો છે અને બતાવવું એ છે કે-ગૃહસ્થ હોવા છતા પણ એ કેવો કાબૂવાળો હતો અને એના યોગે એ જીવવાના અતિ લોભથી કેટલો બધો પર હતો, મરવાના અતિ ડરથી પણ કેટલો બધો પર હતો તથા લોભના યોગે મેળવેલુ પણ ધન છાજતી રીતિએ આપી દેવામા ય એ કેટલો બધો ઉદાર હતો ? તમારી પાસે એ પ્રસગ મૂકુ, એટલે તમારે શું કરવાનું ? એમાથી જેટલુ લઈ શકાય તેટલુ લેવાનુ ! જે ગૃહસ્થની આપણે અહી હમણા વાત કરવી છે, તે ગૃહસ્થની આખ પરમ પદની સામે હતી યોગને એ જાણતો હતો અને એથી યોગની પ્રથમ ભૂમિકાનુ જે પરમ જીવન, એ જીવનને મેળવવાનુ એનુ લક્ષ્ય હતુ આખ પરમ પદની સામે હતી અને એથી જ પરમ જીવનને મેળવ વાનુ એનુ લક્ષ્ય હતુ, એટલે એણે પોતાની ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર કાબૂ મેળવ્યો હતો ભોગની ને પરિગ્રહની પોતાની ભૂખને એ મારી શક્યો નહોતો, પણ એ ભૂખ એને ભૂડી તો લાગી જ હતી અને એથી એણે એ ભૂખ ઉપર કાબૂ મેળવી લીધો હતો એની પાસે જે કાંઈ હતુ, તે જો કોઈ જરૂરવાળો લેવા આવે અને માગે, તો તે તેને આપી દેવાને માટે ઉદાર જરૂર હતો, પણ એ કોઈ લૂટી લેવા આવે તો દીન બની જાય એવો પણ નહોતો બહાદૂર

હોવા છતાં ય એ ઉદાર હતો. કેમ ? જીવનનો ઉદ્દેશ એ હતો કે-'ભોગની ને પરિગ્રહની ભૂખ ક્યારે મરે અને ક્યારે આ બધા સંગોથી મુક્ત એવા શ્રમણજીવનને પામી શકાય ?' તમારા જીવનનો ઉદ્દેશ શો છે ? કહો ને કે-'ભોગની ને પરિગ્રહની ભૂખ મરે અને સર્વ સંગોને તજીને જીવાય, એવા જીવનને મેળવવાનો !'

## શ્રમણોને તો પેટની ય ભૂખ ભરખી શકે નહિ

તમને આજે ભોગની ને પરિગ્રહની ભૂખ છે, પણ તમારી એ ભૂખ એવી તો નથી ને કે-તમને જ ભરખી જાય ? ભોગની ને પરિગ્રહની ભૂખ તમને ભરખી જાય એવી હોય, તો ગૃહસ્થ તરીકે પણ એ ચલાવી લેવા જેવી ગણાય કે ખરાબ ગણાય ? એવી ભૂખ જે માનવમાં હોય, તે માનવ માનવ રહે ખરો ? તમે જો સદ્‌ગૃહસ્થ હો, તો તમારે કહેવું જોઈએ કે-'અમને ભોગની ને પરિગ્રહની ભૂખ છે એ વાત સાચી છે, પણ અમારી એ ભૂખ એવી તો નથી જ કે-એ અમને ભરખી જાય !' સાચા શ્રમણોને ભોગની ને પરિગ્રહની ભૂખ તો હોય જ નહિ, પણ એમની પેટની ય ભૂખમાં એ તાકાત હોતી નથી કે-એ એમને ભરખી જાય. સાચો શ્રમણ, પેટની ભૂખને વિવેશ બની જઈને પણ, પેટની ભૂખને સંતોષવાને માટે પણ, જ્ઞાની મહાપુરૂષોની આજ્ઞાથી વિરૂદ્ધ જતો નથી. જ્ઞાની મહાપુરૂષોની આજ્ઞાથી વિરૂદ્ધ જવાથી જ જો આહાર મળે તેમ હોય, તો એમ આજ્ઞાની વિરૂદ્ધ જવાને બદલે પેટની ભૂખને સહી લેવાનું અને એથી કદાચ મરવું પડે તો મરવાનું પણ એ પસંદ કરે છે. એટલે શ્રમણોને

તો પેટની ભૂખ પણ ભરખી શકતી નથી, તેમ તમને ક્રમથી ક્રમ ભોગની ને પરિગ્રહની ભૂખ ભરખી શકે એવું નથી, એટલો વિશ્વાસ તો રાખો ને ? તમને ભોગની ને પરિગ્રહની ઈચ્છા તો થાય, એને મેળવવા-સાચવવા-ભોગવવાની ઈચ્છા તો થાય, પણ એ ઈચ્છા ખાતર ગમે તે અને ગમે તેમ કરવું, તેવુ તો તમારા હૈયામા સ્વપ્ને ય હોય નહિ ને ? 'ભોગની ને પરિગ્રહની ભૂખને આધીન બનીને હુ ગમે તે અને ગમે તેમ તો કરૂ જ નહિ '-આટલો પણ નિર્ણય જો નહિ આવે, તો ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર અ કુશ નહિ આવે જ્યા સુધી ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર થોડો પણ અ કુશ નહિ આવે અગર તો ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર અ કુશ મેળવવા જેવો છે-એમ નહિ લાગે, ત્યા સુધી માનવ સમાજ સુધરી શકે અને માનવોનુ જીવન ઉચ્ચ કક્ષાવાળુ બને, એ બનવાજોગ જ નથી, એટલે, ત્યા સુધી આપણે આ આર્ય દેશની જે સ સ્કૃતિને પાછી લાવવા માગીએ છીએ, તે પાછી નહિ આવે અને આ દેશના માનવોનો દિવસે દિવસે અધ પાત વધતો જ જવાનો

ધનવાન છતાં કમાના કેમ ગયો ?

આપણે જે ગૃહસ્થની વાત માડી છે, તે ગૃહસ્થ હતો તો વાણિયો, પણ એ વાણિયો એવો વાણિયો હતો કે-એના વખાણ મહાપુરૂષોએ પણ કર્યા છે એક વાર એ વાણિયો ધન કમાવાને માટે બહારગામ ગયો હતો. હતો તો એ ધનવાન, છતા ય એ ધન કમાવાને માટે ગયો હતો શાથી ? કહેવું જ પડે કે-પરિગ્રહની ભૂખ ઉપર કાબૂ હોવા છતા પણ, એનો એના ઉપર ઠીક ઠીક કાબુ નહોતો એ માટે જ એ કમાવાને

ગયો હતો જો તેનામાં મહા સંતોષ હોત, તો એ કમાવાને જાત ખરો ? કહેવું પડે કે–નહિ જ. ધનવાન હોવા છતાં પણ એ ધન કમાવાને માટે ગયો, એટલે પરિગ્રહની લાલસા ઉપર એટલો કાબૂ ઓછો જ.

બજાર કોના હાથમાં ?

તમારામાં જે કોઈ ધનિક હશે અને જેમની પાસે જીંદગીભર સુખે ખાય તેટલું હશે, તે બધા તો વેપાર આદિ બંધ કરીને જ બેઠા હશે ને ? એવા માણસો જો વેપાર-ધંધો બંધ કરીને બેસી જાય, તો બીજાઓને બજારમાં એટલી જગ્યા વધારે મળે કે નહિ ? જેની પાસે નિર્વાહ માટે પૂરતું હોય, તે જો બજારમાં ન જાય તો બીજાઓને જગ્યા મળે ને ? પણ આજે તો એથી ઊલટી જ હાલત છે ને ? એવાઓ જ પ્રાય: બજારનો કબજો લઈ બેઠા છે ને ? જેમની પાસે ઘણું ધન છે, તેમણે બજારનો એવો કબજો લીધો છે કે–બીજાને જગ્યા જ ન મળે, એ વાત સાચી છે ? સૌ સુખે જીવે, એ માટે પણ બધા માનવોએ મર્યાદિતપણે જીવવાનો નિર્ણય કરવો જોઈએ ' મારે જ બધું જોઈએ '–એવું મનમાં હોય અને ' બીજાનું ગમે તે થાય ' તેની દરકાર ન હોય, તો કોઈ રીતિએ ગૃહસ્થજીવન પણ સારૂં બની શકે નહિ

ધનવાન દેખાઈ આવતો

પેલો વાણિયો, ધનની ભૂખ ઉપર જેવો જોઈએ તેવો ઉચ્ચ પ્રકારનો કાબૂ નહિ હોવાથી, પરગામમાં કમાવા ગયો પુણ્યવાન એવો હતો કે–ત્યાં પણ એ ઘણું ધન રળી શક્યો તે પછી એ બધા કમાએલા ધનને લઈને પોતાના ગામે પાછો

આવવાને માટે નીકળ્યો તેનો બહારનો દેખાવ પણ એવો છે કે-એને જોનારને ' આ ધનવાન છે '-એવો ખ્યાલ ઝટ આવી જાય

તે કાળે, મોટે ભાગે, ધનવાન ધનવાન તરીકે દેખાતો આજે ધનવાન ધનવાન તરીકે દેખાય ખરો ? તમારી પાસે કેટલુક ધન છે, તેનુ સાચુ માપ તમારા કપડા અને તમારા દાગીનાઓ આદિ ઉપરથી નીકળી શકે ખરૂ ? આજે દાગીના તો પ્રાય પુરૂષો પહેરતા જ નથી અને કપડા તો મોટે ભાગે બધા સરખા જેવા લાગે એવા હોય છે શાથી ? આજે લોકોમા બહુ સાદાઈ આવી ગઈ છે માટે ? શૉખ ઘટી ગયો છે માટે ? ના, વસ્તુત બીજુ જ કારણ છે

એકલો આવે છે

પોતાના અગ ઉપર દાગીના છે અને એ કાળના રિવાજ મુજબ વાંસળી જેવી કોથળીઓમા ધન ભરીને એ કોથળીઓને એણે કમરે બાંધેલી છે ઉંટ ઉપર સ્વાર થઇને એ એકલો જ પોતાના ગામે જઈ રહ્યો છે રસ્તો બહુ સારો નથી, છતા એણે કોઇને સાથે લીધેલ નથી સાથે છે એક ધનુષ્ય ને પાચ બાણ પરિગ્રહની ભૂખ ઉપર એનો બહુ મોટો કાબૂ નહોતો, ભોગની ભૂખ ઉપર પણ એનો બહુ મોટો કાબૂ નહોતો અને એથી તો એ છતે ધને પણ ધન કમાવાને માટે પરગામ ગયો હતો, આ બધુ હતુ, છતા પણ એના હૈયા ઉપર એનો કાબૂ હતો, અવસરે દેવા જેવા સ્થલે દેવાને માટે જરૂરી એવી હૈયાની વિશાલતા હતી, અને એણે એના જીવનમા નિયમ પણ એવો સ્વીકારેલો હતો કે-એ એવો હતો તે છતા પણ, મહાપુરૂષોને એની પ્રશસા કરવાનું મન થાય

લૂટારાઓ સામે સ્વસ્થતા શાથી ?

એ વાણિયો ચાલ્યો જાય છે, ત્યા સામેથી ત્રણ લૂટારૂઓ આવે છે વાણિયો પણ સમજી જાય છે કે–આ ત્રણ લૂટારૂઓ જ છે પેલાઓ આને ઉટને ઉભુ રાખવાનું કહે છે, એટલે આ ઉટને ઉભુ રાખે છે ઉટને ઉભુ રાખીને સ્વસ્થપણે લૂટારૂઓના મોઢાઓને જોયા કરે છે મનમાં જરા પણ ગભરામણ નથી, એટલે અત્યારે પણ વાણિયો સુસ્વસ્થ જ દેખાય છે આટલી સુસ્વસ્થતા શાથી રહી હશે ? સામે લૂટારૂઓ છે અને 'લૂટવાને માટે જ મને ઉભો રાખ્યો છે'–એમ એ સમજી ગયો છે, છતા પણ એ વખતે એ સ્વસ્થ શાથી રહી શક્યો હશે ? એ જે ધનને મેળવીને આવ્યો હતો, તે સઘળુ ય ધન કદાચ ચાલ્યુ જાય, તો પણ તેને બહુ ચિન્તા નહોતી, લૂટારૂઓ બળવાન નીકળે અને કદાચ એથી લડતે લડતે પોતાને મરી પણ જવુ પડે, તો ય તેનો તેને ભય નહોતો, અને જે પાસે છે તે દઈ દેવા જેવું પાત્ર લાગે અને એથી એ બધુ ય કદાચ દઈ દેવું પડે, તો દઈ દેવામાં પણ તેને વાધો નહોતો

જાય ત્યારે શાન્તિ રહે એટલી તાકાત તો કેળવો

તમને તમારૂ કમાએલુ જે હોય, તે કદાચ ચાલ્યું જાય તો તેની ચિન્તા બહુ થાય નહિ ને ? આમ કાઈ બોલો, જ નહિ, તે ચાલે ? જવાવાળી ચીજ જાય, લૂટાઈ જાય એવી ચીજ લૂટાઈ જાય, નષ્ટ થાય તેવી ચીજ નાશ પામી જાય, તો તે ય ખમવાની તાકાત નથી ને ? આપી દેવાની તાકાત નથી, પણ ચાલી જાય તો ય તે ખમવાની તાકાત નથી આવા

માણુઓએ તો શરીરે રાખ ચોળીને જગલમા ભાગી જવું પડે ને ? કેમ ? શ્રમણ થવાય તેમ નથી અને સદ્ગૃહસ્થપણે જીવવાની લાયકાત નથી લક્ષ્મી વિગેરે ચીજો કેવી છે ? ચોરને ચોરવાનું મન થાય એવી, લૂટારૂઓને લૂટવાનું મન થાય એવી, ચોરાઈ ને લૂટાઈ શકે એવી, પુણ્ય ન હોય તો ચાલી જાય એવી અથવા જેને છોડયા વિના છૂટકો થાય નહિ એવી આવી ચીજો જાય, તો તે વખતે શાન્તિ રાખવાની ય તાકાત નથી ને ? છેવટ એ તાકાત તો કેળવો, નહિ તો જે દિ' બધુ જશે અગર જે દિ' બધુ છોડવું પડશે, તે દિ' બધો આનદ બળિભૂત થઈ જશે તે વખતે તમને એટલું બધુ ને એવું બધુ દુખ થશે કે-કોઈ તમને આશ્વાસન પણ નહિ પમાડી શકે

<u>ભય કોને ?</u>

એ વાણિયાને ધન જવા દેવું નહોતુ, પણ જાય તો તેની તેને ચિન્તા પણ નહોતી, જીવવુ જરૂર હતું, પણ તે ગમે તે પ્રકારે નહિ, અને એને મરવુ નહોતુ, પણ મરણ આવી જાય તો તેની પરવા પણ નહોતી, આથી જ એ, ત્રણ લુટારૂઓ સામે આવીને ઉભા છે, પોતાને ઉભો રાખે છે અને 'આ લોકો મને લૂટવાને ઇચ્છે છે'-એમ સમજી ગયો છે, તે છતાં પણ સ્વસ્થપણે જોઈ રહ્યો છે દુનિયામા કહેવાય છે ને કે-'ભય માયાને, કાયાને નહિ !' તમે શું માનો છો ? ભય કોને ? માયાને કે કાયાને ?

સ૦ માયાને.

એક બાજુએ કહે છે કે-કાયા ઉપર અમને બહુ પ્રેમ

છે, કાયા ઉપર જેટલો પ્રેમ છે તેટલો પ્રેમ બીજા કશા ઉપર નથી અને બીજી તરફ કહે છે કે–' ભય માયાને છે, કાયાને નહિ ' ભય માત્ર માયાને છે કે માત્ર કાયાને છે એવુ નથી તમારે તો ભય માયાને અંગે પણ છે અને કાયાને અંગે પણ છે પેલા વાણિયાની પાસે બે ય છે કાયા ય છે ને માયા ય છે, પણ ભયના સંયોગોમા ય એ સુસ્વસ્થ રહ્યો છે

તારી પાસે ધન કેટલુ છે?

વાણિયાને આટલો બધો સુસ્વસ્થ જોઈને, પેલા ત્રણ લુટારૂઓને પણ અચંબો લાગે છે એ લોકોને થાય છે કે–' આજે આ કોઈ નવા જ પ્રકારનો માણસ મળ્યો.' વાણિયાની સ્વસ્થતાની પણ લૂટારૂઓ ઉપર અસર થાય છે તેઓ એક દમ કાંઈ જ કરી શકતા નથી અને વિચારમા પડી જાય છે.

સારા નાગરિકપણાને જીવવાને માટે જેમ અનેક શક્તિઓને કેળવવી પડશે, તેમ અનેક પ્રકારના નિયમનોને પણ સ્વીકારવા પડશે સમજુ પણ બનવુ પડશે અને સમજનો સદુપયોગ કરવાને માટે સત્ત્વવાળા પણ બનવુ પડશે

જરા થોભીને પેલા લૂટારૂઓ વાણિયાને પૂછે છે કે–' તારી પાસે કેટલુ ધન છે?'

અસત્ય બોલાય એવી રૂઢ બનતી જતી માન્યતા

હવે આ શું કહે? પોતે એકલો છે સામે ત્રણ છે પોતે વાણિયો છે સામે લૂટારૂઓ છે ધન ઘણુ છે પાસે અને ઘણુ ધન પાસે હોય એવો વેષ પણ છે આ વખતે એ શો જવાબ દે? તમને આવા કોઇ વખતે કોઈ પૂછે કે–

'તમારી પાસે કેટલુ ધન છે ?' તો તમે સાચુ કહો ? ઊલટુ એમ કહો ને કે–'એવા વખતે તે કાંઈ જુઠુ બોલ્યા વિના ચાલે ?' વિચાર કરો કે–એવા વખતે સાચુ કોણુ બોલી શકે ? એક પાચ રૂપીઆ જેવી રકમ પણ જે ફાળામા ભરવાનો વખત આવ્યો હોય, તો ફાળો ભરાવા આવે ત્યારે 'હમણા કમાણી નથી'–એવુ બોલનારા જુઠ્ઠા લોકો, તે આવા વખતે સાચુ બોલે ખરા ? હમણા હમણામા, ભોગને માટે ને પરિગ્રહને માટે અસત્ય બોલવુ, એ તો જાણે સ્વાભાવિક જેવુ થઈ ગયુ છે 'એ માટે અસત્ય બોલવુ પડે તો અસત્ય બોલવામા પણ વાધો નહિ'–એમ મનાતુ જાય છે 'આજે ભોગને માટે ને પરિગ્રહને માટે ઘણાઓ અસત્ય બોલે છે, તો આપણે પણ અસત્ય બોલીએ તો એમા ખોટુ શું છે ?'– આવી માન્યતા રૂઢ થતી જાય છે

દીવાનો નહોતો

પેલો વાણિયો, લૂટારાઓ પૂછે છે ત્યારે જરા ય અસત્ય બોલતો નથી અને પહેલાના જેટલી જ સ્વસ્થતાથી જવાબ દે છે કે–'મારી પાસે ઘણુ દ્રવ્ય છે'

એ ધનનો લોભી હતો ખરો કે નહિ ? ધનનો લોભી તો ખરો જ ધનનો લોભી જ ન હોત, તો કમાવા શું કામ જાત ? એટલે એ લોભી પણ હતો અને ભોગી પણ હતો, છતા પણ એ ગુણવાન હતો, કારણ કે–લોભની પાછળ અને ભોગની પાછળ એ દીવાનો નહોતો તમે પણ લોભી ય છો અને ભોગી પણ છો, પણ તમે લોભને અંગે કે ભોગને અંગે દીવાના બનો એવા નથી, એમ માની લઉ ? જકાતનો

માલ વગર જકાતે તમે લઈ જાવ ખરા ? જકાતનો માલ લઈને જતા હોય અને જકાતનો અમલદાર પૂછે તો ય જકાતનો માલ બતાવે નહિ, છતા બજારમા મોટા શાહુકારના દીકરા થઈને ફરે ને ? જેને માટે રેલ્વેના કાયદા મુજબ રેલ્વેની આખી ટીકીટ લેવી પડે તેમ હોય, તેને માટે ય ચાલે તો અડધી ટીકીટ જ લ્યે ને ? જેની અડધી લેવી પડે એવા નાની ઉમરનાને વગર ટીકીટે લઈ જાય અને ઉમરે પહોચેલો છોકરો હોય પણ જો જરા ઠીગણો હોય તો અડધી ટીકીટે લઈ જાય ! કાયદા ઉપરાન્તનુ લગેજ, પણ મફત ઉપાડી જવાય તેવુ લાગે તો ઉપાડી જાય ! આવુ કરવામા કાંઈ વાંધો લાગે ખરો ? નહિ, એમા તો હુશીયારી માને ! આવી મનોવૃત્તિવાળામા ન આવે બીજી ભૂમિકા કે ન આવે ત્રીજી ભૂમિકા યોગની પૂર્વભૂમિકા રૂપ જે ચોથી ભૂમિકા છે, તેમા ય આવી મનોવૃત્તિવાળાઓ આવી શકે નહિ

માણસને ઓળખતા ય આવડવું જોઈએ

તમારી પાસે રામાયણમાનાં પાત્રોને રજૂ કરતા પહેલા, આ વાતો કરવાની બહુ જરૂર છે આ વાતો જો તમારા લક્ષ્યમા આવે, તો તમે એ બધા પાત્રોને ખરા રૂપમા ઓળખી શકો. એ વિના, એ પાત્રોની જે યોગ્યતા અને ઉત્તમતા, તે તમારા લક્ષ્યમા આવે નહિ રામાયણના પાત્રોના સબધમા પણ કેટલોક મોટો માન્યતાભેદ છે, પણ રામાયણના પાત્રો—રામ ને લક્ષ્મણ, ભરત ને કૈકેયી–એ વિગેરે ઘણા પાત્રોને અમે જે દૃષ્ટિએ જોઈએ છીએ, તે દૃષ્ટિએ તમારી પાસે મૂકવાની ભાવના છે રામ વિગેરે કાંઈ સાધુ નહિ હતા, ગૃહસ્થ હતા,

છતા પણ એ કેવા ગુણસમ્પન્ન હતા, એનુ વર્ણન તમારી પાસે રજૂ કરવાની ભાવના છે એ માટે જ આપણે પહેલા પરમાદર્શની અને પરમ જીવન આદિની વાતો કરવાનુ યોગ્ય ધાર્યું છે માણસ બનવા તો માણસાઈ જોઈએ છે, પણ માણસને માણસ તરીકે ઓળખવાને માટે પણ માણસાઈ જોઈએ છે એ વિના, બીજાની માણસાઈ ઓળખાય પણ નહિ અને એથી બીજાની માણસાઈમા રસ પણ આવે નહિ

## લોભી ને ભોગી છતા અનાચારી નહોતો

પેલા વાણિયાએ કહી દીધુ કે-' હુ કમાઈ ને આવુ છુ અને મારી પાસે ધન ઘણુ છે '

લૂટારા કહે છે કે-' તો તારી પાસે જેટલુ ધન હોય, તે બધુ ય ધન આપી દે '

લૂટારાઓ આવુ કહે છે, તે છતા પણ વાણિયાનુ કાળજું ય હાલતુ નથી કેમ નહિ હાલતુ હોય ? ભોગની અને પરિગ્રહની ભૂખ ઉપર મોટો કાબૂ નહોતો, પણ અમુક કાબૂ તો હતો જ એની ભૂખ એને ભરખી જાય એવી નહોતી ભોગની ને પરિગ્રહની ભૂખ હતી, પણ તે ભૂડી છે-એ વાતમા એને અંશે ય શકા નહોતી તે લોભી ને ભોગી હોવા છતા, અનાચારી નહોતો એને લઈને એને જીવવાનો ખોટો લોભ નહોતો, અવસરે મરવુ પડે તો એને મરવાની ખોટી ભીતિ નહોતી, અને ધન આપી દેવા જેવુ પાત્ર લાગે, તો ધન આપી દેવામાં પણ એને સંકોચ થાય એવો નહોતો અથવા ધન જાય તો તેની તેને ચિન્તા નહોતી. એ ત્રણ ગુણ તમારામા તો છે જ ને ? નથી, તો તેનુ કારણ શું ? ભોગની

ને પરિગ્રહની ભૂખ હોય, તે છતા પણ એના ઉપર જો અકુશ આવી જાય, તો જ જીવન સારૂ બની શકે ને ? ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર અકુશ મૂકયા વિના પણ સારૂ જીવન જીવી શકાય-એવુ તો તમે માનતા નથી ને ?

સ૦ અકુશ તો જોઈએ

અકુશ કયારે આવી શકે ? ભોગની ને પરિગ્રહની ભૂખ ભૂડી છે-એવુ લાગે ત્યારે ને ? ' ભોગની ને પરિગ્રહની ભૂખ અમને ભૂડી તો લાગી જ છે, એથી અમે અમારી ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર અકુશ મૂકી દીધો છે, એને લીધે અમારૂ જીવન ગૃહસ્થને ન શોભે એવુ નથી '-આવુ તમે કહી શકો ખરા ? તમને મરવાનો ડર નથી ? મરવાનો ડર ન હોય, તો તેનુ કારણ શુ છે ? મરીને અહીથી પણ સારી જગ્યાએ જવાનુ છે-એવી ખાત્રી છે માટે ? ' અહીથી મરીને અહીથી પણ સારી જગ્યાએ જવાની ખાત્રી છે, કેમ કે-ભોગની ને પરિગ્રહની ભૂખને અકુશમા લઈને જીવન સુધાર્યુ છે !'-આવુ તમારે કહેવુ જોઈએ માત્ર હુ જ એ બોલ્યા કરૂ, એમા શું વળે ?

દાનમા બધુ ય દેવાની તૈયારી

લૂંટારાઓ જ્યારે ' જેટલુ ધન હોય તેટલુ બધુ ય ધન આપી દેવાનુ ' કહે છે, ત્યારે વાણિયો બહુ જ ધીરજથી પૂછે છે કે-' દાનમા માગવા આવ્યા છો ? દાનમા માગવા આવ્યા હો તો બોલો તમને ખરેખરી જરૂર છે-એવુ જો મને જણાશે, તો તમને દાનમા મારી પાસે જેટલુ ધન છે તે બધુ ય દઈ દઈશ, પણ તમે જો તમારૂ બળ બતાવીને

'લેવા માગતા હો, તો હુ તમને એક રાતી પાઈ પણ નહિ આપુ'

લેવડ-દેવડ વિગેરેનો બધો વ્યવહાર ચોખ્ખો જોઈએ

વાણિયાએ શુ કહ્યું, તે સમજાય છે ? દાનમા બધુ દેવા જેવુ લાગે તો બધુ ય દેવાની તૈયારી અને બળ બતાવીને લેવા માગતા હોય તો એક રાતી પાઈ પણ આપવાની તૈયારી નહિ, આ શુ બતાવે છે ? લોભી ય છે અને ભોગી ય છે, છતા આ વૃત્તિ કેમ છે ? સસારમાં જીવનારા ગૃહસ્થો સર્વથા લોભી ન જ હોય, એ બને ? ત્યારે સસારમા જીવનારા ગૃહસ્થો સર્વથા ભોગની ભૂખ વગરના હોય, એ ય બને ? ક્વચિત્ એવુ ય બને, પણ ગૃહસ્થો બધા એવા જ હોવા જોઈએ અને જે એવો નહિ તે સાચો સદ્ગૃહસ્થ નહિ-એવુ કાઈ કહી શકાય ?

મ૦ નહિ જ

અહી તમે બોલ્યા ગૃહસ્થો લોભી ને ભોગી હોઈ શકે, પણ એની પાસે લોભની ભૂખ ઉપરનો અને ભોગની ભૂખ ઉપરનો કાબૂ તો માગી શકાય ને ? જે ગૃહસ્થો ભોગની ભૂખ ઉપર પણ કાબૂ વિનાના હોય અને પરિગ્રહની ભૂખ ઉપર પણ કાબૂ વિનાના હોય, તે ગૃહસ્થો પોતાના જીવનમા સદ્ગૃહસ્થાઈને જીવી શકે ખરા ? તેઓ સાચા નાગરિકપણાને જીવે એ બને ખરૂ ? ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર કાબૂ હોય, પણ સામાન્ય કાબૂ હોય, તો ધનની ઈચ્છાને લઈને કમાવા જાય એ પણ બને, પણ એવો કમાવા ગયેલો જે હોય, તેનો ચોપડો ચોખ્ખો હોય, તેનો લેવડ-દેવડનો બધો વ્યવહાર ચોખ્ખો હોય અને એના ચોપડામા ને વ્યવહારમા

નીતિ ઝગઝગતી હોય. કશુ એને કોઈથી છૂપાવવા જેવુ ન હોય, એમ તો બને ને ?

સ૦ એવુ તો ઘણુ ચાલે છે

અહી બેઠેલાઓ એવુ નહિ ચલાવતા હોય અથવા તો હવે એવુ ચલાવવુ નથી એવો નિર્ણય કરીને અહી આવ્યા હશે, કેમ કે–ગયા રવિવારે વાત થયેલી તે ઉપરથી ખબર હતી કે–આજે આપણી વાત આવવાની છે અને આપણી વાતમા આવી વાત તો આવ્યા વિના રહે જ નહિ, એટલે આપુ કાઈ આવે ને નીચુ જોવુ પડે, એને બદલે તૈયાર થઈને જ જઈએ–એમ થયું હશે બાકી તો તમારા તરફથી અમારા જેવાને કેવી આશા રહે તે અમે કહીએ, પણ એટલાથી શુ વળે ? તમે સુધરો તો જ લાભ તમને છે

## વન અને ભોગ માટે જીવનારાઓ રાક્ષસ તો ન બને કે જો તક કે તેવડ ન હોય

ખેર, પેલો વાણિયો ધનવાન હોવા છતા પણ કમાવાને ગયો હતો, પુણ્યવાન હતો માટે ઘણુ કમાયો, કમાઇને ચાલ્યો આવે છે, કમાએલુ બધુ ય ધન પાસે છે, પોતે એકલો છે, સામે ત્રણ જણા છે, સામેના ત્રણેય લૂટારા છે, તેઓ બધુ ય ધન આપી દેવાનું કહે છે, છતા પણ એ વાણિયાને મુઝવણ કેમ થતી નથી ? એ ધીરતાથી દાન દેવાની તૈયારી કેમ બતાવી શકે છે અને બળ બતાવીને લેવુ હોય તો એક રાતી પાઈ પણ નહિ આપુ–એમ દૃઢતાથી કેમ કહી શકે છે ? એના અ તરમા શું ભરેલુ હશે, કે જેથી એ મુઝાતો જરા ય નથી અને આવી વાત ગર્વથી કરી શકે છે ? કહો કે–લક્ષ્મી નાશવત

છે, અવસરે ચોરાઈ પણ જાય ને લૂટાઈ પણ જાય-એવી છે, એ વાત એના હૈયે બેઠી હતી સાથે એના મનમા એમ પણ હતું કે-' જો કોઈને આનો ખપ હોય, આનાથી જો કોઈનુ દુખ ટળી શકે તેમ હોય, તો આ ચીજ આપવા જેવી પણ છે!' ભોગની ને પરિગ્રહની ભૂખ હતી, પણ તે ભૂખ ખાતર જીવવાનો એને એવો લોભ નહિ હતો કે-એ મરણથી થથરી ઉઠે એના અતરમા આ ભરેલુ હતુ એનામા આ ગુણો હતા આ ગુણો ગૃહસ્થોમા હોવા જરૂરી છે, એમ તમને નથી લાગતુ ? શુ લક્ષ્મી નાશવત નથી ? ચોરાઈ જાય કે લૂટાઈ જાય એવી નથી ? ભોગસામગ્રી વિચિત્ર સ્વભાવવાળી નથી ? છે જ, તો પછી જ્યારે લક્ષ્મી નાશ પામે કે ભોગસામગ્રી વિપરીત થઈ જાય, ત્યારે એમ ન થાય કે-' આમા નવાઈ પામવા જેવુ કાઈ નથી, એ એવી જ હતી!'? પણ ઘણાઓ તો આજે કેવળ ધન માટે અને ભોગ માટે જ જીવે છે કેવળ ધનને મેળવવાને માટે અને ભોગોને ભોગવવાને માટે જીવ નારાઓ રાક્ષસ ન બને ? એવાઓ રાક્ષસ બને, એમા તો કાઈ નવાઈ જ નહિ એવાઓ રાક્ષસ ન બને, તો એમ માનવુ પડે કે-રાક્ષસ બનવાની તેવી કોઈ તક નહિ મળી હોય અથવા તો તેવી કોઈ તેવડ નહિ હોય! એવાઓમાં સદ્ ગૃહસ્થાઈ કે સાચુ નાગરિકપણુ આવે જ શી રીતિએ ?

### ધનની બાબતમા સાચુ બોલનારા બહુ ઓછા

પેલો વાણિયો એકલો છે અને ત્રણ જણા તેની સામે છે, સામેના ત્રણે ય જણા દેખીને ભય લાગે તેવા વેષમા છે; છતા વાણિયો નિર્ભય છે ' તારી પાસે શુ 'છે અને કેટલુ

છે ? '—એમ ત્રણ જણા પૂછે છે, ત્યારે આ સાચો જવાબ આપે છે કહે છે કે–' મારી પાસે ઘણુ ધન છે ' તમે સાચુ કહી દો ? દુનિયામા ધનની બાબતમા સાચુ બોલનારા બહુ ઓછા હોય છે તમને કોઈ જાહેરમા પૂછે કે–' તમારી પાસે કેટલુ ધન છે ? ' તો તમે બધા તમારી મુડીની વાત સાચે સાચી કહી દો ખરા ? કદાચ સાચે સાચી વાત કહી દો, તો એમા નુકશાન શુ છે ? બહુ બહુ તો એટલુ જ ને કે–કોઈ બીચારાને જરૂર હશે અને સુઝાતો હશે, તો તે તમારી પાસે આવશે અને માગશે ! ? બાકી તો બીજાઓમા તમારી નામના થશે કે–આ આટલા માલદાર છે ! બીજાઓની વાત જવા દો, પણ કદાચ હુ, હુ એટલે કોઈ સાધુ પૂછે તો તમે સાચો જવાબ દો ખરા ? નહિ ? અમને ય ના કહો અગર જુઠ્ઠ કહો ? શાથી ? અમે તો લેવાના છીએ નહિ

ગ૦ આપ ન લો પણ માગવા તો મોકલો ને ?

એટલે સાધુનો ય ભય ? રખે ને કોઇ મારી પાસે માગવા આવશે, એ ભય આટલો બધો છે ?

<u>ધન જાય ને રોવુ આવે તો નબળાઈ માને</u>

જો બધા આવા જ બની જશે અને એમા જો તમને જ ખાવા ન મળે એવો દહાડો આવી લાગ્યો, તો એ વખતે તમને પણ કોણ આપશે ? તમને સમજાય છે કે–માનસ બહુ વિકૃત થઈ ગયુ છે ! ? ગૃહસ્થપણે રહેલાઓ પહેલી ભૂમિકાનુ જીવન ન જીવી શકે એ સીધી વાત છે, પહેલી ભૂમિકાના જીવનને જીવવુ હોય તો ગૃહસ્થપણે રહી શકાય જ નહિ, પહેલી ભૂમિકામા તો હિંસાદિ મહા પાપોનો સર્વથા ત્યાગ

કરવો જ પડે અને તે ગૃહસ્થપણે રહેનારથી થઈ શકે જ નહિ, પણ અહીં બેઠેલાઓ હિંસાદિ મહા પાપો ઉપર કાબૂવાળા તો હોવા જોઈએ ને ? છેવટ, હિંસાદિથી બચી શકાય તેટલા પ્રમાણમા બચવાની વૃત્તિ તો જોઈએ ને ? મન ઉપર જો કાબૂ હોય, તો જે દિ' પરિગ્રહ ચાલ્યો જાય, તે દિ' પણ એ રૂએ નહિ. રોવુ આવી જાય તો એ એને નબળાઈ માને એ જાય એમાં રોવુ એ મૂર્ખાઈ છે, એમ એ માને. ભલે ને એ ચોરાવા કે લુટાવા ન દે, પણ કોઈ ચોરી જાય કે લૂટી જાય, તો પણ એને એવો આઘાત ન થાય કે-' કેમ ગયું ?' એ તો એમ વિચારે અને કહે કે-' એના ભાગ્યનુ હશે, તે એની પાસે ગયું !'

સ૦ લૂટાયા પછી એવુ કહેવાનું ક્યાં ?

લુટાયા પછી તો એવુ ઘણુ પોતાને કહેવુ પડે નહિ તો મનને શાન્તિ રહે નહિ એવું મનમા ન હોય તો અશાન્તિની અવધિ નહિ અને એવુ મનમા હોય તો શાન્તિની અવધિ નહિ. પેલા વાણિયાના હૈયામા આવી વાતો જચેલી હતી આ બધી યોગ્યતાઓને અંગે જ, એવા વખતે ય, એનામા સ્વસ્થતા ટકી શકી હતી.

લોભી અને ભોગી એટલા ખરાબ નથી કે જેટલા-

વાણિયો સ્વસ્થપણે પૂછે છે કે-'દાન માગો છો ?' દાન દેવાની તૈયારી છે, માટે આવુ પૂછે છે માટે જ એ કહે છે કે-' દાનમા માગતા હો તો બધુ દઈ દેતાં પણ હુ અચકાઉં એવો નથી ' તમારે ત્યા કોઈ દાન માગવા આવે, તો તેને ય છૂટ છે ? કોઈ ચોરી જાય તો તે ન ખમાય, કોઈ લૂટી

જાય તો તે ન ખમાય, પણ કોઈ દાન માગે તેમા તો વાંધો નહિ ને? દાન માગે ને આપી શકાય તેવી સ્થિતિ હોય, તો તો તમે એને પાછો કાઢો નહિ ને?

સ૦ એમાં જ બધો વાંધો છે

ચોરાઈ જાય, લૂટાઈ જાય, એ વિગેરે ગમે તે પ્રકારે જાય તો ઉપાય નહિ, પણ કોઈ માગવા આવે ને હાથ લબાવીએ એ તો ન જ ન બને, એમ ને? જ્યા સુધી આવી વૃત્તિ હોય, ત્યા સુધી માનવમા માનવ તરીકે જીવવાની લાયકાત આવે નહિ લોભી એટલો ખરાબ નથી, ભોગી એટલો ખરાબ નથી, કે જેટલો ખરાબ આવી વૃત્તિવાળો છે! લોભી હોવુ ને ભોગી હોવુ–એ ખરાબ તો છે જ, લોભેય ખરાબ છે અને ભોગેય ખરાબ છે–એમ તો કહ્યુ જ છે, પણ એમાથી સારા બનાવવાને માટે આ વાત છે લોભી અને ભોગી હોવા છતાં પણ, મેળવવાનો ને ભોગવવાનો પ્રયત્ન કરનારા હોવા છતા પણ, અવસરે દેવા યોગ્ય સ્થળે ઉદારતાથી દઈ શકે અને જાય તો ખમી ખાઈ શકે, એ એટલા ખરાબ નથી, કે જેટલા જેઓ જાય તો તેને ખમી ખાઈ શકે નહિ અને દેવાના અવસરે દઈ શકે નહિ, તેઓ ખરાબ છે

### બજારો મોકળા ક્યારે થાય?

જે લોભી હોય, તે મેળવવાનો પ્રયત્ન કરે ખરા કે નહિ? પાસે જે ધન હોય તે જીવવાને માટે પૂરતુ હોય, વધુ ધનની જરૂર પડશે એમ ન લાગતુ હોય અને જીવન સુખે ચાલી શકે એવુ હોય, એવાઓ વધુ મેળવવાનો કશો જ પ્રયત્ન ન કરે, એવી મારી ઈચ્છા ખરી! વધુ નહિ મેળવવાનો

નિયમ, વધુ નહિ ભોગવવાનો નિયમ અને હિંસાદિનો જેટલો શક્ય એટલો ત્યાગ,–આવાઓ તો બીજી ભૂમિકામા પહેલી કક્ષાના ગૃહસ્થો બની શકે જેમની પાસે જીવવા વિગેરેને માટે ધન પૂરતુ હોય, ખાવા-પીવા-પહેરવા-ઓઢવા-રહેવા વિગેરેનુ પૂરતુ સાધન હોય, તેવાઓ જો વધુ મેળવવાનુ બધ કરી દે, પોતાના લોભાદિક પાપોને લાત મારી દે, તો તેવાઓ બીજી ભૂમિકાની પહેલી કક્ષાએ જરૂર પહોચી શકે જો કે-બીજી ભૂમિકાની એથી ય ઉચી કક્ષા ન જ હોઈ શકે એમ નહિ, પણ સામાન્ય રીતિએ આને ય ઉચી કક્ષા કહેવાય પણ આવા ય આજે તો જડવા મુશ્કેલ છે આવા બનવા ધારે તો બની શકે એવા તો ઘણા છે, પણ આવા બનેલા જડવા મુશ્કેલ છે જો આવાઓ ઠેકાણે ઠેકાણે જડવા માડે, તો બજારો જરા મોકળા થાય બજારો મોકળા, એટલે સમજો છો ને? સામાન્ય માણસોને જગ્યા મળે આજે તમારા બજારોમા જોર કોનું છે?

સ૦ ધનવાનોનુ

ત્યારે જેની પાસે ધન ન હોય, તેનુ શુ?

સ૦ મરો

આવુ બોલનારા તમે, તમારી પાસે પૂરતુ હોય તે છતા ય બજારોમાં જાવ છો ને? બોલે એક છો કે બે? તમારી સ્થિતિ કેવી છે? પ્રાય એવી કે-લક્ષ્મી, મેળવેલુ ધન ઘણા પ્રમાણમા હોય તો ય તે તમે શાતિથી સહી શકો નહિ, એ જો ચોરાઈ કે લૂટાઈ જાય, તો તો એથી પણ વધારે દુ ખ થાય, અને દેવાનુ આવે તો તો એ એથી ય ભૂડુ લાગે! આવી મનોવૃત્તિવાળા માણસો પેલા વાણિયાની જેમ સ્વસ્થ ન રહી શકે

### એકલા બળથી શાન્તિ ન રહે

એ વાણિયામા તમારા જેવી વૃત્તિઓ નહોતી, એથી ઊલટા પ્રકારની ગુણ રૂપ વૃત્તિઓ હતી; માટે એ એવા અવસરે પણ સ્વસ્થ રહી શકયો અને સ્વસ્થપણે કહી શકયો કે-' જો તમારે આ બધુ દાનમાં જોઈતુ હોય તો કહો બાકી તો, તમારાથી ગભરાઈને હું એક રાતી પાઈ પણ તમને નહિ આપુ ' આવું કોણ બોલી શકે ? તમને થતું હશે : કે-એનામા શક્તિ ઘણી હશે વાત સાચી છે એનામા શક્તિ હતી, રક્ષણની કલામા પણ એ પ્રવીણ હતો, પણ એટલા માત્રથી જ એ નિર્ભય નહોતો શક્તિ પણ ઘણી હોય અને રક્ષણની કળામા પણ પ્રવીણતા હોય, એવાઓ ય નિર્બલ બની જાય તેવો આ અવસર છે આવા અવસરે બળવાનને પણ એમ ન થાય કે-' હું એકલો છું ને સામે ત્રણ છે, એટલે વખતે હુ જ લડાઈમા મરું તો ? ધને ય જાય ને જિંદગીથી ય જાઉ તો ? ' એવા વિચારમાથી મનમા નિર્બલતાનો સચાર થાય એકલા બળથી શાન્તિ ન રહે એ સાથે બીજું પણ ઘણું જોઈએ અને તે એ વાણિયામાં હતું પેલાઓએ બધુ આપી દેવાનુ કહ્યું, તો ય એ વાણિયો ઉશ્કેરાયો નથી અને દાનમા દેવાની તૈયારી બતાવી છે, એ શું માત્ર એના બલને જ આભારી હતુ ? નહિ જ

### હાથ ધરવા કરતાં મરવાને બહેતર ગણનારા

વાણિયો દાન આપવાને તૈયાર હતો, પણ પેલાઓને ય દાન જોઈતુ નહોતુ એ રખડેલ નહોતા, પણ એમને રખડતા થઈ જવું પડ્યુ હતુ. એમને ધન લેવું તો હતુ જ, પણ તે

સ્વપુરૂષાર્થના બળે લેવું હતુ ! કેમ ? સકારણ લૂટારૂ બનેલા છે સંયોગવશાત્ એમને આવી રીતિએ લૂટ ચલાવવાનો વખત આવી લાગ્યો છે એ એવા છે કે-કોઈની પણ પાસે હાથ ધરવો, એ એમના ખમીરમા નથી હાથ ધરવો નથી ને બીજી રીતિએ કોઈ આપે તેમ નથી, પણ જોઈએ છે એ નક્કી છે, માટે એમણે આ ઉપાય શોધેલો છે હાથ ધરવા કરતા મરવાને બહેતર ગણનારા અને અમુક કારણે જ લૂટે નીકળેલા, એવાઓ કોઈ વાણિયો કહે માટે દાન માગે ? હાથ ધરે ?

પેલા કહે છે કે-' અમે કાઈ ભીખ માગવાને માટે નીકળ્યા નથી. તારે દાન આપવું હોય તો બીજાને આપજે, અમને નહિ અમે તો અમારી તાકાતના બળે મેળવવાને નીકળ્યા છીએ અને તારી પાસેથી ય લઈશુ તો એમ જ લઈશુ માટે કા તો તૂ તારી પાસે જેટલુ ધન હોય તે બધું ય સીધે સીધુ આપી દે ને આપીને હાલતો થા, નહિ તો પછી લડવાને તૈયાર થા જે જીવશે તે ધન લેશે '

ડન્નો માર્યો કઈ દઉ નહિ અને અન્યાયથી લઉ નહિ

લૂટારાઓ આવું બોલ્યા-ન્ન બોલ્યા, ત્યા તો વાણિયો સીધો જ ઉંટ ઉપરથી છલગ મારીને નીચે ઉતરી પડ્યો વાણિયાને ઉતરતો જોઈને અને એ વાણિયો જે છટાથી ઉતર્યો એને જોઈને, આ ત્રણ લૂટારૂઓને આશ્ચર્ય થાય છે ક્ષણભરને માટે એ ત્રણેય લુટારાઓને એમ પણ થઈ જાય છે કે-' આ વાણિયો કાઈક ગાંડો તો નહિ હોય ?' કારણ કે-આવા વખતે હુશીયાર માણસ તો ઘા કરીને અને સામાના ઘાથી પોતાને બચાવી લઈને, ભાગી જ પેરવી કરે ને ? એવા વખતે

એકલા બળથી શાન્તિ ન રહે

એ વાણિયામા તમારા જેવી વૃત્તિઓ નહોતી, એથી ઊલટા પ્રકારની ગુણ રૂપ વૃત્તિઓ હતી, માટે એ એવા અવસરે પણ સ્વસ્થ રહી શકયો અને સ્વસ્થપણે કહી શકયો કે-' જો તમારે આ બધુ દાનમા જોઈતુ હોય તો કહો બાકી તો, તમારાથી ગભરાઈને હુ એક રાતી પાઈ પણ તમને નહિ આપુ ' આવું કોણ બોલી શકે ? તમને થતુ હશે ; કે-એનામા શક્તિ ઘણી હશે વાત સાચી છે એનામા શક્તિ હતી, રક્ષણની કલામા પણ એ પ્રવીણ હતો, પણ એટલા માત્રથી જ એ નિર્ભય નહોતો શક્તિ પણ ઘણી હોય અને રક્ષણની કળામા પણ પ્રવીણતા હોય, એવાઓ ય નિર્બલ બની જાય તેવો આ અવસર છે આવા અવસરે બળવાનને પણ એમ ન થાય કે-' હુ એકલો છુ ને સામે ત્રણ છે, એટલે વખતે હુ જ લડાઈમા મરુ તો ? ધને ય જાય ને જિન્દગીથી ય જાઉ તો ? ' એવા વિચારમાથી મનમા નિર્બલ તાનો સચાર થાય એકલા બળથી શાન્તિ ન રહે એ સાથે બીજુ પણ ઘણુ જોઈએ અને તે એ વાણિયામાં હતુ પેલાઓએ બધુ આપી દેવાનુ કહ્યુ, તો ય એ વાણિયો ઉશ્કેરાયો નથી અને દાનમા દેવાની તૈયારી બતાવી છે, એ શું માત્ર એના બલને જ આભારી હતુ ? નહિ જ

હાથ ધરવા કરતા મરવાને બહેતર ગણનારા

વાણિયો, દાન આપવાને તૈયાર હતો, પણ પેલાઓને ય દાન જોઈતુ નહોતુ એ રખડેલ નહોતા, પણ એમને રખડતા થઈ જવું પડ્યુ હતુ એમને ધન લેવું તો હતુ જ, પણ તે

સ્વપુરૂષાર્થના બળે લેવું હતુ ! કેમ ? સકારણ લૂટારૂ બનેલા છે ને યોગવશાત્ એમને આવી રીતિએ લૂટ ચલાવવાનો વખત આવી લાગ્યો છે એ એવા છે કે–કોઈની પણ પાસે હાથ ધરવો, એ એમના ખમીરમા નથી હાથ ધરવો નથી ને બીજી રીતિએ કોઈ આપે તેમ નથી, પણ જોઈએ છે એ નક્કી છે, માટે એમણે આ ઉપાય શોધેલો છે હાથ ધરવા કરતા મરવાને બહેતર ગણનારા અને અમુક કારણે જ લૂટે નીકળેલા, એવાઓ કાઈ વાણિયો કહે માટે દાન માગે ? હાથ ધરે ?

પેલા કહે છે કે–' અમે કાઈ ભીખ માગવાને માટે નીકળ્યા નથી તારે દાન આપવું હોય તો બીજાને આપજે, અમને નહિ અમે તો અમારી તાકાતના બળે મેળવવાને નીકળ્યા છીએ અને તારી પાસેથી ય લઈશુ તો એમ જ લઈશું માટે કા તો તૂ તારી પાસે જેટલુ ધન હોય તે બધુ ય સીધે સીધુ આપી દે ને આપીને હાલતો થા, નહિ તો પછી લડવાને તૈયાર થા જે જીવશે તે ધન લેશે '

ડગ્નો માર્યો ઈ દઈ દે નહિ અને અન્યાયથી લઈ નહિ

લૂટારાઓ આવું બોલ્યા–ન બોલ્યા, ત્યા તો વાણિયો સીધો જ ઉટ ઉપરથી છલગ મારીને નીચે ઉતરી પડ્યો વાણિયાને ઉતરતો જોઈને અને એ વાણિયો જે છટાથી ઉતર્યો એને જોઈને, આ ત્રણ લૂટારૂઓને આશ્ચર્ય થાય છે ક્ષણભરને માટે એ ત્રણેય લુટારાઓને એમ પણ થઈ જાય છે કે–' આ વાણિયો કાઇક ગાડો તો નહિ હોય ?' કારણ કે–આવા વખતે હુશીયાર માણસ તો ઘા કરીને અને સામાના ઘાથી પોતાને બચાવી લઈને, ભાગી જ જવાની પેરવી કરે ને ! એવા વખતે

એકલા બળથી શાન્તિ ન રહે

એ વાણિયામા તમારા જેવી વૃત્તિઓ નહોતી, એથી ઊલટા પ્રકારની ગુણ રૂપ વૃત્તિઓ હતી, માટે એ એવા અવસરે પણ સ્વસ્થ રહી શકયો અને સ્વસ્થપણે કહી શકયો કે-' જો તમારે આ બધુ દાનમા જોઈતુ હોય તો કહો બાકી તો, તમારાથી ગભરાઈને હુ એક રાતી પાઈ પણ તમને નહિ આપુ ' આવુ કોણ બોલી શકે ? તમને થતું હશે કે–એનામા શક્તિ ઘણી હશે વાત સાચી છે એનામા શક્તિ હતી, રક્ષણની કલામા પણ એ પ્રવીણ હતો, પણ એટલા માત્રથી જ એ નિર્ભય નહોતો શક્તિ પણ ઘણી હોય અને રક્ષણની કળામા પણ પ્રવીણતા હોય, એવાઓ ય નિર્બલ બની જાય તેવો આ અવસર છે આવા અવસરે બળવાનને પણ એમ ન થાય કે-' હુ એકલો છુ ને સામે ત્રણ છે, એટલે વખતે હુ જ લડાઈમા મરૂ તો ? ધને ય જાય ને જિંદગીથી ય જાઉ તો ? ' એવા વિચારમાથી મનમાં નિર્બલ તાનો સચાર થાય એકલા બળથી શાન્તિ ન રહે એ સાથે બીજુ પણ ઘણુ જોઈએ અને તે એ વાણિયામાં હતુ પેલાઓએ બધુ આપી દેવાનુ કહ્યુ, તો ય એ વાણિયો ઉશ્કેરાયો નથી અને દાનમા દેવાની તૈયારી બતાવી છે, એ શું માત્ર એના બલને જ આભારી હતુ ? નહિ જ

હાથ ધરવા કરતાં મરવાને બહેતર ગણનારા

વાણિયો દાન આપવાને તૈયાર હતો, પણ પેલાઓને ય દાન જોઈતુ નહોતુ એ રખડેલ નહોતા, પણ એમને રખડતા થઈ જવુ પડ્યુ હતુ એમને ધન લેવું તો હતુ જ, પણ તે

સ્વપુરુષાર્થના બળે લેવું હતું ! કેમ ? સકારણ લૂટારૂ બનેલા છે સંયોગવશાત્ એમને આવી રીતિએ લૂટ ચલાવવાનો વખત આવી લાગ્યો છે એ એવા છે કે-કોઈની પણ પાસે હાથ ધરવો, એ એમના ખમીરમાં નથી હાથ ધરવો નથી ને બીજી રીતિએ કોઈ આપે તેમ નથી, પણ જોઈએ છે એ નક્કી છે, માટે એમણે આ ઉપાય શોધેલો છે હાથ ધરવા કરતા મરવાને બહેતર ગણનારા અને અમુક કારણે જ લૂટે નીકળેલા, એવાઓ કોઈ વાણિયો કહે માટે દાન માગે ? હાથ ધરે ?

પેલા કહે છે કે-' અમે કાંઈ ભીખ માગવાને માટે નીકળ્યા નથી તારે દાન આપવું હોય તો બીજાને આપજે, અમને નહિ અમે તો અમારી તાકાતના બળે મેળવવાને નીકળ્યા છીએ અને તારી પાસેથી ય લઈશુ તો એમ જ લઇશું માટે કા તો તૂ તારી પાસે જેટલુ ધન હોય તે બધુ ય સીધે સીધુ આપી દે ને આપીને હાલતો થા, નહિ તો પછી લડવાને તૈયાર થા જે જીતશે તે ધન લેશે '

ઉન્નો માર્યો દઈ દઉં નહિ અને અન્યાયથી લડું નહિ

લૂટારાઓ આવું બોલ્યા-ન બોલ્યા, ત્યા તો વાણિયો સીધો જ ઉંટ ઉપરથી છલંગ મારીને નીચે ઉતરી પડ્યો વાણિયાને ઉતરતો જોઇને અને એ વાણિયો જે છટાથી ઉતર્યો એને જોઈને, આ ત્રણ લૂટારૂઓને આશ્ચર્ય થાય છે ક્ષણભરને માટે એ ત્રણેય લુટારાઓને એમ પણ થઈ જાય છે કે-' આ વાણિયો કાંઇક ગાંડો તો નહિ હોય ?' કારણ કે-આવા વખતે હુશીયાર માણસ તો ધા કરીને અને સામાના ઘાથી પોતાને બચાવી લઈને, ભાગી જ જવાની પેરવી કરે ને ? એવા વખતે

ઉંટ ઉપર બેઠેલો રહે તો બચાવ પણ સારો થઈ શકે, ઘા કરવામાં પણ અનુકૂળતા રહે અને ભાગતાં પણ ફાવે, એમ ખરું ને ? એને બદલે વાણિયો ઘા કર્યા વિના ઉંટ ઉપરથી નીચે ઉતરી પડે છે, એટલે લૂટારાઓને આશ્ચર્ય થાય છે અને પૂછવાનું મન થાય છે, પણ એ પૂછે તે પહેલાં તો, વાણિયો પોતાના ભાથામાંના બાણોમાંથી બે બાણ કાઢે છે એના ભાથામાં પાંચ બાણો હતાં તેમાંથી તેણે બે બાણો કાઢ્યાં અને જેવાં કાઢ્યાં તેવાં જ એ બે બાણોને પોતાના હાથે જ ભાંગી નાખ્યાં આ જોયું, એટલે લૂટારાઓને પાછું એમ થયું કે-' આ વાણિયો ગાંડો તો નથી જ અને બળવાન જરૂર છે આ વાણિયો ગાંડો નથી અને બળવાન જરૂર છે, તો આપણે જાણવું જોઈએ કે-એણે આમ કેમ કર્યું ? '

વાણિયો ઉંટ ઉપરથી નીચે કેમ ઉતરી પડ્યો અને નીચે ઉતરીને પણ એણે બે બાણોને ભાંગી કેમ નાખ્યાં ?-આવો વિચાર લૂટારાઓને આવ્યો. કેમ ? એ કાંઈ જાતના લૂટારૂ નથી જાતના તો કુળવાન છે એમની નસોમાં લોહી રાજકુળનું વહે છે, પણ કેટલાક કારણોએ એમને આવી દશામાં મૂકી દીધા છે એટલે એમને વાણિયાના હૈયાનો ભાવ જાણવાનું મન થાય છે વાણિયાને એ પૂછે છે કે-'અમે તને લડવાને તૈયાર થવાનું કહ્યું, તેમાં તૂ ઉંટ ઉપરથી નીચે કેમ ઉતરી પડ્યો ? અને લડાઈમાં તો બાણની જરૂર વધારે પડે, ત્યારે તેં તારા પાંચ બાણોમાંથી બે બાણોને ભાંગી કેમ નાખ્યાં ? '

એ વખતે વાણિયો કહે છે કે-' મારે અન્યાયથી નહિ લડવું, એવો પણ નિયમ છે જેમ બીજાના બળથી ડરી જઈને

હું આપી દઉં નહિ, તેમ અન્યાયથી હું કોઈની ય સાથે લડું પણ નહિ '

તમારે ' કોઈની ય સાથે નહિ લડવું '–એવો નિયમ તો નથી, પણ ' કોઈની ય સાથે અન્યાયથી તો નહિ જ લડવું '–એવો નિયમેય છે ? લેવામાં ય અન્યાય નહિ કરવો અને લડવામાં પણ અન્યાય નહિ કરવો, આવો નિર્ણય છે કે પછી ' ન્યાય-અન્યાયનો વિચાર જ નહિ કરવો '–એવો નિર્ણય છે ?

પેલા લૂટારાઓ પૂછે છે કે–' પણ આમાં અન્યાય શો થતો હતો ?'

વાણિયો કહે છે કે–' લડવાનું આમંત્રણ તમે આપ્યું લડવાનું તમારી સાથે જેમની સાથે મારે લડવાનું છે, તે નીચે ઉભા હોય અને હું ઉંચે ઉંટ ઉપર બેઠો બેઠો લડું, તો તે અન્યાય કહેવાય એ લડાઈ નીતિની ન ગણાય, પણ અનીતિની ગણાય '

પડેલાને પાટુ ન મરાય

આજે યુદ્ધ શાનું ચાલે છે ? નીતિનું યુદ્ધ ચાલે છે કે અનીતિનું ? કહો તો ખરા કે–આજના વિજ્ઞાનવાદથી બહુ ફુલેલા અને ફાલેલા ગણાતા આ જમાનામાં જે યુદ્ધ ચાલે છે, તે કેવુંક ચાલે છે ?

સ૦ જે રીતિએ ફવાય તેમ લાગે તે રીતિએ લડવું એ પોલીટીકલપણું કહેવાય છે।

અનીતિની વાત બોલવી ગમતી નથી, અનીતિની વાતને છુપાવવી છે, એટલે અનીતિને આ ખોટો ઝભ્ભો જ પહેરાવાય

છે ને ? જેને ભયકર બદમાશી કહેવી જોઈએ, તેને પોલીટીક્સ લપણુ કહેવાય છે ! વિજ્ઞાનથી ફાલેલા યુગમાં લડાઈ હોય, તો તે નીતિની હોય કે અનીતિની હોય ? વિજ્ઞાનથી પ્રગતિ થઈ રહી છે કે અવગતિ ? તમે લોકો તો રામાયણ અને મહાભારત વિગેરે ગ્રન્થોને વાચનારાઓ છો ને ? એમા તમે યુદ્ધના વર્ણનો નથી વાચ્યા ? એમા કોઈ એવી વાત વાચી છે ખરી કે-દુશ્મન પડ્યો, તો એને પાડનારે એને પખો નાખી, પાણી પાઈ, સ્વસ્થ બનાવી, ઉભો કરી, હાથમા હથીયાર આપ્યું હોય અને તે પછી ફરીથી લડવાનું આમ ત્રણ આપ્યુ હોય ? પડેલાને પાડુ ન મરાય, એવો આ દેશમા તો એક સર્વ-સાધારણ નિયમ હતો અને એ નિયમ યુદ્ધમા પણ ઘણાઓએ જાળવ્યો છે લડવા આવેલો પણ પડે તો એને જે પાડુ ન મારે અને પીઠ પાછળ ઘા ન કરે, તે વળી નિર્દોષોને મારે ? લડવા નીકળે છતા નિર્દોષો ન મરે તેની તો કાળજી રાખે ને ?

## યુગની સાથે આંખો મીચીને દોડાય નહિ

આજે શું છે ? એટમ બોમ્બ નીકળ્યો ને એથી પણ ભયકર ગણાય તેવો બોમ્બ શોધાય છે લડનારા ય સાફ ને નિર્દોષો ય સાફ લડનારા નીચે જમીન ઉપર ને બોમ્બ ફેંકાય ઉચે આકાશમાથી ! આ વિજ્ઞાનનો યુગ છે ? આટલુ જોવા ને જાણવા છતા પણ, દેશ નાશના માર્ગે જઈ રહ્યો છે, એમ તમને અને બીજા વિચારકોને નથી લાગતુ ? જે યુગમાં બેઠા હોઇએ, તે યુગમા જેટલુ ખરાબ તત્ત્વ હોય, તેને પણ સમજી લેવુ જોઈએ સારૂં શું અને ખોટુ શું, હિતકારી શું અને હાનિકર શું-એનો વિચાર કર્યા વિના

યુગની સાથે માત્ર આંખો મીચીને જ દોડવું, એ તો મૂર્ખાઈ છે જો આમ ને આમ ચાલ્યા કર્યું ને પાછુ વાળીને જોયું જ નહિ, તો પરિણામે જગત ઘણી જ વિષમ સ્થિતિમા મૂકાઈ જાય, એવા વિષમ માર્ગે આજે જગત ધસી રહ્યુ છે જે બનશે તે ખરૂ, જ્ઞાનિએ દીઠુ જ બનવાનુ છે, પણ આપણે જો ધારીએ તો આપણી જાતને એ વિષમતામાથી બચાવી શકીએ એવુ છે 'બીજાઓ અનીતિ કરે છે, માટે આપણે પણ અનીતિ કરીએ તો એમા વાધો નહિ'–આવું માનીને અનીતિના માર્ગે ધપ્યે જશો, તો ભવાતરમા તમારૂ થશે શું? 'બીજાઓ અનીતિ કરતા હતા, માટે મે અનીતિ કરી હતી'–એમ માનશો, એટલે શુ ભવાતરમા અનીતિનુ ફળ નહિ ભોગવવું પડે? પણ એ વિચાર કોને છે? આજે તો 'બીજાઓ અનીતિ કરે છે, માટે આપણે પણ અનીતિ કેમ નહિ કરી?'–એ જ વિચાર પ્રધાનતા ભોગવે છે! પણ ફળ તમારે જ ભોગવવુ પડશે, એ ભૂલવા જેવુ નથી

અનીતિથી નહિ કમાવાનો નિયમ છે?

પેલા વાણિયાનો તો નિર્ણય છે કે–'લડવાનો વખત આવી લાગે અને લડવું પડે, તો ય નીતિથી લડવું પણ અનીતિથી લડવું નહિ' જ્યારે તમારે કમાવામા પણ એવો નિર્ણય છે કે–'કમાવું તો નીતિથી જ કમાવુ!'? જ્યા 'કમાવુ તો નીતિથી જ કમાવુ'–એટલુ પણ નથી, ત્યા સાધનસમ્પન્ને નહિ કમાવુ, એ વાત તો બાધી જ રહી ને? સુણો, સાધનસમ્પન્ને નહિ કમાવુ–એ વાત તો રહી, પણ 'કમાવું પડે તો યે નીતિથી જ કમાવું, પણ અનીતિથી

તો નહિ જ કમાવુ '–આવો કોઈ નિયમેય છે ખરો ? આ બીજી ભૂમિકાની વાત છે બીજી ભૂમિકાના જીવનમા ચુસ્ત બનેલાઓ પણ, એવો અવસર આવી લાગે અને જે સ્થાને બેઠા હોય તેની જવાબદારી આદિને અ ગે લડવુ જ પડે તેમ હોય તો લડે ખરા, પણ તે સ્થૂલ અનીતિથી તો નહિ જ.

વાણિયાનો નિયમ

વાણિયાએ જ્યારે ખૂલાસો કર્યો કે–'તમે નીચે ઉભેલા છો, તેથી જો હુ ઉટ ઉપર બેસીને તમારી સાથે લડુ તો તે અનીતિ કહેવાય '–ત્યારે તો, એ સાભળીને પેલા ત્રણેય લૂટારાઓને વધારે અચબો થયો છે વાણિયાની રીતભાત અને બોલચાલથી, લૂટવા આવેલાઓની બુદ્ધિમા પણ પરિ વર્તન થતું આવે છે એમને થાય છે કે–' વાણિયો લોભી નથી લાગતો, પણ ધર્મશીલ લાગે છે '

લૂટારાઓના વચનોમાથી પણ હવે કર્કશતા સાવ ભાગી જાય છે હવે મીઠાશથી તેઓ પૂછે છે કે–' તૂ નીચે ઉતરી પડચો એ તો બરાબર છે, પણ તેં તારા પાચ બાણોમાથી બે બાણોને ભાગી નાખીને માત્ર ત્રણ જ બાણો કેમ ગખ્યા ?'

વાણિયો કહે છે કે–' તમે માત્ર ત્રણ જ જણા છો, માટે ત્રણ બાણોને મે રાખ્યા છે બે બાણોને ભાગી નાખ્યા, એનુ કારણ એ છે કે–લડવામા વખતે મારી ભૂલ થઈ જવા પામે હુ આવેશમા આવી જાઉ અને એથી મારો નિયમ ભાગે –એવી મને બીક લાગી, એટલે મે બે બાણોને ભાગી નાખ્યા '

જે નિયમ છે, તેના પાલનની કેટલી ચિન્તા છે ? તમે તો પ્રાય નિયમ લો જ નહિ ને ? અને લો તો અણીના

અવસરે એના ભુક્કા જ થઈ જાય ને? 'મરતા ય લીધેલા નિયમને જાળવવો છે, મરવુ પડે તો તેનો વાધો નહિ, પણ લીધેલો નિયમ તો નહિ જ ભાંગવો જોઈએ'-આટલી કાળજી, નિયમ લેનારાઓને ય છે ખરી?

આ નિયમની વાત પાછી નવી આવી, એટલે લૂટારાઓ વાણિયાને પૂછે છે-'એવો તે તારે કયો નિયમ છે?'

એટલે વાણિયો કહે છે કે-'અપરાધિને પણ જો મારે બાણુ મારવુ પડે, તો એક અપરાધિને એકથી અધિક બાણુ તો નહિ જ મારવુ, એવો મારે નિયમ છે નિરપરાધી એવા કોઈ પણ હાલતા-ચાલતા જીવને મારવાની બુદ્ધિએ નહિ મારવો-એવો પણ મારે નિયમ છે અને અપરાધિને પણ મારવો જ પડશે એમ લાગે, તો ય એક અપરાધિને એકથી વધારે બાણુ તો મારે મારવુ જ નહિ, એવો પણ મારે નિયમ છે'

## નિયમ પાછળનુ હૈયુ

આવો નિયમ કોણ લઈ શકે અને એને કોણ પાળી શકે? હૈયામા શુ ભરેલુ હોય, તો આવો નિયમ લઈ શકાય અને સાથે કેટલી દઢતા હોય, તો આવા નિયમને પાળી શકાય? ધનનો લોભ પણ છે અને ભોગની ય ભૂખ નથી જ એમ પણ નથી, છતા પણ એ વાણિયાને આવો નિયમ છે, તો એ શુ માનનો હશે, માટે એણે આવા પ્રકારનો નિયમ ગ્રહણ કર્યો હશે? એ વાણિયાના હૈયામા એ વાત હતી કે-'મારી પાસે જે ધન હતુ અને છે, તે મે રાખ્યુ એ મારૂ પાપ છે ધનને મેળવવું એ પણ પાપ છે, ધનને રાખવુ

એ પણ પાપ છે, ધનને ભોગવવું એ પણ પાપ છે, ધન જાય ત્યારે રોવું એ પણ પાપ છે અને ધનને અહીં મૂકીને જવું પડે ત્યારે ગભરામણ થાય એ પણ પાપ છે આવા ધનાદિકને માટે અપરાધિને પણ નહિ મારવો જોઈએ, ત્યાં નિરપરાધિની હિંસા તો થાય જ કેમ ?' 'અપરાધિને મારવો જ જોઈએ'–એવું એના હૈયે નહોતું, પણ એને લાગતું હતું કે–'ધન, ભોગ આદિની લાલસાને કારણે એ વાતમાં હું નિરૂપાય છું' એટલે એણે માત્ર નિરપરાધિને નહિ મારવાનો જ નિયમ લીધો હતો, અને એને અપરાધિને પણ મારવો પડે એ ગમતું તો નહોતું જ, એટલે એણે એવો નિયમ લીધો હતો કે–'અપરાધિને પણ જો તે એક હોય તો તેને એક બાણથી વધારે બાણ મારવું જ નહિ' એટલે 'દરેક અપરાધિથી જો બચી શકાય તો એક એક બાણમાં બચી જવું ને એક એક બાણથી જો ન બચી શકાય, તો જે થવું હોય તે થાય'–આવું તો એ વાણિયાના હૈયામાં આવા વખતે ય હતું આપણે નક્કી કરી આવ્યા છીએ કે–એ વાણિયો ધનનો લોભી જરૂર હતો ધનનો લોભી વિષયસુખનો પણ અભિલાષી હોય તો તે અસ્વાભાવિક નથી આમ એ ભોગનો ને પરિગ્રહનો ભૂખ્યો તો હતો જ, છતાં પણ એનેઆવો નિયમ હતો, એટલે એના અન્તઃકરણમાં બીજું પણ કાંઈક હશે, એમ લાગે છે ને ? એ શું ? એ જ કે–ધનાદિકને રાખવા છતાં, મેળવવા છતાં અને ભોગવવા છતાં, આ મારૂં પાપ છે એમ એ માનતો હતો

તમારે બોલવું પડશે

તમને આ વાત બેસે છે ? નીતિથી રળેલા ધનાદિકને

પણ રાખવામા, સાચવવામા, ભોગવવામા પાપ છે–એ વાત તમારે હૈયે જચી છે કે નહિ ? જો તમને આ વાત હજુ પણ ન જચી હોય, આ વાતમા સાર જેવુ ન લાગ્યુ હોય, તો હુ તમારી પાસે પહેલી ભૂમિકાનુ જે વર્ણન કરી ગયો, તેમા તમારે માટે તો નિષ્ફળ નિવડ્યો ને ?

સ૦ એમ તો નહિ જ

તો હવે તમારે કહેવુ પડશે કે–ભોગ એ ય પાપ છે અને પરિગ્રહ એ ય પાપ છે કોઈ તમને પૂછે કે–ભોગની ને પરિગ્રહની ભૂખને શા માટે મારવા જેવી છે ? ભોગનો ને પરિગ્રહનો સગ, એ વિગેરે શા માટે છોડવા જેવુ છે ? તો એ વખતે તમારે બોલવુ જોઈએ કે–એ પાપ રૂપ છે માટે જ ! એ પાપ રૂપ પણ છે અને પાપ કરાવનાર પણ છે માટે જ ! પાચમા રવિવારે ય જો તમે આટલી સાચી વાત ન બોલો, તો અત્યાર સુધી તમે જે માથુ ધુણાવી ગયા, તે ધુર્ંકું જ ઠરે ને ? વિચારો કે–જ્યા સુધી આ વાત જચે નહિ, ત્યા સુધી માનવજીવનના પરમાદર્શની આપણે જે વાત કરી તથા એ પરમાદર્શને સિદ્ધ કરવાને માટે પહેલી ભૂમિકાના પરમ જીવનની જે આપણે વાત કરી–એનો આપણા વિચારો સાથે મેળ ખાય ખરો ? પણ તમારા મોઢા જોતા મને લાગે છે કે-તમે ભલે એકદમ તમારી ભોગની ને પરિગ્રહની ભૂખને નહિ મારી શકો ને તત્કાળ કદાચ એના ઉપર બહુ મહત્ત્વનો ગણાય તેવો અકુશે ય નહિ મૂકી શકો, તો ય તમે આ બધુ પાપ રૂપ પણ છે અને પાપ કરાવનાર પણ છે, માટે આ બધાથી જેટલા વહેલા છૂટાય તેટલા વહેલા છૂટવા જેવુ છે, એમ તો જરૂર કહેશો

બધા પરસ્પરને ખરાબ કહે છે

બાકી તો, જ્યારે લગભગ જગત આખુ ભોગનુ ને પરિગ્રહનુ જ ભૂખ્યુ બને, ત્યારે કોણ ખરાબ ન થાય એ કહી શકાય નહિ રાજ્યેય ખરાબ થાય અને પ્રજા ય ખરાબ થાય, શેઠેય ખરાબ થાય અને નોકરેય ખરાબ થાય, આવા કાળમા તો, જે સમજપૂર્વક ખરાબ ન થાય, તે વિરલો ગણાય આજે તો ચોમેર ખરાબીની જ બૂમો પડી રહી છે ને? નોકરો કહે છે કે–' શેઠીયાઓ ખરાબ થઈ ગયા છે' અને શેઠીયાઓ કહે છે કે–' નોકરો ખરાબ થઈ ગયા છે' મીલમાલિકો કહે છે કે–' મજુરો ખરાબ થઈ ગયા છે' અને મજુરો કહે છે કે–' મીલમાલિકો ખરાબ થઈ ગયા છે ' એ જ રીતિએ, રાજ્યસંચાલકો કહે છે કે–' પ્રજા ખરાબ થઈ ગઇ છે' અને પ્રજા કહે છે કે–' રાજ્યસચાલકો ખરાબ થઈ ગયા છે ' બધા ય આમ પરસ્પરને ખરાબ કહે છે આજે છે ને આવો બૂમાટો? કેમ? પેલી ભૂખ વિકરાલ બનતી જાય છે માટે ને? હમણા રાજા કોણ છે?

સ૦ જેના હાથમાં કબજો હોય તે।

ભયકર વાત થઇ ને? જેનો કબજો તે રાજા, એ તો હતુ જ હવે તો રાજાઓ ગયા ત્યારે નવુ શુ થયું?

સ૦ હવે પ્રજા રાજા ગણાય.

તમે બધા હવે રાજા, રાજ્યના સચાલકો કહેવાઓ ને? ત્યારે કોઇ સારૂ કામ કરાવવાની મારી ઇચ્છા થાય, તો આમા હુ કોને સમજાવી શકુ, તો એ સારૂ કામ થઈ જાય?

સ૦ મતદારોને

એ વાતમા કાઈ માલ નથી મન આપ્યા પછી મતદારોની

ય કિમત કેટલી ? આજે તમે બધા કોની પૂઠે દોડી રહ્યા છો, તે પણ સમજતા નથી ગમે તે હોય, પણ જ્યા સુધી ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર કાબૂ મેળવવાની વૃત્તિ પણ નથી, ત્યા સુધી સારાપણુ આવવુ કઠિન છે

સાવચેતી શાના પ્રતાપે ?

પેલા વણિકને એ વાતનો ખ્યાલ છે કે-'મે ધન મેળવ્યું, રાખ્યું, રાખવાની ઈચ્છા છે, માટે એને સાચવવાની સ્થિતિ ઉભી થવા પામી છે મારી પાસે ધન છે, તેથી જ આ રસ્તે જનારાઓ મારા શત્રુ બન્યા છે અને એથી જ આમને મારવાનો પ્રસગ મારે માટે આવી લાગ્યો છે' આવી વાત એના હૈયે લખાએલી હતી તે તાજી થઈ અને સાથે પોતાને જે નિયમ હતો તે પણ યાદ હતો, એટલે વિચાર આવ્યો કે- અપરાધિઓને પણ એક એકથી વધુ બાણુ નહિ મારવાનો મારે નિયમ છે, સામે ત્રણ જણા છે ને ભાથામા બાણો પાચ છે, કદાચ કોઈ બાણ ખાલી ગયું ને બીજુ મારવાનુ મન થયુ તો ? માટે વધારાનાં બે બાણો ભાગી જ નાખુ.'

લડવા જાય તે ઘડી પણ આવી સાવચેતી હોય ? આટલી સાવચેતી રહેવી, એ રમત વાત નથી માણસ જો રાખવા ધારે તો આવી સાવચેતી પણ રાખી શકે બાકી તો, સામાન્ય રીતિએ બને છે એવુ કે-લડવાની વાત તો દૂર રહી, પણ માત્ર બોલાચાલી થાય તો ય ગાળાગાળી થઈ જાય છે સાથે બેઠેલા હોય ને જરાક અણબનાવ થાય, તો શું બોલવુ ને શુ નહિ-એનું ભાન ય નથી રહેતુ ને ?' જીદગીભર સાથે

બેઠેલા હોય અને એક નહિ જેવી વાતમાં મેળ જામે નહિ ને ખટરાગ થાય, પછી બોલવાનું ભાન રહે? કોઈ વાર એવાને પછીથી પૂછીએ કે-'અલ્યા, આ શું તું બોલ્યો હતો?' ત્યારે કેટલાકો કહે છે કે-'એ વખતે ભાન રહ્યું નહિ ને બોલાઈ ગયું.'

પેલો વાણિયો કેવા વખતે સાવચેત છે? મરવું ય પડે અને ધન ખોવું ય પડે, એવો વખત છે ને? ત્યારે એવા વખતે પણ એનામાં બે બાણોને ભાગી નાખવાનું ભાન કોણે રહેવા દીધું? કહો કે-તેનામાં સદ્ગૃહસ્થાઈને જીવવા જોગું માનસ હતું એણે!

સત્ત્વ

પેલા ત્રણ લૂટારૂઓ પૂછે છે કે-'ત્યારે તો હવે તું એકલો જ અમને ત્રણેયને મારી નાખવાનો, એમ?'

વાણિયો ખૂબ મક્કમતાથી કહે છે કે-'એમાં મારો ઉપાય નથી, કેમ કે-તમે મને લૂટવા માગો છો. તમે જો મને લૂટવાને તૈયાર ન હો, તો હું તમને મારવાને તૈયાર નથી. મેં તમને કહ્યું કે-દાનમાં આ ધન જોઈતું હોય તો એવી વાત કરો, પણ તમે તો કહો છો કે-અમારે દાન ખપતું નથી, હાથ ધરવો નથી ને બળજબરીથી લેવું છે, તો પછી તમને હાથ બતાવ્યા વગર મારો છૂટકો નથી.'

છે ને સત્ત્વ?

દુઃખી સહનશીલ બને ને સુખી ઉદાર બને

મેળવેલું, સાચવેલું, રાખી મૂકેલું, જો એને આપવાનો અવસર આવી લાગે, આપવા જેવું હોય, તો તમે આપવાને

તૈયાર થાવ ખરા ? જો આજે સુખી માણસો આપવા યોગ્ય સ્થલે આપવામા ઉદાર બને, તો આજે જે ભૂખમરાની વાત ચાલી રહી છે, તે વાત ચાલતી રહે ખરી ? ભૂખમરો શાને આભારી છે ? મુખ્યત્વે ભોગની ને પરિગ્રહની ભૂખને ને ? આ ભૂખમરો કાયદાથી ને કટ્રોલથી નીકળી જશે, એમ ? કે જેની પાસે જેટલુ આપી શકાય તેટલુ હોય, તે આપવાથી નીકળી શકશે ? દુ ખી સહનશીલ બને ને સુખી ઉદાર બને, તો મેળ જામે ને ? આજે તો પ્રાય જેને તક મળે તે લૂટવાને અને જેના હાથમા આવે તે સઘરવાને જ મથે છે ને ? ઘણાઓ કહે છે કે–' હમણાં સોનુ ને ચાદી કયા જાય છે, તે સમજાતુ નથી ' આજે તો બેકમા મૂકવામા ય જોખમ છે–એમ પણ કહે છે વળી છૂપાવવા જેવુ ય ઘણું એટલે જેને જેમ સુઝે તેમ ક્યાનુ કયા ય ઘાલે છે આજે ઘણી સારી ચીજો પણ એવી રીતિએ હટાઈ રહી છે કે–છતી સામગ્રીએ લોક ભૂખે મરે

## મહા ભિખારી

ભિખારીને પણ સર્વનો અવિશ્વાસ હોય એવુ બને તમે એવા ભિખારીઓ જોયા છે કે–એમને ટુકડો રોટલો મળે, તો ય તે દાબી રાખે ! ? બીજો ભિખારી ન જોઈ જાય, તે માટે પોતાને મળેલા રોટલાને સતાડી દે પોતાનુ પેટ ભરેલુ હોય ને બીજો ભૂખ્યો હોય, પણ એને એ આપે નહિ અને સતાડવામાં આનદ માને-પોતે માગે છે, પોતે માગે ને જો કોઈ ન આપે, તો તેને ખરાબ કહે છે, અને પોતે માગે એટલે જે કોઈ આપે, તેને સારો કહે છે, પણ જ્યા રોટલો

પોતાને મળે એટલે દાબી રાખે છે ભૂખ્યો માગે તો ય આપતો નથી આ તો ભિખારીનો દાખલો છે, પણ આવું કરનારા ને શાહુકારમા ગણાનારા કેટલા? ત્યારે જે કોઈ એવા હોય, તે કેવા કહેવાય? ધનાદિક વગરના હોય તે તો ભિખારી કહેવાય, પરન્તુ જેમની પાસે ધનાદિક છે તે આવું કરે છે, તે તો મહા ભિખારી કહેવાય ને? તમે એમ માનો છો કે-જેમની પાસે પેટમા નાખવાને કાઈ છે નહિ અને એથી જેઓ માગે છે, એટલા જ ભિખારીઓ છે? એ સિવાય કોઈ ભિખારી જ નથી? પેલા તો બીચારા ખાવાનું ન હોય ને પેટ માગતુ હોય, એટલે ન માગે તો શું કરે? પણ જેમના પેટ ભરેલા છે, છતા જેઓ ફાં-ફા માર્યા જ કરે છે અને જે મળે તે સતાડી દે છે, એ મોટા ભિખારી નથી? તમે હુશીયાર એટલે સીધુ માગતા નથી, પણ તક મળે તો તમે આડે હાથે લઈ લો છો કે જતુ કરો છો?

આવી રીતિએ દુનિયા હાલે?

પેલા વાણિયાએ જેમ ધનની બાબતમા સાચે સાચી વાત કહી દીધી, તેમ મારવાની બાબતમા પણ સાચે સાચી વાત કહી દીધી લૂટારૂઓએ પૂછ્યુ, એટલે કહી દીધુ ને? તમારા ઉપર વિશ્વાસ મૂકીને કોઈ તમને એની વાત કરે અને પછી તમારા હૈયાની વાત પૂછે, તો તમે સાચે સાચુ બોલો ખરા? જેમા તમને લાગતુ-વળગતુ હોય, તેની આ વાત છે! મનમા નક્કી કર્યું હોય કે-આને ઠેકાણે પાડવો છે, છતા કહે શું? 'તારે માટે તે મારા મનમા આવું હોય?' આવું ચાલે છે ખરું ને? આવી રીતિએ દુનિયા હાલે?

બધુ ય ચાલે તો ખરૂં, પણ એમાથી સારૂ પરિણામ નિપજે નહિ સદ્‌ગૃહસ્થાઈ ભાગી જાય

લૂટારાઓને હવે એમ તો લાગે છે કે-વાણિયો ગાજ્યો જાય એવો નથી શકા પડે છે કે-બહુ જબરો હશે તો ? એટલે લડવાની વાત તો હમણા ભૂલાઇ ગઇ અને પૂછે છે કે-' શુ તૂ તારા ત્રણ બાણોથી અમને ત્રણેયને મારી નાખી શકશે ? '

વાણિયો કહે છે કે-' એમા જરા ય શકા રાખવા જેવું નથી આજે તમે ત્રણમાથી એકેય જીવતો જઈ શકો, એવું મને તો લાગતુ નથી આમ છતાં ય, કોઈ ભવિતવ્યતાના યોગે હું માર્યો જાઉ, તો તેની પણ મને ચિન્તા નથી હુ તો ગૃહસ્થ છુ પૈસો આપી જાણુ, પણ લૂટાઈ ન જાણુ ! '

## આજનાઓ લૂટાઈ જાણે પણ આપી ન જાણે

છે કાંઈ કહેવાપણુ ? એ કહે છે કે-પૈસો આપી જાણુ પણ લૂટાઈ ન જાણુ, જ્યારે આજે પ્રાય એથી ઊલટી સ્થિતિ છે કે-લૂટાઈ જાણે પણ આપી ન જાણે ! એટલે તમારે આશરે જેટલા છે, તે બધા ભયમા તો ખરા ને ? જો આવી સ્થિતિ હોય, તો ન પરણેલાઓ ન પરણે તો સારૂં ને ? નમાલાઓ ઘર માડે તે સારૂં કે ઘર ન માડે તે સારૂં ? એવાઓને તો અમે પણ ન સઘરીએ ભોગનો ને પરિગ્રહનો ભૂખ્યો ને પાછો નમાલો, એ અહીં ન ચાલે ! તમને લાગે છે કે-જેમણે હજુ માડ્યુ નથી, તેમણે માડવા જેવું નથી અને જે માડી બેઠા છે તેમણે હવે લાળા-પહોળા થવા જેવું નથી ! ? ગૃહસ્થો તો એવા હોય કે-એમને ત્યા લૂટારૂઓને આવતા લૂટારૂઓના પગ ધ્રુજે ગૃહસ્થના દ્વાર લૂટારૂઓને માટે બધ હોય, પણ

દીન-દુઃખી, જરૂરથી પીડાતાઓ, એ વિગેરેને માટે તો ખુલ્લા હોય ને ? ગૃહસ્થના દ્વારો જો એવા ખુલ્લા રહેતાં હોત, તો પ્રાય લૂટારુઓ પાકત નહિ ! શાસ્ત્રોમાં આગળના કાળના વર્ણનો આવે છે તેમાં લખે છે કે-ચોરી ચન્દ્ર પુસ્તકમાં હતો પણ જીવનમાં નહોતો ગૃહસ્થ છે, એટલે જેને જરૂર પડે તે એની પાસે જ માગવા આવે ને ? ગૃહસ્થ સુખી હોય ને કોઈ માગે, તો તેને એ આપ્યા વિના રહે નહિ તમારે ઘેર કોઈ માગવા આવે, તો તમારી શક્તિ મુજબ પણ આપો ને ? એક હાથે આપો કે બે હાથે ? દેવુ એક હાથે ય ગમે નહિ અને લેવુ બેય હાથે ગમે, એમ જ છે ને ? કારણ ? શિક્ષણ એવુ મળ્યું છે ઘરે, નિશાળે અને અનુભવના સ્થાનોએથી જે શિક્ષણપાઠ અપાયો જોઇતો હતો, તેને બદલે તેથી ઊલટો શિક્ષણપાઠ અપાયો છે એથી એવી ઉંધી માન્યતા કેળવાઈ જવા પામી છે અને કેળવાઈ રહી છે કે-આજની સ્થિતિમાંથી સારી સ્થિતિ પેદા કરવામાં ઘણી મુશ્કેલીઓ નડયા વિના રહે નહિ

<u>આવાથી ઇતિહાસ ઉજળો લખાવાનો છે ?</u>

વાણિયો કહે છે કે-' તમે માગો તો આપવામાં મને વાંધો નથી, પણ હુ જીવતો રહુ અને તમે આ ધન મારી પાસેથી લૂટી જાવ, એ બનવાનું નથી ' એની વાત શી છે ? તમારી જોડે લડતા હુ મરી જાઉં અને તે પછી તમે આ ધન લઈ જાવ તો વાંધો નહિ, પણ તમે લૂટો ને હું જોયા કરૂં એ ન બને હુ જીવતો લૂટાઉં ને પછી ઘરે જાઉં, તો બાયડી પૂછે કે-' શું થયુ ? ' ત્યારે, હુ એમ કહુ કે-' મને

લૂટી લીધો ?' પછી બાયડી એમ ન પૂછે કે-' જો આજે આમ લૂટાઈ ગયા, તો કાલે કોઈ મને લૂટવા આવશે તો શું કરશો ?' તે વખતે એમ કહેવુ કે-' તને ય આપી દઈશ ?' આ તો એક કલ્પના છે, પણ તે વિચારવા જેવી છે ને ? બાયડી ન રાખવી તે ધર્મ, પણ રાખી તો તેને અવસરે ન બચાવવી એ ધર્મ નહિ એ વખતે તો જરૂર લાગતા ગૃહસ્થ બળ પણ બતાવે ને ? અને બળ બતાવતા મરવુ પડે તો મરે પણ ખરો ને ? બધુ રાખીને બેસે ને જ્યારે કોઈ લૂટવા આવે ત્યારે બધાને લૂટાવા દઈને ભયનો માર્યો ભાગી જાય, તે ચાલે ? ગમે ત્યાં મરવુ પડે, પણ નિર્ભયપણે મરવુ છે કે હાયવોય કરીને મરી જવુ છે ? હાયવોય ઘણી ને ભયનો પાર નહિ, એવા માણસોથી ઇતિહાસ ઉજળો લખાવાનો છે ? રક્ષણ કરવામા ય વિવેક જોઈએ અને ત્યાગમા ય વિવેક જોઈએ એટલે જ્યા સુધી પ્રજાને સાચી શિક્ષા નહિ મળે અને આ જાતિના આંદોલનો ફેલાવા પામશે નહિ, ત્યા સુધી જગતનુ કલ્યાણ થવાનું નથી

## આસક્તિ ઓછી હતી

વાણિયાએ લૂટારાઓને કહી દીધુ કે-મારે મરવુ પડે તો હુ મરવાને તૈયાર છુ, પણ મારૂ એકેય બાળ ખાલી ન જાય એની મારા હૈયામા પૂરેપૂરી ખાત્રી છે. વાણિયાની આ વાતને સાભળ્યા પછી તો, પેલા ત્રણનો આને લૂટવાનો ઉત્સાહ એકદમ નબળો પડી જાય છે, કેમ કે-એ ત્રણેય એક ધ્યેયને માટે જીવતા હતા એમના હૈયામા એક મોટી ભૂખ હતી અને એથી એમને જીવવાનો લોભ ઘણો હતો. એમની આ

મોટી હતી, તેથી એમને મરવાનો ડર વધારે હતો વાણિયાને આસક્તિ ઓછી હતી, તેથી મરવાનો ડર પણ ઓછો હતો. વાણિયાને આસક્તિ ઓછી હતી, એટલે તે દાનમા દેવાને તૈયાર હતો અને નહિ લૂટાવાને માટે મરવુ પડતુ હોય તો મરવાને પણ તૈયાર હતો આવી રીતિએ મરવાને તૈયાર થવા કરતા, સર્વ સગોને તજીને જીવવુ એ સારૂ છે–એમ એ માનતો હતો, પણ સર્વ સગોને તજી શકવાની શક્તિ નહોતી અને લૂટાવામા તો કાયરતા છે, જે કાયરતા તેનામા નહોતી તમે ગૃહસ્થ છો એટલે તમારી પાસે ધન વિગેરે હોય, તમારામા આસક્તિ પણ હોય, પણ તમારી આસક્તિ જોરદાર છે કે નબળી છે ? સદ્ગૃહસ્થાઈને જીવવાને માટે આસક્તિ તો ઘટવી જ જોઈએ તમે ધન વિગેરેને ન સઘરો તો સારૂ, જરૂરીયાતો ઉપર જેટલો વધારે કાબૂ મેળવો તેટલુ સારૂ, પણ રાખો તો ય આસક્તિ તો જેમ બને તેમ ઘટાડો આપણે રાખ્યુ છે, તે એ માટે કે–અવસરે આપણો પણ નિર્વાહ થાય અને કોઈના પણ ઉપયોગમા આવી શકાય, એવુ તમારા મનમા છે ? એવાને અધિક મેળવવાને માટે ભયકર અનીતિને આચરવાની રહે નહિ પણ લોભ શુ કહે છે ? ખૂબ જોઈએ લોભ ભલે એવી શિખામણ આપતો હોય, પણ તમારે એવો નિયમ છે ખરો કે–'અમુક રીતિએ તો પૈસો નહિ જ જોઈએ ?' પૈસો રાખુ ખરો, પૈસો મેળવુ ખરો, પણ એને માટે અનીતિ તો કરૂ જ નહિ કેમ કે–પૈસો રાખવો એ ય પાપ છે, પૈસો મેળવવો એ ય પાપ છે અને પૈસો ભોગવવો એ ય પાપ છે એ પાપ છે અને એ પાપ એવુ છે કે–બીજા પણ ઘણા પાપ કરાવે આવી તમારા હૈયામા ખાત્રી છે ?

વાણિયાને તો એ બધી વાતની ખાત્રી હતી અને એ એમ પણ જાણતો હતો કે—આ તો નાશવત છે આથી એની આસક્તિ જોરદાર નહોતી અને એને લીધે એને ગૃહસ્થને છાજતી રીતિએ મરવુ પડે તો મરવાનો ભય નહોતો

બીજી ભૂમિકાનો ત્યાગ

એ પરિગ્રહનો સગ્રહ કરનારો જરૂર હતો, એનામા ભોગની ને પરિગ્રહની ભૂખ પણ જરૂર હતી, એથી એ ભોગનો ને પરિગ્રહનો સગી પણ હતો, પરન્તુ એની ધનમા ને ભોગસુખમા આસક્તિ ઓછી હતી અને એને લીધે એનાથી જગતની કોઈ પણ સ્ત્રી નિર્ભય હતી કોઈ પણ સ્ત્રીને, કોઈ પણ સ્થળે ને કોઈ પણ સયોગોમા એના તરફથી શકા રાખવાને કારણ નહોતુ. નાની, મોટી ને સરખી વયની—બધી સ્ત્રીઓ એનાથી સર્વથા નિર્ભય હતી શાથી ? એની આખમા જ્યા ત્યા વિકાર આવે જ નહિ તમને કોઈ ધન સાચવવાને સોપી જાય, તો ય તે નિર્ભય ? કોઈ તમને પોતાની વહુ કે દીકરી સોપે, તો તે તમારાથી નિર્ભય રહી શકે ને ? રસ્તામા ગમે તેવી સ્ત્રી મળે, તો ય તમારી આખ ઉપર તો તમારો બહુ કાબૂ રહે છે ને ? તમે પરિગ્રહને રાખ્યો છે અને ભોગોને ભોગવો છો, એ છોડવાની આજે તૈયારી પણ નથી, છતા એની અતિ આસક્તિથી તો તમે આઘા છો ને ? અને એથી તમે મર્યાદાએ સ્વીકારવાને ય તૈયાર છો ને ? આ દેશથી ત્યાગ છે સાચી સદ્‌ગૃહસ્થાઈ અથવા સાચુ નાગરિક જીવન આ છે પરમાદર્શને સિદ્ધ કરવાને માટે જે જીવનની જરૂર છે, તેવા જીવનની ... મવ

અબ્રહ્મ, છતા પ્રેમ બ્રહ્મચર્યનો હોય કરે લોભ, પણ પ્રેમ ત્યાગનો હોય સઘરે પરિગ્રહ, પણ પ્રેમ અપરિગ્રહપણાનો અને દાનનો હોય હિંસાદિ ન છૂટકે કરે, પણ પ્રેમ અહિંસાદિનો હોય આ બધુ એ ભાગ્યશાલિમા હતુ એથી એ ગમે ત્યા પણ સુસ્વસ્થ રહી શકતો હતો

ઉડતા નિર્દોષ પક્ષિને હુ મારૂ નહિ

પેલા ત્રણ લૂટારાઓને એમ થાય છે કે–' કેવો જબરો માણસ છે ? એની કળા તો જોઇએ ' કહે છે કે–' હવે અમારે તને લૂટવો નથી, પણ તારી કળા જરૂર જોવી છે. તૂ જો પેલા ઉડતા પક્ષિને તારા બાણથી વીધી નાખે, તો અમે તને વચન આપીએ છીએ કે–તને અમે લૂટીશુ તો નહિ, પણ તને ભૂલીશુ ય નહિ '

વાણિયો કહે છે કે–' અહી પણ તમે ભૂલ્યા નિર્દોષ પક્ષિને મારવાને માટે આ બાણ રાખ્યું નથી આવા મુગા પક્ષિને હુ મારૂ ? બીચારૂ મોજથી આકાશમા ઉચે ઉડી રહ્યુ છે, એને આપણાથી મરાય કેમ ? એના જીવને એ જીવે છે, તેમા એનો નાશ હુ શુ કામ કરૂ ? હાલતા ચાલતા કોઈ પણ નિરપરાધી જીવને નહિ મારવાનો તો મારે નિયમ છે તેમા ય આવા પક્ષિને તે માણસ થઈને આપણાથી મરાય ? અપરાધિને પણ મારવા પડે, એ કાંઈ મને ગમતુ નથી તમને ય મારવા પડત, તો તે મારે લાચારીથી મારવા પડત. તમે અપરાધ કરવાને તૈયાર થયા અને જો તમે મારો અપરાધ કર્યો હોત, તો હુ તમને જરૂર મારત, પણ મને મનમા શુ થાત ? ' મારે આ હિંસાનુ પાપ એથી કરવુ

પડ્યુ કે–હુ પરિગ્રહના પાપમા ફસેલો છુ હુ જો પરિગ્રહનો ત્યાગી હોત, તો મારે આવી માણસની હિ સા કરવાનો વખત આવ્યો ન હોત.' કમનશિબે હુ પરિગ્રહનો ત્યાગી નથી અને તમે મને લૂટી લો ને હુ લૂટાવા દઉ, એ મને છાજતુ નથી તેથી જ મારે તમને, તમે જો મારો અપરાધ કરો તો મારી નાખવા એવો નિર્ણય કરવો પડયો અને લાગ્યું કે–' હુ લૂટી જવા દઉં એ મને છાજે નહિ અને તમે લૂટવાનો પ્રયાસ કર્યા વિના રહો નહિ, એટલે જ હુ તમને મારવાને તૈયાર થયો બાકી તમે દાનમા માગત તો આપી દેવાની મારી તૈયારી જ હતી તમે જો દાનમા માગ્યું હોત, તો હુ તમને જરૂર આપત અને મારે તમને મારી નાખવાનો નિર્ણય કરવો પડત નહિ આ મારા હૈયાની વાત છે. આમા, હુ તમે કહો એટલે ઉડતા પક્ષિને બાણ મારૂં, એ બને કેમ ? પશુ-પક્ષિઓનુ તો માણસે રક્ષણ કરવાનુ હોય કે તેમને મારવાના હોય ? '

ત્રણે ય લૂટારાઓ વાણિયાની આ વાતને સાંભળીને તો સ્તબ્ધ બની ગયા આવો બળવાન, આવો નિર્ભય અને તે સાથે પાછો આવો નિયમવાળો ? એ કહે છે કે–' પણ તારી કળા તો અમારે જોવી જ છે.'

વાણિયો કહે છે કે–' બતાવુ ' અને એમ કહીને એણે નિર્દોષપણે પોતાની કળા બતાવી ય ખરી

ત્રણે ય સમજી ગયા કે–આપણે આની સાથે લડયા નહિ, તે જ સારૂં કર્યું

<u>વનરાજને ચરણે બધુ ધન મુકી દીધુ</u>

વાણિયાએ ' દાનમા આપી દઉ '–એવી જે વાત કહી

હતી, તે પણ એટલી જ સાચી હતી યોગ્ય લાગે તો બધુ આપી દેવાને માટે પણ એ તૈયાર હતો એ પણ આગળના એના વર્તનથી સાબીત થઈ જાય છે

ત્રણે ય લૂટારાએ બહુ ખુશ થઈ ગયા છે એમને લાગ્યું છે કે–માણસ બધી રીતિએ ઉચો આવો માણસ શોધ્યો જડવો મુશ્કેલ પડે આથી પૂછે છે કે–'તારૂ નામ શું ?'

આ કહે છે કે–' મારૂ નામ ચાપો '

લૂટારાએ કહે છે કે–' જ્યારે તૂ એમ સાભળે કે વનરાજ ગાદીપતિ બન્યો છે, તે દિવસે તૂ જરૂર આવજે વનરાજના રાજ્યમા મહા અમાત્યનુ સ્થાન તારે માટે અનામત રહેશે '

આ સાંભળીને વાણિયો એકદમ ચોકી ઉઠયો છે કે– 'વનરાજ આ ? વનરાજ આવી હાલતમા ?'

અત્યાર સુધી શૌર્યથી વાતો કરનારો વાણિયો ગળગળો થઈ ગયો એની આખો ભીજાઈ ગઈ વનરાજ જેવાની આવી દુર્દશા ? પૂછે છે કે–' તમારે આવો વખત આવી લાગ્યો ?'

પેલા કહે છે કે–' અમારા સયોગોએ અમને આવી હાલતમા મૂકી દીધા છે શત્રુના મારાએ પાછળ ભમે છે અમારી પાસે પૂરતુ સાધન નથી માગી શકીએ એવી અમારી સ્થિતિ નથી માગીને જીવવુ તે કરતા તો મરવુ સારૂ સાધન જોઈએ, મગાય નહિ, ત્યારે કરવુ શુ ? અમારી જાતને શોભે એવો આ ધધો લાગ્યો, માટે લૂટ ચલાવવી પડે છે '

વાણિયો કહે છે કે–'સારૂ થયુ કે તમે મળી ગયા ને ઓળખાઈ ગયા '

આમ કહીને, તે, પોતાની પાસે જેટલુ ધન હતુ, તે બધુ વનરાજને ચરણે મૂકી દે છે અને કહે છે કે-'આ બધુ તમારૂ જ છે હવે લેવામા વાધો નથી, કેમ કે-હુ ધરી દઉ છુ આ બધુ ય લઈ લો અને હજુ પણ જ્યારે ખપ પડે ત્યારે તમે ખૂશીથી મને યાદ કરજો હુ ય તમારો ને મારૂ બધુ ધન પણ તમારૂ '

## શેરીનો શેઠ

કહો, વાણિયાની દેવાની વાત, એ વાત માત્ર હતી કે અવસરે એ બધુ ય પોતાનુ આપી શકે તેવો હતો? તમે કદાચ ' દેવુ જોઈએ '-એવી વાત કરો ખરા, પણ દેવા જેવુ હોય ત્યા ઉદારતાથી દઈ શકો ખરા? આ કાળમા દેવાની જરૂર ઓછી છે, માટે તમે નથી દેતા કે તમે નથી દેતા એમા કારણ, તમારી આસક્તિ જોરદાર છે-એ છે? આ કાળે દેવાની ઘણી જરૂર છે અને સયોગો ય એવા છે કે-બહુ સઘરવા જેવુ નથી આ કાળ ધન રાખીને બેસવા જેવો છે ખરો? રાજાઓના રાજ્ય ગયા અને તમારી મુડી શાશ્વતી છે? એવી રીતિએ ધનનો વ્યય કરતા થાવ કે-કોઇ તમારી સામે આગળી ચીધી શકે નહિ અને કોઇ આગળી ચીધે તો હજારો માણસો તમારી પડખે ઉભા રહે!

શેરીના શેઠને માથે આફત આવે ને આખી શેરી જે શેઠની પડખે ઉભી ન રહે, તો એ શેરીનો શેઠ શાનો? શેરીનો શેઠ કેવો હોય? એની શેરીમા કોઇને દુ ખ હોય ને એની આને ચિન્તા ન હોય, એ બને નહિ શેરીના માણસોની એ કાળજી રાખે શેરીના માણસોની એ ભીડ જેને

જરૂર પડે તે લેવા આને ઘેર આવે અને માગવા આવેલો નિરાશ થઈને જાય નહિ આજે એવા શેઠ નથી, તો શેઠની પડખે પણ કોઇ નથી ને ?

રૌહિણેય ચોર

પૂર્વકાળમા તો ચોરો, લુચ્ચાઓ પણ પોતાના વસવાના સ્થાનોએ એવા રહેતા કે-સૌને એ સદ્‌ગૃહસ્થ લાગે ગામ એ જાણે નહિ કે-આ ચોર છે ગામને તો એવી ખબર હોય કે-આ સુખી માણસ ભાગ્યાનો ને ભૂખ્યાનો ભેરૂ છે દુ ખી માણસોનો આશરો છે-એમ લાગે, એવો એનો વર્ત્તાવ હોય

શાસ્ત્રોમા રૌહિણેય નામના ચોરનો પ્રસગ આવે છે એ એવો ચોર હતો કે-પ્રજા એનાથી ત્રાસી ઉઠી છે અને રાજ્યના દણ્ડપાલો પણ એનાથી થાકી ગયા છે કોઈ એને પકડી શકતુ નથી અને દહાડે દહાડે એનો ઉપદ્રવ વધતો જાય છે.

રાજા શ્રેણિક પાસે ફરીયાદ પહોચે છે રાજા ઘણો ગુસ્સે થઈ જાય છે, પણ રાજ્યનો નગરરક્ષક કહે છે કે-' એ નથી કોઈથી મરે એવો કે નથી કોઇથી પકડાય એવો '

આખર અભયકુમારની યુક્તિથી એ ચોર પકડાઇ તો જાય છે, પણ એનો ગૂન્હો સાબીત થવો જોઈએ ને ?

રૌહિણેય ચોર તો કહે છે કે-' હુ સાવ નિર્દોષ છુ મારા જેવા સારા માણસને તમારા માણસોએ ખોટી રીતિએ પકડ્યો છે હુ અમુક ગામનો છુ મારૂ નામ અમુક છે હુ ત્યા કુટુબ સાથે રહુ છુ કારણવશાત્ તમારા નગરમા આવેલો અને એક રાત રહીને પાછો મારે ગામે જતો હતો, ત્યા તમારા રક્ષકોએ મને ચોરની જેમ પકડી લીધો અને આપની પાસે લઈ આવ્યા. '

રાજાએ એને ગામ તપાસ કરાવી એને લઈ જઈને, બતાવીને, ગામલોકોને પૂછયું, ત્યારે લોકો કહે છે કે-' આ તે ચોર હોય ? આ તો અહીંના વતની છે ગૃહસ્થ માણસ છે '

છે ચોર, ખરેખરો ચોર છે, છતાં એ જ્યાં રહેતો હતો ત્યાં એની ખ્યાતિ આવી હતી ! અભયકુમાર જોવાને થઈ ગયું છે કે-' કુશળતાથી ઠગએલા દંભના પારને તો બ્રહ્મા ય પામી શકે નહિ ! ' એક કાળમાં ચોર પણ આવું જાળવતા જો કે-એમ દંભ રૂપે નારા રહેવું એ ઘણું ખરાબ છે, પણ એમાંથી શીખવા જેવું તો છે ને ?

તમે જે શેરીના છો, તે શેરીમાં તમારી આવી આબરૂ છે ? તમે પકડાઈ જાવ, તો તમારી શેરીમાંથી તમારી તરફેણમાં કોણ સાક્ષી પૂરવા આવે ? કદાચ સૌ એમ કહે કે-' એ એ જ દાવનો હતો !' જે ધનના યોગે આવી બેઆબરૂ થાય, એવા ધનમાં દવ મૂકવો છે ? આ કાળ તો એવો છે કે-જેની પાસે ધનની શક્તિ હોય, તે જો ઉદાર બની જાય, તો જગતને માટે આશીર્વાદ રૂપ થઈ જાય

## ઔાર્ડ હૈયે પહેલું ને બહાર પછી

તમે બધા જો બીજી ભૂમિકાના જીવનને જીવનારા બનો, તો કયી હવા ફેલાય ? પણ એ માટે ભોગની ને પરિગ્રહની ભૂખ ઉપર કાબૂ મેળવવો પડે, ધનાદિક ઉપરની આસક્તિને ઘટાડવી પડે આખી ભોગની ને પરિગ્રહની ભૂખમાં ને ભૂખમાં જીંદગી પસાર કરી નાખવી હોય તો તમે જાણો એમાં કાંઈ તમને લાભ નહિ થાય અને હાનિ જરૂર થશે ભોગની ને પરિગ્રહની ભૂખમાં રીબાતે રીબાતે તો અત્યાર સુધીમાં અનન્તા

મર્યા છે, વર્ત્તમાનમા પણ ઘણા મરે છે અને ભવિષ્યમા ય અનન્તા મરશે આપણે પણ ભૂતકાળમા એવા મરણોને કદાચ અનન્તાનન્ત વાર પામ્યા હોઈશુ ને? પણ હવે તો આપણો નિર્ણય છે ને કે–આ વખતે તો આપણે એ પ્રકારના મરણે મરવુ નથી? આપણે તો હવે ભોગની ને પરિગ્રહની ભૂખને કા તો મારીને મરવુ છે, કા તો એ ભૂખ ઉપર કાબૂ મેળવીને એ ભૂખને મારવાની ભાવનામા મરવુ છે! એટલે હવે આ વાતના ઘરે ઘરે બૉર્ડ લાગી જવાના ને? કેવા? ‘ભોગની ને પરિગ્રહની ભૂખે આપણને પાયમાલ કર્યા છે એ ભૂખ મારવા જેવી છે એ ભૂખ એકદમ મરે તેવી નથી, માટે ક્રમે ક્રમે પણ એ ભૂખ મરે એ હેતુથી એના ઉપર કાબૂ મેળવ્યો છે આજથી અમુક-અમુક અંશે હિંસાનો પણ ત્યાગ, અસત્યનો પણ ત્યાગ, ચોરીનો પણ ત્યાગ, વિષય સુખનો પણ ત્યાગ અને પરિગ્રહનો પણ ત્યાગ! સદ્ગૃહસ્થાઈને ન છાજે એવુ એક પણ કામ હવે હુ કરૂં નહિ!’ આવુ બૉર્ડ લાગશે? બનવાટી નહિ જોઈએ! શહેરમા બૉર્ડો તો ઘણા છે, પણ એમા સાચા કેટલા? એક જ ભાવ, ગ્રાહકને સંતોષ, પ્રમાણિકતા-વિગેરેના સૂચક બૉર્ડોમા ઘણા બનાવટી છે ને? આપણે તો બનાવટી નહિ, સાચુ બૉર્ડ લગાવવુ છે પહેલુ હૈયે ને પછી બહાર

કાબૂની જરૂર

તમે જોયું ને કે–એ મહાભાગ વણિકનો હિંસા ઉપર પણ કાબૂ હતો, અસત્ય ઉપર પણ કાબૂ હતો, ચોરી ઉપર પણ કાબૂ હતો, વિષયસુખ ઉપર પણ કાબૂ હતો અને ધનાદિકના મમત્વ ઉપર પણ કાબૂ હતો ઉપરાન્ત, ક્રોધ આદિ ઉપર

પણ એનો કાબૂ હતો, એ પણ તમને દેખાયુ ને? લૂટારાઓએ એને રોક્યો, બધુ ધન આપી દેવાનું કહ્યુ અને પછી લડવાને તૈયાર થવાનુ પણ કહ્યુ, તે છતા પણ એ જરા ય ગુસ્સે થયો નથી બીજો હોય તો એકદમ લાલ પીળો થઇ જઈને ગમે તેમ બોલી નાખે ને? બળ હતું, કળા હતી, ગાજ્યો જાય તેવો નહોતો, છતા પણ એ સ્વસ્થ રહ્યો શાથી? ક્રોધ ઉપર પણ કાબૂ હતો માટે ને? આજે તો જરાક ઠીક સ્થિતિ હોય, તો વાત વાતમા ગુસ્સે થઈ જાય, પાચ-પચીસ ગાળો ય દઈ દે અને 'જોઈ લઈશ હુ'-એમ પણ કહી દે પછી જો કોઈ કહે કે-'તમે આમ કર્યું તે ઠીક કર્યું નહિ' ત્યારે આ ભાઈ બહુ સારો હોય તો એમ કહે કે-'મને એવો ગુસ્સો આવી ગયો કે મગજ ઉપર કાબૂ ન રહ્યો' જેણે આ બીજી ભૂમિકાને જીવનમા જીવવી હોય, તેણે બધી રીતિએ કાબૂ વાળા બનવુ જોઈએ પરિગ્રહાદિમા પરિમીત બની જવું જોઈએ અને જીવનને નિયમનોવાળુ જીવવું જોઈએ

ત્રીજી ભૂમિકાનુ ધ્યેય

ત્રીજી ભૂમિકામા શું છે? પરમાદર્શ જ સાધવા યોગ્ય છે, એમ લાગે હોય સંસારમાં, ભોગવે ભોગાદિ, પણ મનનુ વલણ હોય પરમાદર્શ તરફ કદાચ કાંઈ તજી શકે નહિ, તો પણ એને 'સર્વત્યાગમય સાધુજીવન એ જ યોગ્ય જીવન છે'-એમ લાગ્યા કરે 'પોતે જીવવા લાયક જીવનને જીવી શકતો નથી'-એનો એને ખ્યાલ પણ હોય અને 'ક્યારે એવુ જીવન પમાય'-એ એનો મનોરથ હોય દેવને, ગુરૂને અને ધર્મને એ બરાબર સાચા સ્વરૂપે માનનારો હોય વીતરાગ

જ સાચા દેવ હોઈ શકે, વીતરાગે કહેલા યોગમય જીવનને જીવનારા ત્યાગિઓ જ સાચા ગુરૂઓ કહેવાય અને એમનો કહેલો ધર્મ જ જીવનમા જીવવા લાયક છે,–આવું એના હૈયે બરાબર બેઠેલુ હોય આવા દેવને,આવા ગુરૂને અને આવા ધર્મને સેવ્યા વિના, પરમ પદની પ્રાપ્તિ રૂપ પરમાદર્શ સધાય જ નહિ, એમા એને અંશ માત્રે ય શંકા ન હોય હૈયું આવું, છતા એ ઘરમા કેમ બેઠો હોય ? ઘરમાં બેઠે ય હિંસાદિનો એણે દેશથી ત્યાગે ય ન કર્યો હોય, તો તે કેમ ન કર્યો હોય ? કહેવુ પડે કે–' છોડી શકાતુ નથી માટે !' છોડવું નથી–એમ નહિ જ છોડવુ છે જ, પણ–છોડી શકાતુ નથી માટે ! ઘરમા બેઠેલો હોય, પણ ઘર જાય તો મુઝાઈ જાય એવો એ ન હોય, કેમ કે–એ મારૂ નહિ–એનુ એને ભાન હોય એ આમ મૂકી શકે નહિ, પણ જાય કે મૂકવુ પડે ત્યારે ય એની શાન્તિનો ભંગ થાય નહિ એમા રાગાદિના જોરે ભૂલ થાય એ બને, તો પણ જ્યા ખ્યાલ આવે એટલે એને પોતાની ભૂલ પણ બરાબર સમજાઈ જાય ! એણે આત્માને ઓળખેલો હોય, પરમાત્માને ઓળખેલા હોય અને સમસ્ત જગતને ઓળખેલુ હોય આત્મા અને પરમાત્મા આદિને બરાબર ઓળખી શકે–એટલી યોગ્યતા એના આત્મામા પ્રગટી જ હોય ભોગાદિકના સંગમાં જીવવા છતા પણ, એ સાવ ચેતીથી જીવતો હોય

જીવતા મેળવેલો કાબૂ મરતાં સહાયક બનશે :

તમે આજે ઘરને તજતા નથી, પણ ઘર જાય તો તમે મુઝાઓ નહિ ને ? મરતા મૂકવુ પડે તો મૂકીએ, પણ તે

કેવી રીતિએ ? મરતા ય, આ બધાને, હસીને-સમતાપૂર્વક મૂકી શકે ખરા ? જીવતાં, સાવચેતી રાખવી હોય તો રાખી શકાય-એવા કાળમા પણ, જે હસીને-સમતાપૂર્વક મૂકી શકે નહિ, તે મરતા હસીને-સમતાપૂર્વક મૂકી શકે, એ કેટલું બધુ મુશ્કેલ છે ? મરતા પીડા કેટલી ? એ વખતે સાવચેતી રહેશે ? અત્યારે જો કાબૂ મેળવ્યો હશે, તો તે વખતે એ બહુ સહાયક થઈ જશે ભોગની ને પરિગ્રહની ભૂખ મરે અને બધા સગથી છૂટી જઈને સર્વથા નિષ્પાપ જીવન જીવનારા બની શકાય, એ અત્યારે બને એવુ નથી; પણ આપણે વિચારી આવ્યા તેવો, પેલા વાણિયાના જેવો કાબૂ મેળવીને જીવવાનુ તો, બની શકે એવું છે ને ? હવે તો તમે ભોગની ને પરિગ્રહની ભૂખવાળા છતાં એના ઉપર કાબૂવાળુ જીવન જ જીવવાના ને ? અત્યાર સુધી ગમે તેમ હોય, પણ હવે તો તમે પરનારી-સહોદર જ ને ? પોતાની સ્ત્રી સિવાયની જેટલી વૃદ્ધ સ્ત્રીઓ તે બધી માતા સમાન, જેટલી યુવતીઓ એટલી બધી બહિની સમાન અને જેટલી બાળાઓ તેટલી બધી પુત્રી સમાન ? કોઈ પણ પરસ્ત્રી પ્રત્યે, એ સિવાયનો બીજો કોઈ ભાવ આવે જ નહિ, તેવો કાબૂ મેળવવાની ખૂબ જ તાલાવેલી ને ?' ધનની બાબતમા પણ નિર્ણય કે-એ રાખવા જેવુ તો નથી જ, પણ ગૃહસ્થ છુ એટલે અમુક મર્યાદામા રાખ્યા સિવાય છૂટકો નથી, પણ એમા ય જેટલુ નીતિથી આવે એટલું જ કલ્પે ! ? એથી અધિક નહિ ને ? પછી ચોરીનુ કારણ ઉભુ ન રહે શાહુકાર ગણાતાઓના હાથે પણ આજે કેટકેટલા પ્રકારની ચોરીઓ થાય છે ? તમને એનો અનુભવ તો છે ને ? શાહુકાર ગણાતાઓ

પણ તોલ, માપ વિગેરેમાં ચોરી કરે એ સંભવિત છે, પણ તમારે તો હવે એનો ત્યાગ જ ને ?

આજે તો મોટે ભાગે મોટા ચોરોએ
નાના ચોરોને સજા કરવા માંડી છે

આજે, મોટે ભાગે જગતમાં ચોર કોણ મનાયા છે ? ખીસ્સાકાતરૂ, ઘરફોડ કરનારા, એ વિગેરે જ ને ? એ સિવાયના તો કોઈ ચોર છે જ નહિ ને ? બીજા ચોર નથી કે બીજા ચોર ગણાતા નથી ? ચંપલ કોણ ઉપાડતું હશે ? જેને ચંપલ ઉપાડવાનું મન થાય, તે કેવો હોય ? ગરીબ જ ને ? ત્યારે જેની પાસે ધન હોય, તે ખીસ્સાકાતરૂનો ધંધો કરે ? ઘર પણ કોણ ફાડે ? સાધનવાળો કે સાધન વગરનો ? ધનાદિક હોય તો આ કરવું ગમે એવું છે ખરૂં ? નહિ, તો આ બધું પ્રાય ભૂખની પીડામાંથી ઉભું થાય છે, એમ નથી લાગતું ? એવા બધા તો એ ચોરીઓ કરે, પણ એ સિવાયની ચોરીઓ ઘણી ચાલે છે એ કોણ કરે છે ? બીજી બધી ચોરીઓ તમારા જેવા કરે ને ? તમારા જેવાને કોઈથી ચોર કહેવાય નહિ અને તમે બધા પેલાઓને ચોર કહ્યા વિના રહો નહિ. આ તો બધા એવા કે–કોઈ ચંપલ ચોરતો જો પકડાઈ જાય, તો બધા ભેગા થઈને મારવા માંડે પાસેથી જતો હોય તે ય કહે કે–' મારો એને ' કેટલાક તો માગનાર ભેગા મારવા લાગે પણ કોઈ ડાહ્યો એમ કહે ખરો કે–' આઘા રહો પૂછો તો ખરા કે એને ચંપલ ચોરવાનો વખત કેમ આવ્યો ? ' કોઈ એવાને એનું કાંડું પકડીને ઘેર લઈ જાય ખરો ? ઘરે લઈ જઈને પહેલા પાસે બેસા-

ડીને જમાડે ખરો ? ઘરે લઈ જઈ, જમાડીને પછી પૂછે કે–
'તારૂ નામ શું ? કોનો દીકરો તૂ ? કયી પોળમા રહે છે ?
તારા જેવાને આવો ધધો કયાથી હાથ લાગી ગયો ? તારે
આવો ધધો કરવાની કેમ ફરજ પડી ?' અને આવુ પૂછીને,
જો લાગે કે–બીચારાને પેટ ભરવાનો વાધો છે, વાખાનો માર્યો
આવા ધધામા પડી ગયો છે, તો એની યોગ્ય વ્યવસ્થા કરી
આપે અને કહે કે–' ફરીથી આવુ ન કરતો !' આવું કરનારા
ગૃહસ્થો હોય, તો એવાઓ સુધરી જાય કે નહિ ? પણ એવું
તો પ્રાય કોઈને ય કરવું નથી ગરીબો પ્રત્યે એટલી સહાનુભૂતિ
પણ નથી અને બીજાઓને મદદ રૂપ થવાની ઉદારતા પણ
નથી મૂળમા જ ખામી છે. મોટે ભાગે તો, મોટા ચોરોએ
નાના ચોરોને સજા કરવા માડી છે. આમા તો ગૃહસ્થાઈ લાજે છે

<u>ચોરી કરે છતા પોતાને ચોર માને નહિ</u>

ગૃહસ્થ માટે જે સામાન્ય ચીજ ગણાય, એવી નીતિ
પણ આજે ઘણા અંશે નીકળી ગઈ છે આજે મોટે ભાગે
એવું થતુ જાય છે કે–જે વિશ્વાસ રાખે, તે જરૂર ફસી જાય
ગણ્યા વિના રૂપીઆ આપવા માડે ને ઘેર પહોંચાડવાના હોય,
તો ભાગ્યે જ ઘેર પૂરા જાય આજે રેલ્વે ખાતુ, ટપાલ ખાતુ,
જકાત ખાતુ વિગેરે ચોકસાઈ ન રાખે, તો ચાલી શકે એમ
લાગે છે ? કવર ઉપર એક આનાની ટીકીટ ચોડયે 'નૉટ પેઈડ'
(Not paid) થવાની બીક ન હોય, તો બે આનાની ટીકીટ
ચોડવાના કાયદાનું પાલન કેટલા કરે ? આ તો એક આનાની
ટીકીટ ચોઢી હોય, તો ઝટ પેલાનો કાગળ આવે કે–અઢી
બેવડા ભરવા પડ્યા, માટે બે આનાની ટીકીટ ચોડો છો મે ?

બાકી તો જ્યાં ચાલી શકે તેમ હોય, ત્યાં રેલ્વેની, ટપાલની કે જકાત વિગેરેની ચોરી કરવામાં વાંધો નહિ ને ? તમને એમાં વાંધો ન લાગતો હોય, પણ એ ચોરી તો કહેવાય જ. તમે આવી ચોરી કરો, તે છતાં પણ 'અમે ચોર છીએ'—એમ તમે માનો ખરા ? પેલા ચપલ ચોરનારાઓ, ખીસ્સાકાતરૂઓ અથવા તો ઘર ફાડનારાઓ તો માને છે કે-'અમે ચોર છીએ' અને તમે કદાચ હુંશીયારીથી, અનેકને ભેગા ભેળવીને, એનાથી પણ ભયંકર ગણાય તેવી ચોરીઓ કરો, તો ય શું માનો ? 'અમે મહા ચોર છીએ'—એવું થાય ખરૂં ? નહિ ને ? આવા પ્રકારનું જીવન યોગની બીજી ભૂમિકા ઉપર ચાલી શકે નહિ. યોગની બીજી ભૂમિકાનું જીવન જીવનારા બનનારે તો, એવા નીતિમાન બનવું જોઈએ કે-ચોપડો અથવા ડાયરી, જે રાખતો હોય તે, એ એવું હોય કે-એ જેને બતાવવું પડે, તેને એ વગર સંકોચે બતાવી શકાય. આવક, જાવક અને મુડીનો મેળ મળે. પગાર, ખર્ચો ને ખર્ચેલ બતાવી શકે. આજે કેટલા ય એવા છે કે-જો એનો પગાર પૂછો અને એનો ખર્ચો તપાસો, તો ખાત્રી થાય કે-આ ભયંકર ચોર છે. ત્યારે આજે માત્ર વેપારી જ ખરાબ છે, એવું તો નથી ને ? જે કોઈ કેવળ પૈસાની જ પાછળ પડ્યા છે, તે બધા એવા છે ને ? એમાં અપવાદ જરૂર હશે, પણ મોટે ભાગે આવું છે ને ? પગાર અને ખર્ચ જોતાં ખૂટવું જોઈએ એમ લાગે અથવા તો અમુક જ વધવું જોઈએ એમ લાગે, એને બદલે ઘણું વધારે નીકળે, તો એ ક્યાંથી આવ્યું, એ કોઈ સાહેબ બતાવી શકે ? સાહેબ સમજ્યા ને ? ખુરશીએ બેસનારા, ડીગ્રીવાળા,

એ વિગેરે જો આવુ ચાલી પડ્યુ છે, તો પછી આજે મુખ્યતવે માત્ર વેપારિઓને જ ડાકુ, કાળા બજારીઆ આદિ તરીકે કેમ ઓળખાવવા માડયા છે ?

મ૦ એમને અમે ઓળખીએ માટે !

અને એ તમને નહિ ઓળખતા હોય ? વેપારિઓ બીજાઓને માટે તમારી જેમ નથી બોલતા, તે નબળા છે માટે કે એ તમને ઓળખતા નથી માટે ?

## નાના પકડાય ને મોટા મોજ કરે

આપણો મુદ્દો એ છે કે-ગૃહસ્થ માણુસને પૈસાનો ખપ પડયા વિના રહે નહિ, એટલે એને પૈસો મેળવવો પણ પડે અને કદાચ પૈસો સાચવવો પણ પડે, તો ગૃહસ્થપણાની દૃષ્ટિએ એ મહા પાપની કોટિનુ પાપ નથી, પણ ગૃહસ્થ જો અનીતિથી પૈસો મેળવે, તો તે મહા પાપ છે ગૃહસ્થપણાને અગે, પૈસો મેળવવા કરતા અનીતિ એ મહા પાપ ગણાય આ અનીતિના મહા પાપથી બચેલા, સર્વથા નિર્લેપ રહેલા કેટલા મળે ? અનીતિ કરનારને પકડવાના કામ માટે નિયુક્ત થયેલાઓ તો, એમાથી બાકાત રહે ને ? કે પછી એમા ય ઠીક ઠીક ચાલે છે ?

સ૦ હુશીયાર સાચવીને કરે

એટલે પકડે એવાને મેળવીને ચાલે અને પકડનારા મળીને ચાલવા દે, એમ ને ? આમ જગત કેમ ચાલશે ? નાના પકડાય ને મોટા મોજ કરે ? નાનો પકડાય તો એને ઉદાર દૃષ્ટિએ જોવાય છે ય ખરો ? 'માસુલી માણુસ છે, બીચારો સ્વાર્થનો માર્યો ભૂલ કરે, મોટા મોટા પણ જે,

કાળમા તક જતી કરતા ન હોય, એ કાળમા આવા ભૂલ કરે, એમા નવાઈ શી ? '—આવી કોઈ વિચારણા એને માટે આવે ખરી ?

સ૦ કાયદો બધા માટે સરખો

કાયદો બધાને માટે સરખો—એ બોલવામા જ કે પાળવામા પણ ? કાયદો બધાને માટે સરખો—એવું બોલનારાઓ, કાયદાને પાળવાને માટે કેટલા તૈયાર રહે છે ? કાયદો બધાને માટે સરખો—એવું કહેનારા અને સાથે સાથે એ વાતને પોતાના જીવનમા પણ ઉતારનારાઓ તો, પ્રાય. ખૂટી જ ગયા છે ને ? શાથી ? ભોગની ને પરિગ્રહની ભૂખની માત્રા વધી ગઈ છે એથી !

## આધ્યાત્મિક શિક્ષણથી જગતને લાભ

અધ્યાત્મની મહત્તા પરમાદર્શ આદિને અગે તો છે જ, પણ એનાથી જગતમા પણ નિરૂપદ્રવપણુ પ્રસાર પામે છે શાથી ? શાસ્ત્રો અધ્યાત્મિઓને એવો બોધપાઠ આપે છે કે—' તમે ક્યાંકથી અહી આવીને જન્મ્યા છો, અહીં તમારે જીવવાનુ થોડો કાળ છે, અહી તમે જે કાઈ નાનું કે મોટુ પાપ કરશો, તે પાપની સજા તમારે જ ભોગવવી પડશે, માટે સાચવીને જીવો, સર્વથા ત્યાગ ન કરી શકો, તો ય નીતિથી જે મળે તેમા સતોષ રાખો, ભોગાદિકની ઇચ્છાઓને મારતા શીખો અને જે જોઇએ તે ગમે તે રીતિએ મેળવવાને મથો નહિ, બને તેટલું બીજાઓનુ ભલુ કરો, પણ બીજાઓના ભૂડાથી બચવામા આનદ માનો ! ' આવુ શિક્ષણ આ દેશમા ખૂબ અપાતુ હતુ અને એથી જ એ કાળમાં આજના જેવા ઉપદ્રવો હતા નહિ હમણા આ શિક્ષણ તો લગભગ બધ

જેવુ થઈ ગયું છે અને હમણા શિક્ષણમા એવો ફેરફાર કરાવી શકાય એ ય સભવિત લાગતુ નથી, પણ તમને જો આ વાત જચી હોય, તો તમે નક્કી કરો કે-' આપણે તો આપણુ જીવન ફેરવો જ '

## સાધુ જેવા છે-એવુ કયારે કહેવાય ?

યોગની બીજી ભૂમિકાને પામેલો ગૃહસ્થ, કોઈ પણ નિરપરાધી હાલતા-ચાલતા જીવનો, એનો નાશ કરવાની બુદ્ધિએ નાશ કરવો નહિ, એવા નિયમવાળો હોય એને અપરાધિની હિસા કરવી પડે, તો ય એને લાગે કે-' મારે ન છૂટકે આ કરવુ પડે છે ' એવા વખતે તો એને પોતાનું ગૃહસ્થપણુ ખાસ કરીને બહુ કારમુ લાગે થાય કે-' હુ સાધુ બની શકયો નથી, માટે મારે આવું પાપ કરવું પડે છે ' આવી બુદ્ધિવાળો જે હોય, તે અસત્ય બોલવામા, ચોરી કરવામા, ભોગ ભોગવવામા અને ધનાદિ રાખવા વિગેરેમાં પણ કાબૂવાળો બને આમ જો ગૃહસ્થ હિસાદિ ઉપર કાબૂવાળો બને, તો તે જગતમા દેવની માફક ફરી શકે ને ?' આવો પણ ગૃહસ્થ, એને મોટી લાલસા કયી હોય ? સાધુજીવનને જીવવાની ! લાલસા સાધુજીવનને જીવવાની હોય, તો હિસાદિ પાપોને અમુક પ્રમાણમા તજી શકવાં છતા, જે હિસાદિ પાપો એને કરવા પડે, એને માટે એના હૈયામા ભાવ કેવો હોય ? માટે ગયા રવિવારે કહ્યું હતું કે-એવો ગૃહસ્થ પણ સાધુ બનવાની હરિફાઈ કરનારો હોય ! સાધુ બનવાની હરિફાઇ કરનારો એટલે, લોક એને માટે એમ કહે કે-આ માણસ સાધુ જેવો છે પહેલી

વાળા જ સાધુ કહેવાય, પણ તમે કેવા કહેવડાવવાને ઇચ્છો છો ? લોક તમને સાધુ જેવા કહે, તો તે તમને ગમે ને ? એ માટે બીજી ભૂમિકાનુ પણ સર્વોચ્ચ ગણાય તેવુ જીવન જીવવું પડે

ત્રીજી ભૂમિકા જોગા હૈયા વિના કોઈ ભૂમિકા નહિ

હિંસાદિ ન થઈ જાય, તે માટે બધી સાવચેતી પૂર્વક જીવવાની વાત છે સર્વત્યાગ પહેલી ભૂમિકામા અને દેશથી ત્યાગ બીજી ભૂમિકામા હિંસાદિ પાપોના ત્યાગપૂર્વકનું જીવન જ જીવવા લાયક છે–એમ જે માને અને આપણે જેમ કહી આવ્યા તેમ દેવાદિની માન્યતામાં જે સાચી સુનિશ્ચિત મતિવાળો હોય, તે ત્રીજી ભૂમિકામા ગણાય ત્રીજી ભૂમિકામા જેવી મતિ અવશ્ય જોઈએ, તેવી મતિવાળાઓ જ સાચી રીતિએ બીજી અગર પહેલી ભૂમિકાના જીવનને જીવી શકે છે જેનું ત્રીજી ભૂમિકા જોગુ હૈયુ નથી, તે તો કોઈ જ ભૂમિકામા નથી તમારાથી પહેલી ભૂમિકાનું જીવન તો જીવાય તેમ નથી, પણ બીજી ભૂમિકાનુ જીવન તો તમે ધારો તો જીવી શકો તેમ છો ને ? એ માટે ત્રીજી ભૂમિકામા જેવું હૈયું આવશ્યક છે, તેવું હૈયું બનાવીને હવે તમે બીજી ભૂમિકાનુ જીવન જીવવાનો પ્રયત્ન કરવાના ને ? એટલે, આજે ઘરે જઈને કુટુબને ભેગુ કરવાના ને કુટુબને ભેગુ કરીને કહેવાના કે–' આપણા ઘરમા ચોરી આદિથી આવેલુ જેટલુ ધન હોય, તે બધુ આપણે હવે કાઢી નાખવાનુ છે અને બાકીના ધનમા હવેથી ચોરી આદિથી આવેલુ ધન ભળી જાય નહિ, તેની કાળજી રાખવાની છે હું અનીતિનુ ધન લાવીશ નહિ, અને તમે અનીતિનું કાંઈ રાખશો નહિ ' આ રીતિએ શરૂઆત

કરવાના ? હૈયાને પણ એવુ જ કેળવવાના, કે જેથી વીતરાગ સિવાય કોઈ દેવ લાગે નહિ, કેમ કે-મોક્ષ સિવાય કાઈ પણ પરમ સાધ્ય નથી, એ વાત નક્કી થઈ ગઈ છે જે વીતરાગ સિવાયનાને દેવ માને નહિ અને મોક્ષ એ જ જેનુ પરમ સાધ્ય હોય, તે ગુરૂ કેવાને માને ? જેમણે પોતાની ભોગની ને પરિગ્રહની ભૂખને મારીને તેના સગને તજી દીધો છે અને જેઓ શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ હિસાદિ મહા પાપોને સર્વ પ્રકારે તજીને સાચુ શ્રમણજીવન જીવે છે, તે સિવાયના કોઈ સદ્ગુરૂ હોઈ શકે નહિ-એવુ માનવાના ? અને આવો ત્યાગ જેમા છે, એવો શ્રી વીતરાગે કહેલો ધર્મ જ સેવવા યોગ્ય છે, એમ પણ માનવાના ને ? હૈયાને આવું કેળવવાપૂર્વક, હવે ભોગની ને પરિગ્રહની ભૂખને મારવાની શરૂઆત કરવાના ? એ ભૂખ ન મરે ત્યા સુધી એના ઉપર કાબૂ મેળવવાપૂર્વક જીવવાના ? હિંસા, અસત્ય, ચોરી વિગેરે ઉપર પણ કાબૂ મેળવવાના ? એ બધા ઉપર કાબૂ ન આવે, ત્યા સુધી ય હૈયાને તો બરાબર જાળવવાના ને ? આવા જ દેવ, આવા જ ગુરૂ અને આવો જ ધર્મ સેવવા લાયક છે, એ માન્યતા તો અખડ બની રહેવી જોઈએ પ્રમાણિકપણાથી મળે તેમા જ જીવવું, એ ભારે કામ છે ? કદાચ કોઈને એ ભારે કામ પણ લાગે, પણ એને ય ગમે શુ ? ગમે તો પ્રમાણિકપણુ જ ને ? એટલે અનીતિ કરતા, અનીતિથી આવેલુ લેતા હાથ ધ્રુજે ? હૈયુ પણ ધ્રુજે ? ધનનો લોભ હૈયામા બેઠેલો છે, તે અનીતિ કરવા પ્રેરે, અનીતિથી આવેલુ લેવડાવે, પણ એ લોભ ખરાબ છે-એમ તો થાય ને ? કહો કે-"ચાલશે ત્યા સુધી તો અનીતિ કરશું જ નહિ અને કદાચ

અનીતિ કરવી પડશે તો પણ અનીતિ કરતા હાથ ધ્રુજશે ને હૈયુ ખટક અનુભવશે ' આ ત્રીજી ભૂમિકાની વાત છે હૈયું બહુ જ સુનિશ્ચિત પાપનો ત્યાગ નહિ હોવા છતા પણ, પાપ અંશે પણ ગમે નહિ જેઓ બીજી ભૂમિકાના જીવનને જીવવાને માટે પણ અશક્ત હોય, તેઓ આ ત્રીજી ભૂમિકા જેવુ હૈયુ કેળવીને, બીજી ને પહેલી ભૂમિકા તરફ નજર માંડીને જીવે

યોગની પૂર્વભૂમિકા

યોગની આ ત્રણ ભૂમિકાઓ છે મોક્ષનો જે સાચો ઉપાય, તેમા હૈયાનુ સુનિશ્ચિતપણુ, એ પહેલુ જરૂરી છે પછી મોક્ષના ઉપાય રૂપે બીજી ભૂમિકાનુ સેવન અને સમર્થ માટે પહેલી ભૂમિકાનુ સેવન આને જ યોગ કહેવાય, કેમ કે–મન, વચન, કાયાની જે પ્રવૃત્તિ આત્માને મોક્ષની સાથે યોજે, તેનું નામ યોગ છે હવે આપણે એક એવી ભૂમિકાના જીવનની વાત કરવી છે, કે જે ભૂમિકાના જીવનને યોગની પૂર્વભૂમિકાનું જીવન કહેવાય છે જેવા પ્રકારના જીવનમાથી યોગને સહેલાઈથી પામી શકાય, તેવા પ્રકારના જીવનની વાત કરવી છે એમા પણ ઘણા ગુણો જોઈશે આજે જેઓ યોગની ત્રણ ભૂમિકાઓમાથી એક પણ ભૂમિકાને પામી શકે તેમ ન હોય, તેઓએ યોગની આ પૂર્વભૂમિકાના જીવનને તો અવશ્ય જીવવાનો પ્રયત્ન કરવો જોઈએ અને તેમા હેતુ–યોગની આ ત્રણ ભૂમિકાઓને પામવાનો હોય, તો કાળે કરીને પણ જરૂર યોગની આ ત્રણ ભૂમિકાઓને પામી શકાય

રામાયણનાં પાત્રો

બધી ભૂમિકાઓ બરાબર ગોઠવાઈ જાય, ક્યા ? તમારા

અન્ત કરણમા, પછી રામાયણના પાત્રોની વાત કહેવાય તો ઠીક-એમ મને લાગુ છે પછી તમે એ મહાપુરૂષોના પ્રસગોને યાદ રાખીને, તેમના સ્વરૂપનો વ્યાજબી નિર્ણય કરી શકશો પછી તમારે કેવા પ્રકારે જીવવુ જોઇએ, એનો તમને આપોઆપ ખ્યાલ આવવા માડશે એટલા માટે સાધુજીવનને જીવનારા મહાભાગોના બહુ દૃષ્ટાન્તો લાવવાની ભાવના નથી, કેમ કે-હાલ તો તમને આ બધુ સર્વથા મૂકવાનુ મન નથી સાધુપુરૂષોની વાત લાવુ, તો તમે શુ કરો? બહુ તો હાથ જોડો ને કદાચ એમ થાય કે-' આવા આપણાથી થવાય તેમ નથી ' પણ એવા ન થવાય-તેનુ જેમને દુ ખ હોય, તેમને ઉપયોગી થાય તેવા દૃષ્ટાન્તો લાવુ તો? સ સારમા બેઠેલા છતા સારૂં જીવન જીવનારાઓનીવાત લાવુ તો સારૂં ને? એવા પાત્રો પણ રામાયણમાથી જ શોધીને રજૂ કરવા છે રામાયણનો વિષય, એ સર્વમાન્ય વિષય છે, એટલે એ તમને વધારે અનુકૂળ થશે જો કે-એના વૃત્તાન્તો આદિના સ બ ધમા માન્યતાફેર છે, પણ અમારે ત્યા રામાયણનું વર્ણન છે અને એ વર્ણનમાથી જ કેટલાક પ્રસ ગો તમારી પાસે મૂકવાની ભાવના છે તમને ખ્યાલ આવશે કે-રામાયણના અમુક પાત્રો, ગૃહસ્થજીવન જીવનારા હોવા છતા પણ, કેવા ઉચ્ચ પ્રકારનુ જીવન જીવનારા હતા

## અમુક પ્રસ ગે તો ધન-ભોગ તજવા જ જોઇએ છે?

દુનિયામા બેઠે બેઠે પણ અવસરે ભોગસુખોને ને ધના દિકને છોડવાની કળા શીખવી છે ને? દુનિયામાં જે બેઠેલો હોય -એને માટે ય, પૈસા વિગેરેને અવસરે લાત મારતા આવડે, તો જ તે એનુ ભૂષણ ગણાય તમને પૈસાને અને ભોગને

ક્યારે લાત માગવાનુ મન થાય? તમારામાં એવુ કયુ કૌવત છે કે–અમુક પ્રસગે તો તમે બધુ જ છોડીને ચાલી નીકળો? પૈસાને ને ભોગને લાત મારીને ચાલ્યા જવાનુ તમે પસદ કરો, એવા કોઇ પ્રસગો તમે નક્કી કરી રાખ્યા છે? ધન રાખવુ, ભોગ ભોગવવા, એ વિગેરે સારૂ તો નથી જ, ખરાબ છે, પણ એમ માનવા છતા ય હાલ એ મૂકી શકીએ તેમ નથી–આવા ગૃહસ્થોને પણ, એવા પ્રસગો આવે,- કે જ્યારે એ ધન અને ભોગાદિને લાત મારીને પણ એમને પોતાને જાળવવા યોગ્ય વસ્તુને જાળવવી પડે અને એવા ગૃહસ્થો જે હોય તે ઉચી કોટિના ગૃહસ્થો ગણાય તમે ભલે આમ ધનાદિકને હાલ તજી શકો તેમ ન હો, પણ અમુક પ્રસગે તો અમે એ બધાને તજ્યા વિના રહીએ જ નહિ–એવા કોઈ પ્રસગો તમે નક્કી કરી રાખ્યા હોય તો કહો

સ૦ ધર્મને માટે ધર્મને માટે કામ ન લાગે તો બધુ રાખ્યુ શા કામનુ ?

બોલવુ એ જૂદી ચીજ છે અને અવસર આવી લાગ્યે તેનો અમલ કરવો એ જૂદી ચીજ છે રામાયણમા જેમની વાત છે, તે એવા હતા કે–એમણે નક્કી કરેલા આદર્શોને માટે, એમને જે છોડવુ જરૂરી લાગે તે છોડવાની, એમની તૈયારી હતી દેવને માટે, ગુરૂને માટે ને ધર્મને માટે જેઓ સર્વત્યાગ કરી શકે છે, તેઓ તો ઉચુ જીવન, કે જેને આપણે શ્રમણ જીવન તરીકે ઓળખાવ્યું, તે જીવનને જીવનારા બને છે આ તો તમે જ્યા બેઠા છો, ત્યા પણ મા–બાપ વિગેરેના સતોષને માટે શું શું છોડવાને તૈયાર છો, એની વાત છે

## આજે કેળવાતું માનસ

તમારાથી કોઈ આજે દેવની આજ્ઞા ખાતર, ગુરૂની આજ્ઞા ખાતર, ધર્મની ઉપાસના ખાતર બધુ છોડી શકાય તેમ છે ? આજે તો તમે દેવ પાસે જઈને તાંબીયો નાખી આવો છો, કે જે હમણા કાણો થઈ ગયો છે તાંબીયો કાણો, એ સૂચવે છે કે-ભાગ્ય કાણુ થયુ છે આગળ નાણાથી દેશની સ્થિતિ મપાતી અત્યારે દેશની બધી સ્થિતિ દેશનુ દુર્ભાગ્ય સૂચવે છે. અમારી આખે અમને દેશની ચઢતી નથી દેખાતી પણ પડતી દેખાય છે હમણા મોટે ભાગે પોતાના જીવનની જ ચિન્તા છે પોતાના જીવન સિવાય બીજાના જીવનની કિમત પ્રાય લાગતી જ નથી હમણા હમણામા તો એવી માન્યતા પણ પ્રવર્તવા માડી છે કે-' બીજા જો અસત્ય બોલે, બીજા જો ચોરી કરે, તો તે ભૂડુ કહેવાય, પણ અમે જો અસત્ય બોલીએ, અમે જો ચોરી કરીએ, તો તે ભૂડુ કહેવાય નહિ બીજાની આડે અમે આવીએ તેમા વાધો નહિ, પણ અમારી આડે કોઈ નહિ આવવુ જોઈએ ' પોતે જે કરે તે પુણ્ય અને બીજા જે કરે તે પાપ ! આપણે પાપ કરીએ તો ય કહીએ કે-' એ કરવાની જરૂર હતી ' અને બીજો કોઈ એવુ કરે તો કહીએ કે-' જરૂર વગર પાપ કર્યું ! ' આપણે જે કરીએ તે બધુ ડહાપણભર્યું અને બીજાઓ એવુ જ કરે અથવા એથી ઓછુ કરે તો ય તે મૂર્ખ, પાપી, કેમ કે-વગર જરૂરે કરે છે ! આવુ માનસ કેળવાતુ જાય છે ને ? તમને પાપી બીજાઓ છે એમ લાગે છે કે તમે પોતે પણ પાપી જ છો એમ લાગે છે ? તમે એકાન્તમાં બેસીને વિચારો, તો તમને કોણ વધારે પાપી લાગે ? પાપી તરીકે ઓળખાતાઓ

તમે ? છાપા સવારે આવે અને તમે એ વાચો, ત્યારે 'અમુક આવા ને અમુક તેવા'–એવી વાતો કરો છો ને ? પણ 'હુ કેવો ?'–એવો વિચાર તમને ક્યારે આવે છે ? જ્યા સુધી પોતાનો વિચાર ન આવે, ત્યા સુધી જરૂરી ત્યાગ આવે નહિ અને જીવન કદરૂપું જ બન્યું રહે તમે નિર્ણય કરો કે–' બીજાઓ ગમે તેવા હોય, પણ અમારે તો સારા બનવુ જ છે ' સારા બનવાને માટે, પોતાના જીવનના કદરૂપાપણાને ઓળખી લેવુ પડે એ માટે સારા માણસોના જીવનોના દૃષ્ટાન્તો ઉપયોગી નિવડે, એટલે તમારી પાસે રામાયણમાથી અમુક પ્રસંગો ધરવાની ભાવના છે

# જનતાને હૈયે

સંપાદકીય-

અમદાવાદ-પ્રેમાભાઈ હૉલમાં આ પ્રવચનશ્રેણિનાં પાચ જાહેર પ્રવચનો થઇ ગયાં આ પાચ જાહેર પ્રવચનોએ જનતાના હૈયા ઉપર કેવી અસર નિપજાવી હતી, તેની ટૂંક નોંધ અમદાવાદના સુપ્રસિદ્ધ દૈનિક "ગુજરાત સમાચાર"માં લેવાઈ હતી 'વહેણુ વમળ' નામના પોતાના વિભાગમાં, 'ધર્મભાવના અને સદ્બોધ'-એ શિર્ષક હેઠળ, "ગુજરાત સમાચાર"ના તા ૨૨ મી જુનાઈ ૧૯૫૧, રવિવા ની વહેલી સવારે પ્રગટ થયેલા અ કમાં 'ગુજરાત સમાચાર'ના ત ત્રીશ્રીએ પોતાની નોંધમાં જાહેર કર્યું હતુ કે -

## ધર્મભાવના અને સદ્બોધ

અમદાવાદ શહેરમા છેલ્લા કેટલાક રવિવારથી પ્રેમાભાઈ હૉલમાં પ્રખર જૈન વિદ્વાન જૈનાચાર્ય શ્રીમદ્ વિજયરામચન્દ્ર સૂરીશ્વરજી મહારાજના વ્યાખ્યાનો સાભળવા જે મેદની એકઠી થાય છે અને છાપાઓમા એ પ્રવચનોના અહેવાલોને રસપૂર્વક અને કાઈક અંશે ભક્તિપૂર્વક વાચનારો વર્ગ જે વધતો જતો દેખાય છે એ સમાજના અ તરઆત્માને જગાડનારી શક્તિ વિષેની શ્રદ્ધા વધારે તેવી હકીકત છે એકતરફ જ્યારે અનીતિ, અસત્ય, કપટ, પ્રપચ, લોભ, પરિગ્રહવૃત્તિ, ભોગલાલસા, સત્તાલાલસા, વગેરે દુર્ગુણો સમાજના શરીરને સડાવી રહ્યા છે, નિર્મળ વૃત્તિઓ અને ધર્મભાવના જાળવવાનુ મુશ્કેલ બની જાય એવુ વાતાવરણ છે, ત્યારે સમાજને જાગૃત કરવા, એના શુભ તત્ત્વને ઢઢોળવા, આવા સદ્બોધની બહુ જ જરૂર છે અમદાવાદ શહેરના નાગરિકો 'ધર્મપ્રેમી છે ' અને ઘણા

સાધુ પુરૂષો, વિદ્વાનો અહિ પ્રવચનો તથા કથા કીર્તનો માટે આવે છે પણ ખરા, પરંતુ એમનો સદ્‌બોધ હૃદય સોંસરો જીવ અને જીવન ઉપર અસર કરે તો જ કામનો

આજે એવા સદ્‌બોધની ખૂબ જરૂર છે સમાજની નૈતિક અધોગતિના પુરાવા હાલતા ને ચાલતા ઠેબે ચઢે છે લક્ષ્મીની ચ ચળતા કરતા એની પાછળ આવતી મલિનતા, અહ કાર અને કષાનો બોધ નહિ લેખવાની વૃતિએ દાટ વાળવા માડ્યો છે મોટાનુ જોઈને શીખતા અથવા ઈર્ષાથી પણ અનુકરણ કરતા નાના માણસો પણ, જીવન પાથેય મુકી જાય છે તેવાઓને પાછા વાળવામા આવો સદ્‌બોધ જરૂર મદદ કરી શકે ધર્મભાવના પ્રગટે અને ઉત્કટ બને તો સમાજમા ઘણુ સુધરી જાય સડો અને ઝઘડા પણ જાય એટલે પ્રેમાભાઈ હૉલમા સમાજના જુદા જુદા થરોનુ જે સુદર પ્રતિનિધિત્વ જોવામા આવે છે, તે ઉપરથી એમ થાય છે કે–આખુ વર્ષ આવો સદ્‌બોધ પ્રજાને મળતો રહે, વિચારપ્રેરક વાણી સ ભળાતી રહે, ધર્મ-ભાવના, પ્રમાણિકતા, સત્યનિષ્ઠાની જ્યોતની વાટ સ કોરાતી રહે તો ઘણુ કામ થાય શહેરમા મજુર લત્તાઓમા, પ્રેમાભાઈ હોલ, ટાઉન હોલ, અને નવરોજી હોલ વગેરેમા દર રવિવારે આવા પ્રવચનો ગોઠવવામા આવે બધા ધર્મના સંતપુરૂષો, વિદ્વાનોના વચનામૃતોનો પ્રજાને લાભ મળે તો ઉત્તમ કામ થાય.

રામાયણમા સસ્કૃતિનો આદર્શ
'યોગની ભૂમિકાઓ' નામે પહેલો ભાગ
સમાપ્ત

## રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

આ વિષય ઉપર પૂ. પ્રવચનકાર મહાત્માના તેવીસ પ્રવચનો અમદાવાદના પ્રેમાભાઈ હોલમાં થયાં હતાં. એ તેવીસેય પ્રવચનોના સારભાગને પુસ્તકાકારે ચાર ભાગોમાં પ્રગટ કરવાનો નિર્ણય કર્યો છે

પહેલા ભાગમાં ૧ થી ૫ પ્રવચનો,
બીજા ભાગમાં ૬ થી ૧૧ પ્રવચનો,
ત્રીજા ભાગમાં ૧૨ થી ૧૭ પ્રવચનો;

—અને—

ચોથા ભાગમાં ૧૮ થી ૨૩ પ્રવચનો

આ સંગ્રહ કેટલો બધો સર્વોપયોગી છે, એ વિષે કાંઈ કહેવાની જરૂર નથી જેઓ ચારેય ભાગો ખરીદવાને ઇચ્છતા હોય, તેઓ નીચેના સરનામે નામ અને ઠેકાણું નોંધાવવાની કૃપા કરે, એટલે જેમ જેમ ભાગ તૈયાર થશે તેમ તેમ તેમને વી પી થી રવાના કરવામાં આવશે

લખો —

**શ્રી જૈન પ્રવચન કાર્યાલય**

કે ટંકશાળની પોળ અમદાવાદ